श्री खरतरगच्छीय ज्ञान मन्दिर, जयपुर
श्रीमोहनहर्षदेवपद्मकनकनिपुणभक्तिग्रन्थमाला (पुष्प ५)




# કર્મસિદ્ધાંત સંબંધી સાહિત્ય

(Literature about the Doctrine of Karman)

: પ્રેરક :

પ. પૂ. પન્યાસજી શ્રીનિપુણમુનિજી ગણિવર

પ્રણેતા

પ્રો. હીરાલાલ રસિકદાસ કાપડિયા એમ. એ.

વીરસંવત્ ૨૪૯૧] ઈ. સ. ૧૯૬૫ [વિ. સં. ૨૦૨૧

મૂલ્ય ત્રણ રૂપિયા

: પ્રકાશક :

શા. મઘરાજજી ખુમાજી વાદણવાડીવાળા
હાલ–મુ. વાઈ (મહારાષ્ટ્ર)

## વિ જ્ઞ પ્તિ

વિશેષ વિજ્ઞપ્તિ કે આ પુસ્તક જેમને અભિપ્રાયાર્થે અપાય તેમણે પોતાનો અભિપ્રાય પ્રો. કાપડિયા ઉપર આરોગ્યાર લખી મોકલવા અને જેમને સમાલોચનાર્થે આ મોકલાય તેમણે સમાલોચનાની નકલ એમને જ મોકલવા કૃપા કરવી.

—પ્રકાશક

* પ્રાપ્તિસ્થાન *

કાર્યવાહક: શ્રીમોહનલાલજી જૈન જ્ઞાનભંડાર,
ગોપીપુરા, સુરત.

: મુદ્રક :

વસંતલાલ રામલાલ શાહ
પ્ર ગ તિ મુ દ્ર ણા લ ય,
અપાટિયા ચકલા, સુરત.

# પ્રકાશકીય નિવેદન

'ભારત' વર્ષ એ અનેક ધર્મોનું જન્મસ્થાન છે. એ ધર્મો અહીં વિસ્તર્યા છે. દરેક ધર્મે પોતપોતાની નીતિરીતિ પ્રમાણે પ્રચાર કર્યો છે. દરેક ધર્મને સ્વકીય મૌલિક ગ્રન્થો પણ છે. 'કર્મસિદ્ધાન્ત' એ જૈન ધર્મનો—દર્શનનો એક પ્રાણ છે. એનું જેટલું અને જેવું તલસ્પર્શી વિવેચન જૈન સાહિત્યમાં છે તેવું અન્યત્ર ખાસ જણાતું નથી. જૈન દર્શન પ્રમાણે સંસારી જીવ કર્મને લઈને ભમ્યા કરે છે. એ જીવ અનાદિ કાળથી કર્મથી લિપ્ત છે. એ જીવે કર્મને મિત્ર તરીકે આવકાર્યો છે. તેથી એ સંસારમાં જન્મમરણ કર્યા જ કરે છે અને અનેકવિધ દુઃખદ પરિસ્થિતિઓનો પણ અનુભવ કરી રહ્યો છે. આ દુઃખોની પરંપરાથી મુક્ત થવા એ જીવે કર્મને સાચી અને સંપૂર્ણ રીતે ઓળખવું જોઈએ.

કર્મ એ કાંઈ જીવનો મિત્ર નથી પરંતુ દુશ્મન છે. આવી સમજણ કે લક્ષ થશે ત્યારે જ સંસારી જીવની સાથેનું કર્મનું એકમ તૂટશે અને તેમ થતાં ઉલટે એ શાશ્વત સુખનો ભોક્તા બનશે. આ કારણે જ દરેકને કર્મના તલસ્પર્શી જ્ઞાનની જીવનમાં અનિવાર્ય આવશ્યકતા છે. આ વિચારથી પરમ પૂજ્ય પન્યાસજી શ્રીનિપુણમુનિજી ગણિવર્યને અને પૂજ્યશ્રી ભક્તિમુનિજી મહારાજને ભાવના થઈ કે કોઈ પણ મુમુક્ષુ આ ગહન કર્મ-સિદ્ધાન્ત બરાબર સમજી શકે એવો આધુનિક ગુજરાતી ભાષામાં સમુચિત શૈલીમાં એક ગ્રન્થ તૈયાર થાય તો સારું. એ વિચાર એમની પાસે અવારનવાર આવતા પ્રોફેસર હીરાલાલ રસિકદાસ કાપડિયાને એમણે જણાવ્યો. એમને એ વિચારને પુષ્ટિ આપી અને જૈન શાસન અને સાહિત્યના અનુરાગથી કર્મસાહિત્યને લગતા ગ્રન્થને તૈયાર કરવાના શ્રીગણેશ પણ માંડ્યા, જો કે એમની શારીરિક વગેરેની પરિસ્થિતિ પૂરેપૂરી સાનુકૂળ ન હતી. આ ગ્રન્થનું નામ એમણે

**કર્મમીમાંસા** રાખ્યું. એ ગ્રન્થ ક્રાઉન આઠપેજી લગભગ ૮૦થી ૧૦૦ ફૉર્મ જેટલો થશે એમ જણાતાં એ બે વિભાગમાં રજૂ કરવાનો એમણે વિચાર રાખ્યો છે. સાહિત્યકારોને તેમ જ કર્મસિદ્ધાન્તના અભ્યાસીઓને અને વળી કર્મતત્ત્વના ગવેષકોને માર્ગદર્શક બને તેવા આ **કર્મમીમાંસા** નામના ગ્રન્થના પ્રસ્તાવરૂપે શ્વેતાંબરીય અને દિગમ્બરીય કૃતિઓ અને તેના કર્તાઓનો પણ પરિચય આપતું **કર્મસિદ્ધાન્ત સંબંધી સાહિત્ય** (Literature about the Doctrine of Karman) નામનું આ પુસ્તક એમણે તૈયાર કર્યું છે.

પ્રો. કાપડિયાના નામથી અને એમની સાહિત્યપ્રવૃત્તિથી જૈનો જ નહિ પરંતુ કેટલા યે અજૈન વિદ્વાનો સુપરિચિત છે એટલે એમને અંગે વિશેષ ન કહેતાં એમની કૃતિઓની સૂચી પૃ. ૬–૧૦માં અમે આપી છે.

અત્યાર સુધીમાં પ્રસ્તુત ગ્રન્થમાલામાં અમે નીચે મુજબનાં ચાર પુષ્પો પ્રસિદ્ધ કર્યાં છે અને આજે આ ગ્રન્થમાલામાં પાંચમા પુષ્પ તરીકે આ પુસ્તક પ્રસિદ્ધ કરતાં અમને ઘણો આનંદ થાય છે.

૧. શ્રીનેમવિજયજીએ રચેલો [1]ધર્મપરીક્ષાનો રાસ સાર્થ.
૨–૪. શ્રીસિદ્ધાન્તસારકૃત દર્શનરત્નરત્નાકર (ભા. ૧–૩).

આ ત્રણે ભાગ શ્રીમોહનલાલજી જૈન જ્ઞાનભંડારના કાર્યવાહક (ગોપીપુરા, સુરત) પાસેથી આઠ આઠ રૂપિયે વેચાતા મળી શકશે.

પ્રસ્તુત પુસ્તકના પ્રકાશન અંગે પ. પૂ. પં. શ્રીનિપુણમુનિજી ગણિવર્યે અમને પ્રેરણા કરી હતી તે બદલ અમે તેમનો સહૃદય ઉપકાર માનીએ છીએ. અસારું આ પુસ્તક બને એટલું શુદ્ધ છપાય તે માટે પં. શ્રીનિપુણમુનિજી ગણિવર્યના શિષ્યરત્ન શ્રીચિદાનન્દમુનિજીએ બીજી વારના મુદ્રણપત્રોની બીજી નકલ જોઈ આપી છે તે માટે અમો એમના ઋણી છીએ.

૧ આ પુસ્તક સિલકમાં નથી.

પ્રો. કાપડિયાએ આ પુસ્તક તૈયાર કરવામાં જે પુષ્કળ પરિશ્રમ સેવ્યો છે તે બદલ અમે એમને ધન્યવાદ આપીએ છીએ અને એ પુસ્તકનો લાભ લઈ જેઓ એનો ઉપયોગ કરશે તેમની અમે અનુમોદના કરીએ છીએ. ઇતિ શં.

વાંઈ.<br>
મૌન એકાદશી<br>
વિ. સં. ૨૦૨૧

લિ. સંઘસેવક,<br>
શા. મઘરાજ ખુમચંદજી

## પ્રો. હીરાલાલ ર. કાપડિયાની અન્ય કૃતિઓ
## (BY THE SAME AUTHOR)

### (૧) સ્વરચિત અને સંપાદિત (૧-૨૮)

૧-૬. આર્હત જીવન જ્યોતિ (કિરણાવલી [૧]૧-૬) (૧૯૩૪, '૩૫, '૩૫, '૩૬, '૩૭ અને '૪૨)
૭. પતંગપુરાણ યાને કનકવાની કથની (૧૯૩૮)
૮. [૨]પતંગપોથી (૧૯૩૯)
૯. આર્હત આગમોનું અવલોકન યાને તત્ત્વરસિકચન્દ્રિકા (ભાગ ૧) (૧૯૩૯)
૧૦. આગમોનું દિગ્દર્શન (૧૯૪૮)
૧૧. પાઇય (પ્રાકૃત) ભાષાઓ અને સાહિત્ય (૧૯૫૦)
૧૨. પિસ્તાલીસ આગમો (૧૯૫૪)
૧૩. જૈન સંસ્કૃત સાહિત્યનો ઇતિહાસ (ખંડ ૧ : સાર્વજનીન સાહિત્ય) (૧૯૫૭)
૧૪. [૩]હીરક-સાહિત્ય-વિહાર (૧૯૬૦)
૧૫. વિનયસૌરભ (૧૯૬૨)

---

૧ પહેલી કિરણાવલીનું દ્વિતીય સંસ્કરણ ઈ. સ. ૧૯૪૦માં પ્રકાશિત કરાયું છે.

૨ આ લખાણ "પતંગ અંક" (સચિત્ર) તરીકે "ગાંડીવ" (વ. ૧૩, અં. ૧૨)માં છપાવાયું છે

૩ આમાં પ્રો. કાપડિયાના પ્રકાશિત અને અપ્રકાશિત પુસ્તકો તેમ જ ઈ. સ. ૧૯૬૦ના જુલાઈ સુધીમાં છપાયેલા ૫૪૬ લેખોની નોંધ છે. આ પૈકી ૪૯૭ લેખો ગુજરાતીમાં, ૩૮ અંગ્રેજીમાં, ૯ હિન્દીમાં અને ૨ સંસ્કૃતમાં છે. લગભગ ૫૦૦ લેખો અપ્રકાશિત છે.

૩૫. ચતુર્વિંશતિજિનાનન્દસ્તુતિ (સટીક) (૧૯૨૭)
૩૬. તત્ત્વાર્થસૂત્ર (૧૯૨૮)
૩૭. વૈરાગ્યરસમંજરી (૧૯૩૦)
૩૮. [1]જૈનતત્ત્વપ્રદીપ (૧૯૩૨)
૩૯. [2]ભક્તામર–કલ્યાણમન્દિર–નમિઊણ–સ્તોત્રત્રય (સટીક) સંસ્કૃત ભૂમિકા સહિત (૧૯૩૨)
૪૦. ઋષભપંચાશિકા (ઉસભપંચાસિયા) અને વીરસ્તુતિયુગલરૂપ કૃતિકલાપ (૧૯૩૩)
૪૧. ચતુર્વિંશતિપ્રબન્ધ (૧૯૩૪)
૪૨. [3]ગણહરવાય (ગણધરવાદ) (ગા. ૧૫૪૯–૧૬૧૯) (૧૯૪૨)
૪૩. કંસવહ (કંસવધ) (પદ્યાત્મક) (૧૯૪૪)

## (૩) સંશોધિત અને સંપાદિત (૪૪–૫૬)

૪૪–૪૫. તત્ત્વાર્થાધિગમસૂત્ર સ્વોપજ્ઞ ભાષ્ય અને સિદ્ધસેનીય ટીકા તેમ જ સંસ્કૃત અને અંગ્રેજી ઉપોદ્‌ઘાત સહિત (૧૯૨૬ અને ૧૯૩૦)
૪૬. શોભનસ્તુતિ વિવિધ ટીકાઓ અને સં. ભૂમિકા સહિત (સચિત્ર) (૧૯૩૦)
૪૭. પદ્માનન્દ–મહાકાવ્ય સં. ભૂમિકા અને અં. ઉપોદ્‌ઘાત સહિત (૧૯૩૨)
૪૮. ચતુર્વિંશતિપ્રબન્ધ સં. પ્રસ્તાવના સહિત (૧૯૩૨)
૪૯. પ્રિયંકરનૃપકથા અને ઉવસગ્ગહરથોત્ત સં. પ્રસ્તાવના સહિત (૧૯૩૨)
૫૦. જૈનધર્મવરસ્તોત્ર (સટીક), ગોધૂલિકાર્થ અને સભાચમત્કાર સં. પ્રસ્તાવના સહિત (૧૯૩૩)

---

૧ આના વિસ્તૃત વિવેચનનું નામ **આર્હત-દર્શન-દીપિકા** છે.
૨ આ ત્રણે સ્તોત્રોનો અંગ્રેજીમાં અનુવાદ કરાયો છે.
૩ આનો અંગ્રેજી સ્પષ્ટીકરણપૂર્વક કેવળ અંગ્રેજીમાં અનુવાદ કરાયો છે.

૫૧. અનેકાર્થરત્નમંજૂષા સં. પ્રસ્તાવના સહિત (૧૯૩૩)
૫૨. ગણિતતિલક અં. [1]ઉપોદ્ઘાત અને સં. પ્રસ્તાવના સહિત (૧૯૩૭)
૫૩–૫૪. અનેકાન્તજયપતાકા (સટીક) (ખંડ ૧–૨) અં. ઉપોદ્ઘાત સહિત (૧૯૪૦ અને ૧૯૪૭)
૫૫. નવતત્ત્વસંગ્રહ (હિન્દી) (૧૯૩૧)
૫૬. The Doctrine of Karman in Jain Philosophy (૧૯૪૨)

## (૪) છપાતી (૧–૩) (in press)

૧. યશોદોહન (ન્યાયવિશારદ ન્યાયાચાર્ય ઉપાધ્યાય શ્રીયશોવિજયગણિનાં જીવન અને કવન)
૨. જૈન સંસ્કૃત સાહિત્યનો ઇતિહાસ (ખંડ ૨, ભાગ ૧)
૩. Descriptive Catalogue of the Government Collections of Manuscripts (Vol. XIX, sec. 2, pt. 1).

## (૫) અપ્રકાશિત (૧–૩૧)

૧. અવશિષ્ટ અને અનુપલબ્ધ આગમો (સંક્ષિપ્ત રૂપરેખા)
૨. [2]આગમિક પ્રકરણો
૩–૭. આર્હત જીવન જ્યોતિ (કિરણાવલી ૭–૧૧)
૮. ગણધરવાદ યાને સત્યાર્થીની શંકાઓ અને તેનું સમાધાન
૯. ચિત્ર-કાવ્ય-મીમાંસા
૧૦. જૈન સંસ્કૃત સાહિત્યનો ઇતિહાસ (ખંડ ૨, ભા. ૨).

---

૧ આનો મોટો ભાગ જૈન ગણિતને અંગે "મુંબઈ વિદ્યાપીઠ" તરફથી ઈ. સ. ૧૯૨૩માં સંશોધનદાન (research grant) મળતાં પ્રો. કાપડિયાએ તૈયાર કર્યો હતો.

૨ આનો હિન્દી અનુવાદ जैन साहित्यका इतिहास નામના પુસ્તકમાં છપાવાનો છે.

૧૧. ધર્મોપકરણો
૧૨. વૈદિક વાઙ્મયનું વિહંગાવલોકન
૧૩. શ્રમણસંહિતા
૧૪. હરિયાળીસંગ્રહ
૧૫. A History of the Non-canonical Literature of the Jainas (Vols. I-II)
૧૬. A Sketch of the Life and Teachings of Lord Mahāvīra
૧૭-૨૫. Descriptive Catalogue of the Government Collections of Manuscripts (Vol. XVIII, pts. 2-5, Vol. XIX, sec. 2, pts. 2-5 & sec. 3,)
૨૬. English Translation of Gaṇaharavāya (v. 1620-1689)
૨૭. English Translation of Jaina Dars'ana
૨૮. English Translation of Jaina Tattvādars'a (Hindī) (Part I)
૨૯. English Translation of Vīravibhūti
૩૦. Tattvārthasūtra along with its Prākrit, Gujarātī & Engligh Renderings
૩૧. The Jain Religion and Literature (Vol. II)

**(૬) રચાતી (૧-૨) (in preparation)**

૧. કર્મમીમાંસા. ૨. કષાયમીમાંસા.



# ઉત્થાનિકા

પ્રેરણા— આજથી પાંત્રીસેક વર્ષ ઉપર જૈન કર્મ-સિદ્ધાન્તના વિશિષ્ટ અભ્યાસી શ્રીવિજયપ્રેમસૂરિજીએ આ સિદ્ધાન્તને અંગે સર્વાંગીણ (comprehensive) ગ્રંથ રચવાની મને પ્રસંગોપાત્ત સૂચના કરી હતી, એ ઉપરથી એને મૂર્ત સ્વરૂપ આપવા માટે મેં સમય અને સાધન અનુસાર પ્રયાસ કરવા માંડ્યો. એના ફળરૂપે મેં કેટલુંક લખાણ તૈયાર કર્યું અને એમાંનું થોડુંક લેખો વગેરે રૂપે પ્રકાશિત પણ થયું. એ જોઈને શ્રીમોહનલાલજી મહારાજના સંતાનીય અને એમના સ્મારક માટે પ્રયત્નશીલ શ્રીભક્તિમુનિજીએ ત્રણેક વર્ષ ઉપર કર્મસિદ્ધાન્ત સંબંધી વિસ્તૃત પુસ્તક તૈયાર કરવા મને સબળ પ્રેરણા કરી અને વિકટ પરિસ્થિતિ હોવા છતાં મેં **કર્મમીમાંસા** નામનું પુસ્તક રચવાનું કામ હાથ ધર્યું. સાથે સાથે એના ઉપોદ્ઘાત માટેના વિવિધ અંશો મેં તૈયાર કરવા માંડ્યા. તેમાંનો 'કર્મસિદ્ધાન્ત સંબંધી સાહિત્ય' નામનો એક અંશ લગભગ પૂર્ણ કરાતાં એ પુસ્તકરૂપે રજૂ કરવાનું નક્કી થતાં એમાં યોગ્ય પરિવર્તન કરી એ આ પુસ્તકરૂપે ઉપસ્થિત કરાયો છે.

યોજના— જૈન સાહિત્યના બે વિભાગ પડાય છે: (૧) આગમિક અને (૨) અનાગમિક. આગમિક સાહિત્ય એટલે આગમો અને એનાં વિવરણો. કેટલાક દિગંબરો ઉપલબ્ધ આગમો વાસ્તવિક અને પ્રાચીન હોવા વિષે શ્વેતાંબરોથી વિરુદ્ધ મત ધરાવે છે પરંતુ આયાર (સુયક્ખંધ ૧) સૂયગડ અને ઉત્તરજ્ઝયણ એ આગમો સમગ્ર ઉપલબ્ધ જૈન સાહિત્યમાં પ્રાચીનતમ આગમો છે એમ તટસ્થ દિગંબરોનું અને અજૈન વિદ્વાનોનું પણ માનવું છે. આથી મેં આ પુસ્તકનો પ્રારંભ આગમિક સાહિત્યગત કર્મસિદ્ધાન્તના નિરૂપણથી કર્યો છે. આ સાહિત્ય શ્વેતાંબરીય હોઈ પ્રસ્તુત પુસ્તકના પ્રથમ ખંડમાં શ્વેતાંબરીય કૃતિઓને અને દ્વિતીય ખંડમાં

દિગંબરીય કૃતિઓને મેં સ્થાન આપ્યું છે. આગમિક સાહિત્યને બાદ કરતાં બાકીનું સાહિત્ય અનાગમિક છે. એનો પ્રારંભ પણ એના અંગભૂત શ્વેતાંબરીય કૃતિઓથી મેં કર્યો છે કે જેથી સંકલનાની સળંગતા સચવાઈ રહે. સદ્‌ભાગ્યે કેટલીક શ્વેતાંબરીય ગણાતી અનાગમિક કૃતિઓને દિગંબરો પણ અતિપ્રાચીન ગણી એ પ્રત્યે આદર સેવે છે એટલે મારું આ પગલું સમુચિત ગણાશે. આ કૃતિઓના આધારે શ્વે. પંચસંગહની રચના થયેલી મનાય છે. એથી મેં બન્ધસયગાદિ પછી એનું નિરૂપણ યોજ્યું છે. બન્ધસયગાદિ કરતાં તો જરૂર અર્વાચીન અને સંભવતઃ પંચસંગહથી પણ તેવા મનાતા ચાર પ્રાચીન કર્મગ્રંથો છે. આથી એનો ક્રમ મેં પંચસંગહ પછી રાખ્યો છે. આ ચાર કર્મગ્રંથો અને બન્ધસયગને લક્ષમાં રાખી દેવેન્દ્રસૂરિએ પાંચ નવ્ય કર્મગ્રંથો રચ્યા હોવાથી એને આ પછી મેં સ્થાન આપ્યું છે. આ સૂરિના પ્રાયઃ સ્વર્ગવાસ બાદ કર્મવિષયક જે કૃતિઓ શ્વેતાંબરોના હાથે રચાઈ છે તેનો મેં એકસાથે નિર્દેશ કર્યો છે. ત્યાર બાદ કર્મસિદ્ધાન્તના એકાદ અંશના નિરૂપણરૂપ કૃતિઓનું દિગ્દર્શન કરાવ્યું છે કેમકે એ કૃતિઓ કંઈ કર્મસિદ્ધાન્તનો પૂરતો ખ્યાલ આપે તેવી નથી. આમ કર્મસિદ્ધાન્તને અંગેની સ્વતંત્ર કૃતિઓનું નિરૂપણ પૂર્ણ થતાં મેં એકવીસ આનુષંગિક કૃતિઓના પરિચય કાર્યનું હાથ ધર્યું છે.

દ્વિતીય ખંડમાં દિગંબરોના કાલક્રમે યોજાયેલા કર્મવિષયક અને મનનીય ગ્રંથો વિષે મેં યથાસાધન માહિતી આપી છે. એનો પ્રારંભ મેં કસાયપાહુડથી કર્યો છે અને પૂર્ણાહુતિ તિભંગીસારથી કરી છે.

પ્રસ્તુત પુસ્તકમાં કર્મવિષયક ગ્રંથોની વિવરણાત્મક અને ૨૧ શ્વે. આનુષંગિક કૃતિઓને બાજુએ રાખતાં મૌલિક કૃતિઓ ૧૦૯ છે. એમાં ૧૯૨ શ્વેતાંબરીય છે જ્યારે ૧૭ દિગંબરીય છે.

1. ૧૮+૩+૫+૪+૧+૫+૮+૪૮=૯૨.

**પરિશિષ્ટો** — પ્રસ્તુત પુસ્તકને અંગે મેં નિમ્નલિખિત ચાર પરિશિષ્ટો તૈયાર કરવા માંડ્યાં હતાં પરંતુ આ કડાકૂટિયા કામમાં યથાયોગ્ય સહકાર ચાલુ નહિ રહેવાથી કામ પૂરું કરતા ઘણો સમય વ્યતીત થવાનું જણાતાં ચારેના પ્રકાશનની વાત હાલતુરત તો મોકૂફ રાખી છે, જો કે આ કાર્ય ચાલુ તો છે.

(૧) ગ્રન્થકારોની સૂચી.

(૨) ગ્રન્થોની સૂચી.

(૩) પ્રકીર્ણક નામોની સૂચી.

(૪) કર્મસિદ્ધાન્તને અંગેના પારિભાષિક શબ્દોની સાર્થ સૂચી.

આ સૂચીઓ હવે પછી પૂરી કરાય તો તે પ્રસિદ્ધ કરવા મારી આ ગ્રંથમાલાના સંચાલક મહાશયને સાદર વિનન્તિ છે.

**આભાર**—પ્રસ્તુત પુસ્તક તૈયાર કરાવવાની શ્રીભક્તિમુનિજીની પ્રબળ અભિલાષા પ્રેરણારૂપ બની હોવાથી એમનો, આ પુસ્તક સાદ્યન્ત જોઈ જવામાં પં. શ્રી.નિપુણમુનિજીએ જે પરિશ્રમ સેવ્યો છે તે બદલ એમનો તેમ જ એમના શિષ્ય શ્રીચિદાનંદમુનિજીએ પુસ્તકના બીજી વારનાં મુદ્રણપત્રોની એક નકલ તપાસી જવા માટે જે પ્રયાસ કર્યો છે તે બદલ એમનો હું આભાર માનું છું.

આ પુસ્તકમાં જે [1]મહત્ત્વની કૃતિ નોંધવી રહી જતી હોય કે મારા આ લખાણમાં જે ક્ષતિઓ જણાતી હોય તે સુચવવા મારી વિજ્ઞજનોને સાદર વિનતિ છે કેમકે આ તો એક પ્રકારની કામચલાઉ ગ્રંથાદિની સૂચી (bibliography) અને તેનો ન્યૂનાધિક પ્રમાણમાં પરિચય છે

૧. દિગંબરીય સાહિત્યમાંથી કર્મવિષયક આનુષંગિક કૃતિઓનો પરિચય આપવાનું અત્યારે શક્ય નહિ હોવાથી એ બાબત જતી કરવી પડી છે.

અને એમ હોઇ એમાં મેં ગ્રંથાદિનું ખપપૂરતું જ દિગ્દર્શન કરાવ્યું છે. એમાં સુધારાવધારા કરી એ **કર્મમીમાંસા**માં આપવા મારો વિચાર છે.

અંતમાં એટલું જ કહીશ કે કર્મ-સિદ્ધાન્તનું વટવૃક્ષ આજે જે ફાલ્યુંફૂલ્યું છે તેનું બીજ તીર્થંકરોના ઉપદેશમાં રહેલું છે. આ વૃક્ષને આપણી આ પુણ્ય ભૂમિમાં સમુચિત રીતે રોપવા માટે ગણધરોએ અને આગળ જતાં દશપૂર્વધર સુધીના મુનિવરોએ પ્રબળ પરિશ્રમ સેવ્યો છે અને એના યથાયોગ્ય સિંચનાદિનું કાર્ય આજે પણ ચાલુ છે. આને અંગે જે મહાનુભાવોનું ઓછું કે વત્તું પ્રદાન છે એ સર્વને હું સમાદર-પૂર્વક હાર્દિક અભિનંદન આપું છું.

કાયસ્થ મહોલ્લા, ગોપીપુરા,
સુરત.
તા. ૮-૧૨-'૬૪

હીરાલાલ ર. કાપડિયા

# સંકેતોની સમજણ

| | | |
|---|---|---|
| આ. જૈ. પુ. પ્ર. મં. | = | આત્માનંદ જૈન પુસ્તક પ્રચારક મંડળ |
| આ. તિ. ગ્રં. સો. | = | આત્મતિલક ગ્રંથ સોસાયટી |
| આ. પ્ર. | = | આત્માનંદ પ્રકાશ |
| આ. સ. | = | આત્માનંદ સભા. |
| ઋ. કે. શ્વે. સંસ્થા | = | ઋષભદેવજી કેસરીમલજી શ્વેતાંબર સંસ્થા |
| ક. પા. સુ. | = | કસાયપાહુડસુત્ત |
| જ. મ. | = | જર્નલ મરહટ્ટી |
| જ. સો. | = | જર્નલ સોરસેણી |
| જિ. ર. કો. | = | જિનરત્નકોશ |
| જૈ. આ. સ. | = | જૈન આત્માનંદ સભા |
| જૈ. ગ્રં. | = | જૈન ગ્રન્થાવલી |
| જૈ. ધ. પ્ર | = | જૈન ધર્મ પ્રકાશ |
| જૈ. ધ. પ્ર. સ, | = | જૈન ધર્મ પ્રસારક સભા |
| જૈ. શ્રે. મં | = | જૈન શ્રેયસ્કર મંડળ |
| જૈ. સા. સં. ઈ. | = | જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ |
| દે. લા. જૈ. પુ. સં. | = | દેવચંદ લાલભાઈ જૈન પુસ્તકોદ્ધાર ફંડ સંસ્થા |
| પૂં. જૈ. ગ્રં. | = | પૂંજાભાઈ જૈન ગ્રન્થમાલા |
| મુ. ક. જૈ. મો. | = | મુક્તિ કમલ જૈન મોહનમાલા |
| સ્વા. ગ્રં. સં. | = | સ્વાધ્યાય ગ્રન્થસન્દોહ |
| હ. દે. ગ્રં. | = | હરિભાઈ દેવકરણ ગ્રન્થમાલા |
| D C G C M | = | Descriptive Catalogue of the Governmant Collections of Manuscripts |

# વિષય-પ્રદર્શન

## ખંડ ૨ : દિગંબરીય કૃતિઓ ૧૨૦–૧૭૦

# કર્મસિદ્ધાન્ત સંબંધી સાહિત્ય

## ખંડ ૧ : શ્વેતાંબરીય કૃતિઓ

### પ્રકરણ ૧ : આગમો અને એના અંશો

**વિશિષ્ટ મંતવ્યો**—પ્રત્યેક દર્શનનાં ઓછેવત્તે અંશે વિશિષ્ટ મંતવ્યો હોય છે અને એ સ્વાભાવિક છે. આવાં મંતવ્યોમાંથી એકાદ તો એ દર્શનમાં ઘણું મહત્ત્વનું સ્થાન પણ ભોગવે છે અને એને લઈને એના નિરૂપણાર્થે જાતજાતની રુચિને અને કક્ષાને પોષતાં પુસ્તકો-લેખોની રચના કરાયેલી જોવાય છે. કર્મનો સિદ્ધાંત એ જૈન ધર્મનો એક અગ્રગણ્ય સિદ્ધાંત છે અને આમ તો એને 'ચાર્વાક' જેવા દર્શનને બાદ કરતાં વિવિધ ભારતીય દર્શનોમાં પણ સ્થાન અપાયેલું છે, જો કે, કેટલીક વાર એનો કર્મના નામને બદલે અન્ય નામે વિચાર કરાયો છે.

**ચાર અનુયોગોમાં નિરૂપણ**—જૈન સાહિત્યમાંનો મોટો ભાગ કર્મસિદ્ધાંત રજૂ કરે છે. એનો મુખ્ય સંબંધ દ્રવ્યાનુયોગ અને ચરણકરણાનુયોગ સાથે છે. તેમ છતાં ધર્મકથાનુયોગમાંના ગ્રંથોમાં જ્યાં જ્યાં પૂર્વ ભવનો ચિતાર અપાયો છે ત્યાં ત્યાં આ કર્મ-સિદ્ધાંતની આછી રૂપરેખા તો જરૂર આલેખાયેલી જોવાય છે. ગણિતાનુયોગ પણ કર્મસિદ્ધાંતના નિરૂપણથી સર્વાંશે અલિપ્ત નથી. આમ હોઈ કર્મસિદ્ધાંત જૈન સાહિત્યના ચારે અનુયોગોનો વિષય છે.

**કર્મસાહિત્યની વ્યાપકતા**—જૈન દર્શનમાં કર્મના સર્વાંગીણ સ્વરૂપનું નિરૂપણ મહત્ત્વનો ભાગ ભજવે છે એટલે દાર્શનિક સાહિ-ત્યમાં તો એને લગતા ગ્રંથો હોય એ સ્વાભાવિક છે. કર્મના શુભ

અને અશુભ વિપાક દર્શાવવા માટે કથાસાહિત્ય અને ખાસ કરીને ઔપદેશિક તેમ જ રૂપકાત્મક સાહિત્ય યોજાયેલ છે. એ વાત લક્ષમાં લેતાં કર્મના સિદ્ધાંતના વિષયની વ્યાપકતા જૈન સાહિત્યમાં કેટલી બધી છે એ જણાય આવે છે. વળી કર્મને આવવાના અને રોકવાના માર્ગો તેમજ એનો ક્રમશઃ અને આત્યન્તિક નાશ એ બાબતો કેવળ જીવાદિ નવે તત્ત્વોને અંગેની કૃતિઓમાં જ વિચારાઈ છે એમ નહિ, પરંતુ એક રીતે તો આગમોમાં પણ આ બાબતોની પ્રરૂપણા છે, જો કે એમાં કર્મને લગતી હકીકતો છૂટીછવાઈ છે.[1]

**બન્ધદસા** (બન્ધદશા)[2]—જૈન સાહિત્યમાં આગમો એની વિશાલતા, વિવિધતા અને વરેણ્યતાને તેમ જ પ્રાચીનતાને લઈને સૌથી મહત્ત્વના ગણાય છે. આજે જે ગ્રંથો શ્વેતાંબરીય આગમો તરીકે ઓળખાવાય છે તેમાં બંધદસા સિવાયનો એક પણ આગમ કર્મસિદ્ધાંતના તમામ કે એક અંશ પૂરતી પણ સ્વતંત્ર કૃતિ નથી. આ બંધદસામાં દસ અજ્ઝયણ હતાં. તેમાં ત્રણ અજ્ઝયણનાં નામ બંધ, મોક્ષ અને કર્મ હતાં. આ આગમ આજે અંશતઃ પણ ઉપલબ્ધ નથી. જૈન આગમોમાં દિટ્ઠિવાય (દૃષ્ટિવાદ) અને તેમાં પણ પુવ્વગય (પૂર્વગત) એ વિશાલતા, ગહનતા ઈત્યાદિને લીધે કેન્દ્રસ્થાન ભોગવે છે. 'પુવ્વગય' એટલે ચૌદ પુવ્વ (પૂર્વ)નો સમુદાય. આજે એક પણ પુવ્વ ઉપલબ્ધ નથી, જો કે એમાંનાં કેટલાંક ઉદ્ધરણો મળે છે.

**કમ્મપ્પવાય** (કર્મપ્રવાદ)—ચૌદ પુવ્વ પૈકી આ કમ્મપ્પવાય આઠમું છે. એ તો કર્મસિદ્ધાંતનો સ્વતંત્ર અને ખૂબ જ

---

૧. આને એકત્રિત કરી મેં "The Doctrine of Karman in the Jaina Canon" નામનો લેખ લખ્યો છે.

૨. આનું નામ તેમ જ એનાં ત્રણ અજ્ઝયણ (અધ્યયન)નાં નામ વિચારતાં આ કૃતિમાં કેવળ કર્મસિદ્ધાન્તનું કે મુખ્યતયા એ જ સિદ્ધાન્તનું નિરૂપણ હશે એમ માની મેં આનો અહીં ઉલ્લેખ કર્યો છે.

વિસ્તારવાળો ગ્રંથ હશે. એના આધારે આ સિદ્ધાંતનું સમગ્ર નિરૂપણ કોઈ ગ્રંથમાં કરાયું હોય તો તેનું નામ જાણવામાં નથી. બાકી એના એક અંશરૂપ કર્મના સંસારી જીવ સાથેના બંધને અંગેનો ઊહાપોહ જિનભદ્રગણિ ક્ષમાશ્રમણકૃત વિસેસાવસ્સયભાસ (ગા ૨૫૧૩–૨૫૩૩)માં નિર્દેશાયેલી ગોષ્ઠામાહિલની નિહ્નવતાને પ્રસંગે કરાયો છે.

**નાણપ્પવાય** (જ્ઞાનપ્રવાદ)—આ પાંચમા પુવ્વનો મુખ્ય વિષય જ્ઞાન છે. જ્ઞાનને અને કર્મને ગાઢ સંબંધ છે એટલે 'મોહનીય' કર્મના કષાયરૂપ અંશ વિષે એમાં માહિતી અપાયેલી હોય તો ના નહિ. દિગંબરોના મતે આચાર્ય ગુણધરે કસાયપાહુડનુ ઉદ્ધરણ આ પુવ્વના દસમા વત્થુ (વસ્તુ)ના 'પેજ્જપાહુડ' નામના ત્રીજા પાહુડ (પ્રાભૃત)ના આધારે કર્યું છે.

**અગ્ગાયણીય** (અગ્રાયણીય)-આ બીજા પુવ્વના પાંચમા વત્થુના 'કમ્મપયડિ' નામના પાહુડરૂપ એક અંશના આધારે શિવ-શર્મસૂરિએ **બંધસયગ** અને કમ્મપયડિસંગહણી અને કોઈક શ્વેતાંબરે સત્તરિયા રચ્યાં છે, જ્યારે પુષ્પદંત અને ભૂતબલિ નામના બે દિગંબર આચાર્યોએ છખંડાગમની યોજના કરી છે.

**સંતકમ્મ** ( સત્કર્મન્ )—ચન્દ્રર્ષિ મહત્તરે સંતકમ્મનો ઉપયોગ કર્યો છે અને એની ટીકામાં મલયગિરિસૂરિએ આ પાહુડમાંથી કે સમાનનામક કૃતિમાંથી અવતરણો આપ્યાં છે વળી ધવલા (ભા. ૧, પૃ ૨૧) માં પણ તેમ છે.

હવે આપણે ઉપલબ્ધ આગમોમાં ન્યૂનાધિક પ્રમાણમાં કર્મ-સિદ્ધાંતનું જે પ્રાસંગિક વિવેચન જોવાય છે તે વિચારીશું:

(૧) ઠાણ (સ્થાન)—આ ત્રીજા અંગમાંનાં નીચે મુજબનાં ક્રમાંકવાળાં સુત્ત (સૂત્ર) અત્ર પ્રસ્તુત છે:-

૪૨, ૭૭, ૮૫, ૯૬, ૯૮, ૧૦૫, ૧૧૫, ૧૧૭, ૧૨૫, ૧૩૨, ૧૩૮, ૧૬૭, ૨૨૧, ૨૪૯, ૨૫૦, ૨૬૬, ૨૬૮, ૨૬૯, ૨૮૨, ૨૯૬, ૩૧૯, ૩૬૨, ૩૬૫, ૪૦૭, ૪૧૯, ૪૨૨, ૪૬૪, ૪૮૮, ૪૯૮, ૫૦૧, ૫૦૪, ૫૩૬, ૫૬૬, ૫૯૬, ૬૦૬, ૬૫૮, ૬૬૮, ૬૮૬, ૭૦૦, ૭૧૦, ૭૫૫ ને ૭૫૮.

આ ઠાણુમાં કર્મના વિવિધ રીતે પ્રકારો પાડાયા છે :

પ્રદેશ-કર્મ અને અનુભાવ-કર્મ એમ બે પ્રકાર તેમ જ પ્રકૃતિ, સ્થિતિ, અનુભાવ અને પ્રદેશ એમ ચાર પ્રકાર[1]. કર્મબંધના પણ આ જ ચાર પ્રકારો ગણાવાય છે

શુભ અને શુભાનુબંધી, શુભ અને અશુભાનુબંધી, અશુભ અને અશુભાનુબંધી તથા અશુભ અને શુભાનુબંધી એમ કર્મના ચાર પ્રકારો. કર્મના ઉપક્રમના ચાર પ્રકારો : બંધનોપક્રમ, ઉદીરણોપક્રમ, ઉપશમનોપક્રમ અને વિપરિણામનોપક્રમ અને એ પ્રત્યેકના પ્રકૃતિ, સ્થિતિ ઇત્યાદિ ચચ્ચાર ઉપપ્રકારો. સંક્રમ, નિધત્ત અને નિકાચિતના પ્રકૃતિ વગેરે લક્ષીને ચચ્ચાર પ્રકારો. શુભ અને શુભવિપાકી, શુભ અને અશુભવિપાકી, અશુભ અને અશુભવિપાકી તથા અશુભ અને શુભવિપાકી એમ કર્મના ચાર પ્રકાર.

ત્રસ અને સ્થાવર જીવોનાં તેમ જ ત્રણે લિંગવાળાનાં કર્મસંબંધી ચયન, ઉપચયન, બંધ, ઉદીરણા, વેદના અને નિર્જરા. પ્રકૃતિ વગેરે ચારને લક્ષીને કર્મનું અલ્પબહુત્વ. પાપ-કર્મબંધનાં બે કારણ : રાગ અને દ્વેષ.

અલ્પ અને દીર્ઘ આયુષ્યબંધનાં તેમ જ શુભ અને અશુભ એવાં દીર્ઘ આયુષ્યનાં પણ ત્રણ ત્રણ કારણો. પાપકર્મની ઉદીરણાના બે કારણો : આભ્યુપગમિકી વેદના અને ઔપક્રમિકી વેદના આદિ કર્મનાં ચયનથી માંડીને નિર્જરાનાં ક્રોધાદિક ચાર કારણો. સંસારી જીવોના ચયનાદિનો ચારે ગતિ, પાંચે જાતિ અને છયે નિકાયને લક્ષીને વિચાર.

---

૧. આ બાબત સમવાયમાં પણ છે.

આઠ પ્રકૃતિઓનાં નામ. જેમકે જ્ઞાનાવરણ ઇત્યાદિ (જુઓ પૃ ૯). જ્ઞાનાવરણના અને દર્શનાવરણના દેશથી અને સર્વથી, વેદનીયના સાત અને અસાત, મોહનીયના દર્શન અને ચારિત્ર, આયુષ્યના અદ્ધા અને ભવ તેમ જ નાગના પ્રત્યુત્પન્નવિનાશી અને આગામિનિરોધક એમ બબ્બે ભેદ.

જ્ઞાનાવરણના પાંચ, દર્શનાવરણના [1]નવ તેમ જ સાત વેદનીયના અને અસાત વેદનીયના પાંચ ઇન્દ્રિયો અને મનની અપેક્ષાએ છ છ ભેદો તેમ જ એ બંને વેદનીયના અનુભાવના સાત સાત પ્રકારો.

મોહનીયનાં બાવન નામો[2] મદના આઠ પ્રકાર[3] અને એનાં દસ કારણ. મૂર્ચ્છાના બે કારણ : પ્રેમ અને દ્વેષ અને એ બંનેના બબ્બે પ્રકારો.

દર્શનના તથા રુચિના સમ્યક્ત્વાદિ ત્રણ ત્રણ, નોકષાય વેદનીયના સ્ત્રીવેદાદિ નવ, નિધત્તાયુષ્ય-બંધના જાતિ વગેરે છ[4] તેમ જ આયુષ્ય-પરિણામના સ્વભાવ, શક્તિ અને ધર્મને લઇને નવ પ્રકારો.

પુરુષ-વેદ-કર્મ, યશઃકીર્તિ-કર્મ અને ઉચ્ચ ગોત્ર એ ત્રણના બંધની જઘન્ય સ્થિતિ, હાસ્યની ઉત્પત્તિનાં ચાર કારણો અને કર્મના વેદનને લગતી ગતિઓ ઇત્યાદિ. છદ્મસ્થ વીતરાગ મોહનીય સિવાયની સાત પ્રકૃતિઓને વેદે અને ક્ષીણમોહ અર્હત્ ત્રણ કર્મોનો સમકાળે નાશ કરે.

(૨) **સમવાય**—આ ચોથા અંગમાંનાં નીચે મુજબનાં ક્રમાંકવાળાં સુત્ત અત્ર અભિપ્રેત છે :-

૧, ૪, ૭-૯, ૧૪, ૧૬, ૧૭, ૨૦, ૨૧, ૨૬-૨૯, ૩૯, ૪૨, ૪૩, ૫૧, ૫૨, ૫૫, ૫૮, ૬૬, ૬૯, ૭૦, ૮૭, ૯૧, ૯૭, ૧૦૬, ૧૪૬, ૧૫૩ અને ૧૫૪.

---

૧-૪ આ બાબતો સમવાયમાં પણ છે.

આ સમવાયમાં નીચેની વિગતો અપાઈ છે :—

કષાયના ૧૬ અને નામના ૪૨ ભેદો; નામકર્મની ૨૫, ૨૮ અને ૨૯ પ્રકૃતિઓ કોણ કોણ બાંધે તેમજ મોહનીયની ૨૧, ૨૬, ૨૭ ને ૨૮ પ્રકૃતિઓની સત્તા કોને કોને હોય તે; મતિજ્ઞાન, મોહનીય અને નપુંસકવેદ એ ત્રણની ઉત્કૃષ્ટ સ્થિતિ; ચૌદ ગુણસ્થાનોનાં નામ તેમજ મોહનીયનાં ત્રીસ નિમિત્ત

જ્ઞાનાવરણાદિ પ્રકૃતિઓ પૈકી અમુક અમુકનો એકસાથે વિચાર કરતાં ભિન્ન ભિન્ન સંખ્યા ઉદ્ભવે છે. જેમકે, ૩૯, ૫૧. ૫૨, ૫૫, ૫૮, ૬૯, ૮૭ અને ૯૧. આઠ પ્રકૃતિઓના ભેદોની સંખ્યા ૯૭ની દર્શાવાઈ છે

[1]**સ્થાનાંગ–સમવાયાંગ**—આ ઠાણ અને સમવાયનું 'ગુજરાતી રૂપાંતર' છે. આ બંને અંગો સંખ્યાપ્રધાન છે એટલે સૂત્રોના ક્રમાંક પ્રમાણે વિષયો રજૂ કરાયા છે. આમ હોઈ કર્મવિષયક વિગતો છૂટીછવાઈ આ અંગોમાં અપાઈ છે. તેનું એક સળંગ અને વ્યવસ્થિત ચિત્ર આ રૂપાંતર (પૃ. ૫૬–૯૨) પૂરું પાડે છે. વિશેષમાં 'કર્મ' અંગેના ટિપ્પણ (પૃ. ૯૨–૧૦૬)માં નિમ્નલિખિત બાબતો રજૂ કરાઈ છે :—

કર્મ વિષે બૌદ્ધ માન્યતા, પ્રકૃતિબંધ પરત્વેનું અલ્પબહુત્વ, અનુબંધ અને વિપાક, અબાધા અને નિષેક, સુખદુઃખના સંવેદન સંબંધી બૌદ્ધ મંતવ્ય અને ૧૪ ગુણસ્થાનો.

(૩) **વિયાહપણ્ણત્તિ** (વ્યાખ્યાપ્રજ્ઞપ્તિ)—આ પાંચમા અંગમાંનાં નિમ્નલિખિત ક્રમાંકવાળાં સયગ (શતક) અને ઉદ્દેસગ (ઉદ્દેશક) કર્મવિષયક માહિતી પૂરી પાડે છે :—

---

૧. આ રૂપાંતરના સંપાદક શ્રી દલસુખ માલવણિયા છે અને આ પુસ્તક "શ્રી પૂંજાભાઈ જૈન ગ્રન્થમાલા"માં "ગુજરાત વિદ્યાપીઠ" તરફથી અમદાવાદથી ઈ. સ. ૧૯૫૫માં પ્રકાશિત કરાયું છે.

સ. ૧, ઉ ૩; સ ૧, ઉ. ૯; સ. ૫, ઉ. ૩; સ. ૫, ઉ. ૭; સ. ૬, ઉ. ૩; સ. ૬, ઉ. ૮; સ. ૬, ઉ. ૯; સ. ૭, ઉ. ૬; સ. ૭, ઉ. ૮; સ. ૮, ઉ ૧૦; સ. ૧૨, ઉ. ૫; અને સ. ૧૮, ઉ. ૩.

આ વિવાહ૦માં કર્મને લગતી નીચે મુજબની બાબતો રજૂ કરાઈ છે :—

આઠ મૂળ પ્રકૃતિઓનાં નામ, એ પૈકી બબ્બેની પરસ્પર [1]સહસત્તા, સમકાળે આઠ, સાત કે છ પ્રકૃતિઓનો બંધ, મૂળ પ્રકૃતિઓની જઘન્ય તથા ઉત્કૃષ્ટ [2]સ્થિતિ તેમ જ એ પ્રત્યેકના અબાધા-કાળ અને કર્મનિષેક-કાળ, કર્મો બાંધનારની [3]વેદ, [4]સંયમ, [5]દૃષ્ટિ, [6]સંજ્ઞા, [7]ભવ્યત્વ, [8]દર્શન, [9]પર્યાપ્તિ, [10]ભાષકત્વ,

---

૧. દા. ત. જ્ઞાનાવરણ કર્મ હોય ત્યારે દર્શનાવરણાદિ બાકીની કઈ કઈ પ્રકૃતિ હોય જ એ બીના વિચારાઈ છે. તેમ દર્શન વરણાદિ માટે પણ વિચારાઈ છે.

૨. વેદનીય કર્મની બે સમયની જઘન્ય સ્થિતિ કષાયરહિત આત્માને હોય છે. સકષાય આત્માને બાર મુહૂર્તની હોય.

૩. આનો સ્ત્રી-વેદ, પુરુષવેદ, નપુંસક-વેદ અને નોસ્ત્રી-નોપુરુષ-નોનપુંસક-વેદ અર્થાત્ અવેદી અથવા સિદ્ધ એમ ચાર રીતે વિચાર કરાયો છે.

૪. આનો સંયત, અસંયત, સંયતાસંયત અને નોસંયત-નોઅસંયત-નોસંયતાસંયત અર્થાત્ સિદ્ધ એમ ચાર રીતે વિચાર કરાયો છે.

૫. આથી સમ્યગ્દૃષ્ટિ, મિથ્યાદૃષ્ટિ અને સમ્યગ્-મિથ્યાદૃષ્ટિ એમ ત્રણ પ્રકાર સમજવા.

૬. આથી સંજ્ઞી, અસંજ્ઞી તથા નોસંજ્ઞી નોઅસંજ્ઞી-અર્થાત્ સર્વજ્ઞ કે સિદ્ધ સમજવા.

૭. આથી ભવસિદ્ધિક અર્થાત્ ભવ્ય, અભવસિદ્ધિક યાને અભવ્ય અને નોભવસિદ્ધિક-નોઅભવસિદ્ધિક અર્થાત્ સિદ્ધ સમજવા.

૮. આથી ચક્ષુર્દર્શનાદિ ચાર દર્શનો અભિપ્રેત છે.

૯. આથી પર્યાપ્ત, અપર્યાપ્ત અને નોપર્યાપ્ત-નોઅપર્યાપ્ત યાને સિદ્ધ સમજવા.

૧૦. આથી ભાષક અને અભાષક એમ બે સમજવા. ભાષક એટલે ભાષા-પર્યાપ્તિથી પર્યાપ્ત.

[1]પરિત્ત, જ્ઞાન, યોગ, ઉપયોગ, આહાર, [2]સૂક્ષ્મતા અને [3]ચરમતાની અપેક્ષાએ વિચારણા, ભૂત, વર્તમાન અને ભવિષ્ય કાળનાં કર્મોના ભેદ, નિર્જરાનાં પુદ્ગલોની અશક્તિ, હિંસાદિથી ઉદ્ભવતા કર્મના વર્ણાદિ, ચારે કષાયોના પર્યાયો, આયુષ્યનો અનાભોગથી અર્થાત્ અજાણપણે બંધ, આયુષ્ય સંબંધી અજૈન મંતવ્યો, આયુષ્યના [4]બંધ, દ્રવ્યસ્થાનાયુષ્યાદિનું અલ્પબહુત્વ, જ્ઞાનાવરણાદિના અનંત અવિભાગ પરિચ્છેદો, [5]કાંક્ષામોહનીય યાને દર્શનમોહનીય અંગે કેટલીક વિગતો, પ્રમાદની ઉત્પત્તિનું કારણ, એ કારણનું કારણ ઇત્યાદિ, કાર્ય કરવામાં જીવની સ્વતંત્રતા તેમજ કર્કશ વેદનીય અને અકર્કશ વેદનીય કર્મના બંધનાં કારણો.

[6]**શ્રીભગવતીસાર**—આ વિયાહ૦નો છાયાનુવાદ છે. એના પૃ. ૪૫૨-૪૮૨માં આ અંગગત કર્મવિષયક બાબતોનો નિર્દેશ છે.

---

૧. આથી પરિત્ત, અપરિત્ત અને નોપરિત્ત–નોઅપરિત્ત યાને સિદ્ધ એમ ત્રણ સમજવા. પરિત્તના બે અર્થ છે: (અ) સ્વતંત્ર શરીરવાળો એક જીવ અને (આ) અલ્પ સંસારવાળો જીવ. અપરિત્તના પણ બે અર્થ છે: (અ) અનંત જીવો સાથે એક જ શરીરમાં રહેનારો જીવ યાને અનંતકાય અને (આ) અનંત સંસારવાળો જીવ.

૨. આથી સૂક્ષ્મ, બાદર અને નો-સૂક્ષ્મ-નોબાદર યાને સિદ્ધ સમજવા.

૩. આથી ચરમ અને અચરમ જીવો સમજવા 'ચરમ જીવ' એટલે જેનો આ છેલ્લો ભવ છે તે યાને ચરમશરીરી.

૪. આ જ હકીકત ઠાણ (સુત્ત ૫૩૬) અને સમવાય (સુત્ત ૧૩૪)માં જોવાય છે.

૫. આ કર્મ પ્રમાદ અને યોગ એમ બે નિમિત્તથી બંધાય છે. આની વૃત્તિમાં અભયદેવસૂરિએ કહ્યું છે કે પ્રમાદ એટલે મિથ્યાત્વ, અવિરતિ અને કષાય.

૬. આ પુસ્તકનું સંપાદન શ્રી ગોપાલદાસ જીવાભાઈ પટેલે કર્યું છે અને એ "પૂં. જ. ગ." માં "શ્રી જૈન સાહિત્ય પ્રકાશન સમિતિ" તરફથી અમદાવાદથી ઇ. સ. ૧૯૩૮માં પ્રસિદ્ધ કરાયું છે.

(૪) નાયાધમ્મકહા (જ્ઞાતાધર્મકથા)—આ છઠ્ઠા અંગના પ્રથમ સુયક્ખંધ (શ્રુતસ્કંધ)ના છઠ્ઠા અજ્ઝયણમાંના ૬૭માં સુત્તમાં આઠ લેપવાળા તુંબડાના ઉદાહરણથી કર્મના આઠ પ્રકારો અને એના નાશ દ્વારા મુક્તિ મળે એ બાબત રજૂ કરાઈ છે. સુય૦ ૧ના અ. ૮માં 'તીર્થંકરનામ' કર્મ ઉપાર્જન કરવાનાં વીસ સ્થાનકોનાં નામ છે.

(૫) ઉત્તરજ્ઝયણ (ઉત્તરાધ્યયન)—આ મૂલસુત્ત (મૂલ-સૂત્ર)નાં ૩૩મા, ૩૪મા અને ૩૬મા એ ત્રણ અજ્ઝયણો અનુક્રમે કર્મપ્રકૃતિ, લેશ્યા અને જીવાજીવવિભક્તિ વિષે માહિતી પૂરી પાડે છે.

તેત્રીસમા અજ્ઝયણનું નામ 'કમ્મપયડિ' છે. એમાં પ્રારંભમાં જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, વેદનીય, મોહનીય, આયુસ્ (આયુષ્ય), નામ, ગોત્ર અને અંતરાય એમ આઠ મૂળ પ્રકૃતિઓનાં નામ અદ્ધમાગહી (અર્ધમાગધી)માં અપાયાં છે. ત્યાર બાદ આના અનુક્રમે ૫, ૯, ૨, ૨૮, ૪, ૨, ૨ અને ૫ ભેદો ગણાવાયા છે. એમાં નીચે મુજબની વિશેષતાઓ છે:—

(૧) નિદ્રાદિ પાંચના ઉલ્લેખ બાદ ચક્ષુર્દર્શનાદિ ચારનો નિર્દેશ કરાયો છે.

(૨) વેદનીયના બંને પ્રકારના ઘણા ભેદ હોવાનું કહ્યું છે.

(૩) 'મોહનીય' કર્મના દર્શન અને ચારિત્ર એમ બે ભેદ ગણાવી એ બનેના અનુક્રમે ૩ અને ૨ પ્રકારો સૂચવી એ ચારિત્રના બંને પ્રકારોના અનુક્રમે ૧૬ અને ૭ અને અન્ય અપેક્ષાએ ૧૬ અને ૯ ઉપભેદો દર્શાવાયા છે.

(૪) 'નામ' કર્મના શુભ અને અશુભ એમ બે જ ભેદ ગણાવી બંનેનાં ઘણાં ઉપભેદો છે એમ કહ્યું છે.

(૫) 'ગોત્ર' કર્મના બે ભેદ ગણાવી બંનેના આઠ ઉપભેદો હોવાનો બાંધેભારે ઉલ્લેખ કરાયો છે.

ત્યાર બાદ પ્રદેશોનું પરિમાણ તેમ જ ક્ષેત્ર, કાળ, અને ભાવનું નિરૂપણ છે. 'ક્ષેત્ર' થી એ સૂચવાયું છે કે છ યે દિશામાંથી સર્વ આત્મપ્રદેશો દ્વારા કાર્મણ વર્ગણાનું ગ્રહણ કરાય છે. અનુભાગોની સંખ્યા સિદ્ધના અનંતમા ભાગે હોવાનું અને સર્વ કર્મપ્રદેશોનું પરિમાણ સર્વ જીવો કરતાં વધારે હોવાનું કહ્યું છે.

અ. ૩૪માં છ યે લેશ્યાઓનો અનુભાવ કહેવાની પ્રતિજ્ઞા કરાઇ છે. ત્યાર બાદ એ લેશ્યાનાં નામ આપી એ દરેકના દૃષ્ટાંતપૂર્વક વર્ણ, રસ, ગંધ અને સ્પર્શનો ઉલ્લેખ કરી લેશ્યાના પરિણામના પ્રકારો ૩, ૯, ૨૭, ૮૧ અને ૨૪૩ હોવાનું કહ્યું છે. પછી કયો મનુષ્ય કઇ લેશ્યાનો હોય એ વિસ્તારથી દર્શાવાયું છે. એ દ્વારા લેશ્યાનાં લક્ષણો સૂચવાયાં છે. લેશ્યાઓનાં સ્થાનોની સંખ્યા, લેશ્યાઓની ઓઘથી તથા ચારે ગતિ આશ્રીને ઉત્કૃષ્ટ અને જઘન્ય સ્થિતિ દર્શાવાઇ છે. ત્યાર બાદ લેશ્યાઓના અપ્રશસ્ત અને પ્રશસ્ત એવા બે વર્ગનું અને સંસારી જીવ કઇ લેશ્યા પરિણત થતાં પરલોક જાય તેનું નિરૂપણ છે.

અ. ૩૬માં સિદ્ધના વિવિધ ભેદો, સંસારી જીવો પૈકી એકેન્દ્રિયાદિની કાયસ્થિતિ અને એ જીવોનાં આયુષ્ય તેમ જ લેશ્યાનાં નામ એમ કેટલીક બાબતોનું નિરૂપણ છે.

(૬) **દસવેયાલિય** (દશવૈકાલિક)—આના અ. ૪ના અંતિમ ભાગમાં ગા. ૧૪–૨૫માં આધ્યાત્મિક વિકાસનાં નીચે મુજબ સોપાન દર્શાવાયાં છે–

જ્યારે સંસારી આત્મા જીવ અને અજીવ એ બંનેને જાણે છે ત્યારે સર્વ જીવોની ઘણા પ્રકારની ગતિને જાણે છે. તેમ થતાં પુણ્ય,

પાપ, બંધ અને મોક્ષને જાણે છે. એ જ્ઞાન થતાં એ જીવ દિવ્ય અને માનવી ભોગોને અસાર માને છે. તેમ થતાં એ જીવ આભ્યંતર અને બાહ્ય સંયોગને તજે છે. એ ત્યાગ કરતાં એ જીવ મુંડ થઈ અનગારિતા-સાધુતા પામે છે. સાધુ થતાં એ ઉત્કૃષ્ટ સંવરને અને શ્રેષ્ઠ ધર્મને સ્પર્શે છે. તેમ થતાં એ અબોધિ વડે કલુષિત બનેલી કર્મરજને ખંખેરે છે: તેમ થતાં એ સર્વવ્યાપી જ્ઞાનને અને દર્શનને પામે છે. એ પ્રાપ્ત થતાં એ કેવલી જિન લોકને અને અલોકને જાણે છે. તેમ થતા એ યોગોનો નિરોધ કરી શૈલેશી અવસ્થા સ્વીકારે છે. તેમ થતાં એ કર્મનો ક્ષય કરી કર્મરજથી રહિત બની સિદ્ધિને પામે છે. અને તેમ થતાં લોકના મસ્તકે શાશ્વત સિદ્ધ બને છે.

(૭) **દસાસુયક્ખંધ** (દશાશ્રુતસ્કન્ધ)—આ છેયસુત્ત (છેદ-સૂત્ર)ના અ. ૯મા 'મોહનીય' કર્મનાં ૩૦ નિમિત્તો દર્શાવાયાં છે.

(૮) **ઓવવાઇય** (ઔપપાતિક)—આ ઉવંગ (ઉપાંગ)માં કર્મના વ્યુત્સર્ગના આઠ પ્રકારો, નારક તરીકે ઉત્પન્ન થનારનો ચાર પ્રકારે કર્મબંધ તેમ જ 'મોહનીય' કર્મ ભોગવતાં મોહનીયનો બંધ એ બાબતો રજૂ કરાઈ છે.

(૯) **જીવાજીવાભિગમ** —આ ઉવંગમાં સ્ત્રી-વેદ, પુરુષ-વેદ અને નપુંસક વેદ એ ત્રણ કર્મોની બન્ધસ્થિતિ ૨, ૧૮-૧૯; ૨, ૨૯-૩૦; અને ૨, ૩૮-૩૯માં વિચારાઈ છે

(૧૦) **પણ્ણવણા** (પ્રજ્ઞાપના)—આ ઉવંગના ખાસ કરીને પય (પદ) ૧૪, ૧૭, ૨૩-૨૭ અને ૩૬ અત્ર પ્રસ્તુત છે. ૧૪મું પય કષાયનું અને ૧૭મું લેશ્યાનું નિરૂપણ પૂરું પાડે છે. પય ૨૩-૨૭ કર્મને અંગેનાં છે. ૩૬મું પય સમુદ્ઘાત વિષે છે.

વિસ્તારથી કહું તો ૧૪મા પયમાં કષાયના ક્રોધ, માન માયા અને લોભ એ ચાર પ્રકારો, ક્રોધાદિનું આત્મા ઇત્યાદિ ચાર

સ્થાનોમાં પ્રતિષ્ઠાન, ક્રોધાદિની ક્ષેત્રાદિ ચાર કારણોથી ઉત્પત્તિ, ક્રોધાદિના અનંતાનુબંધી ઇત્યાદિ ચાર પ્રકારો તથા એ ક્રોધાદિના આભોગનિર્વર્તિત ઇત્યાદિ ચાર પ્રકારો, આઠ કર્મપ્રકૃતિનાં ચય, ઉપચય, બંધ, ઉદીરણા, વેદન અને નિર્જરા માટે ક્રોધાદિ ચાર સ્થાનો અને એનો નૈરયિકાદિ દંડકને ઉદ્દેશીને વિચાર.

૧૭મા પયના ૭ ઉદ્દેસગ છે. પ્રથમમાં લેશ્યાના કૃષ્ણ ઇત્યાદિ નામનો ઉલ્લેખ છે. ત્યાર બાદ નૈરયિકોમાં નિમ્નલિખિત બાબતોની સમાનતા છે કે નહિ એ પ્રશ્ન રજૂ કરાયો છે :-

આહાર, શરીર, ઉચ્છ્વાસ, કર્મ, વર્ણ, લેશ્યા, વેદના, ક્રિયા અને આયુષ્ય.

અસુરકુમારથી માંડીને પૃથ્વીકાયિક વગેરેને અંગે પણ આ બાબતો વિચારાઇ છે. દ્વિતીય ઉદ્દેસગમાં કયા કયા જીવોને કઇ કઇ લેશ્યા હોય એ સૂચવી ભિન્ન ભિન્ન લેશ્યાવાળા જીવોનું અલ્પબહુત્વ દર્શાવાયું છે. તૃતીયમાં નૈરયિકોની ઉત્પત્તિ, નૈરયિકાદિની ઉદ્વર્તના, નૈરયિકોનાં અવધિજ્ઞાનના ક્ષેત્રનું પરિમાણ તેમ જ કઇ લેશ્યાવાળાને કેટલાં જ્ઞાન હોય એ બાબતો રજૂ કરાઈ છે. ચતુર્થમાં લેશ્યાઓનો વર્ણ, [1]રસ, ગંધ અને સ્પર્શનું, આ લેશ્યાઓનાં પરિણામ, પ્રદેશ, વર્ગણા અને સ્થાનોનું તથા એ સ્થાનોનું દ્રવ્યાદિની અપેક્ષાએ અલ્પબહુત્વનું નિરૂપણ છે. પાંચમા ઉદ્દેસગમાં દેવો અને નારકોને આશ્રીને લેશ્યાઓનાં પરિણામ વિચારાયાં છે. છઠ્ઠામાં ભારતાદિ ક્ષેત્રોનાં માનવી પુરુષો અને સ્ત્રીઓની તેમ જ એ સ્ત્રીઓના ગર્ભની લેશ્યા દર્શાવાઇ છે.

૨૩મા પયમાં બે ઉદ્દેસગ છે. પ્રથમમાં આઠ કર્મ-પ્રકૃતિઓનાં નામ આપી નૈરયિકોથી માંડીને વૈમાનિકોને કેટલી પ્રકૃતિ હોય, પ્રકૃતિઓ જીવ કેવી રીતે અને કેટલાં સ્થાને બાંધે છે.

---

૧ આ દૃષ્ટિએ પદ્મલેશ્યાનો વિચાર કરતી વેળા મદિરાના વિવિધ પ્રકારો દર્શાવાયા છે.

ઉદયથી વેદે છે અને કયા ૧કર્મનો ગતિ, સ્થિતિ, ભવ અને પુદ્ગલ-પરિણામ આશ્રીને કઈ જાતનો અનુભાવ યાને વિપાક કરે છે એ બાબતનું નિરૂપણ છે. દ્વિતીય ઉદ્દેશકમાં કર્મપ્રકૃતિઓના પ્રકારો અને ઉપપ્રકારો, એની જઘન્ય અને ઉત્કૃષ્ટ સ્થિતિ અને એના અબાધા-કાળ તથા નિષેક, એકેન્દ્રિયાદિને ઉદ્દેશીને સ્થિતિકાળ તેમ જ જ્ઞાનાવરણાદિના જઘન્ય, અજઘન્ય અને ઉત્કૃષ્ટ સ્થિતિબંધના સ્વામીઓ એ બાબતનું પ્રતિપાદન છે

૨૪મા પદમાં અમુક પ્રકૃતિ બાંધતી વેળા બીજી કઈ કઈ બાંધે તેનો વિચાર કરાયો છે. ૨૫મા પદમાં અમુક પ્રકૃતિ બાંધતી વેળા બીજી કઈ કઈ વેદે એ બાબત દર્શાવાઇ છે. ૨૬મા પદમાં અમુક પ્રકૃતિ વેદતી વેળા કઇ બાંધે એ વિષયનું અને ૨૭મા પદમાં અમુક વેદતી વેળા કઇ વેદે એ વિષયનું નિરૂપણ છે.

(૧૧) અણુઓગદાર (અનુયોગદ્વાર)—આ ચૂલિકાસુત્ત (ચૂલિકા-સૂત્ર)ના ૧૨૭મા સુત્તમાં ઔપશમિકાદિ ભાવોનું નિરૂપણ છે.

(૧૨) તન્દુલવેયાલિય (તન્દુલવૈચારિક)—આ પઇણ્ણગ (પ્રકીર્ણક)ના સુત્ત ૧૫માં સંહનનના તેમ જ સંસ્થાનના છ છ પ્રકારોનો ઉલ્લેખ છે.

(૧૩) દેવિન્દત્થય (દેવેન્દ્રસ્તવ)—આ પઇણ્ણગની ગાથા ૨૮૩-૨૮૬માં સિદ્ધોની અવગાહના અને ગા. ૨૯૩-૨૯૬માં એમના સુખ વિષે નિરૂપણ છે

• • •

૧ એના વિવિધ પ્રકારો અહીં સૂચવાય છે : બદ્ધ, સ્પૃષ્ટ, બદ્ધ સ્પર્શ સ્પૃષ્ટ, સંચિત, ચિત, ઉપચિત, આપાકપ્રાપ્ત, વિપાકપ્રાપ્ત, ફલપ્રાપ્ત, ઉદયપ્રાપ્ત, જીવે કૃત, નિર્વર્તિત અને પરિણામિત તેમ જ સ્વ અને પરના નિમિત્તે—ઉદય દીને [illegible]

## પ્રકરણ ૨ : આગમોનાં વિવરણો

જે જે આગમમાં કર્મસિદ્ધાંતને અંગે થોડીક પણ બાબત અપાઈ હોય તે તે આગમનાં વિવરણોમાં તે તે બાબતનું સ્પષ્ટીકરણ અને કેટલીક વાર એને લગતી વિશેષ વિગતો પણ હોય એ સ્વાભાવિક છે આ મહત્ત્વપૂર્ણ વિવરણોનો મોટો ભાગ સુપ્રસિદ્ધ અને પ્રકાશિત છે એટલે એ તમામનાં નામ અહીં હું રજૂ કરતો નથી.

[૧] **આવસ્સય** (આવસ્સય)ની **નિજ્જુત્તિ** (નિર્યુક્તિ)–નિજ્જુત્તિ એ આગમનું પ્રાચીનતમ વિવરણ છે. નિજ્જુત્તિઓમાં **આવસ્સયની** નિજ્જુત્તિ અગ્ર સ્થાન ભોગવે છે. આ નિજ્જુત્તિની કેટલીક ગાથાઓ (દા. ત. ૧૪, ૧૫, ૩૯ અને ૪૦) અત્ર પ્રસ્તુત છે

**વિસેસાવસ્સયભાસ** ( વિશેષાવશ્યકભાષ્ય )—આ **જિનભદ્ર**-ગણિ ક્ષમાશ્રમણે **આવસ્સયને** અંગે રચેલું મનનીય ભાસ (ભાષ્ય) છે. એમાં કર્મસિદ્ધાન્ત સંબંધી નીચે મુજબના વિષયોનું નિરૂપણ છે :–

પાંચે જ્ઞાન ( ગા. ૭૯–૮૩૬ ), ગતિ વગેરે વીસ માર્ગણા (ગા. ૪૦૯–૪૧૦), આઠ વર્ગણા (ગા. ૬૩૧–૬૪૬), સમ્યક્ત્વની પ્રાપ્તિ (ગા. ૧૧૯૩–૧૨૨૧), ચારે કષાયોનું સ્વરૂપ (ગા. ૧૨૨૪–૧૨૫૯), ઉપશમશ્રેણિ (ગા. ૧૨૮૪–૧૩૦૧), કષાયોની દુરંતતા (ગા. ૧૩૦૬), કષાયોન. સામર્થ્યનાં ઉદાહરણો (૧૩૦૭–૧૩૦૮) અને ક્ષપકશ્રેણિ (ગા. ૧૩૧૩–૧૩૪૧).

**ગણહરવાદ**—શ્રમણ ભગવાન **મહાવીરસ્વામીને** જે અગિયાર ગણધરો હતા એ પૈકી બીજા ગણધર **અગ્નિભૂતિને** અંગેના

---

૧. આ **આવસ્સયની** નિજ્જુત્તિની ગા. ૧૪–૧૫ છે.

૨. આ ઉપર્યુક્ત ૩૯મી ગાથા છે, જ્યારે ગા. ૬૩૮ તે ૪૦મી છે.

વાદમાં કર્મની સિદ્ધિ (ગા. ૧૬૧૧-૧૬૪૪), પાંચમા ગણધર સુધર્મસ્વામીને ઉદ્દેશીને કર્મનું પરલોકનું ફળ અને એનું અસ્તિત્વ (ગા. ૧૭૭૦-૧૮૦૧), છઠ્ઠા મંડિતને લક્ષીને બંધ અને મોક્ષ (ગા. ૧૮૦૩-૧૮૬૩), નવમા અચલભ્રાતાને ઉદ્દેશીને પુણ્ય અને પાપ (ગા. ૧૯૦૭-૧૯૪૮) અને અગિયારમા પ્રભાસને અંગે મોક્ષની સિદ્ધિ (ગા. ૧૯૭૩-૨૦૨૪) વિચારાયાં છે.

વિસ્તારથી કહું તો અગ્નિભૂતિને કર્મ છે કે નહિ એ શંકા હતી એ શંકા તેમ જ તેનું વિસ્તૃત સમાધાન વિસેસા૦ (ગા. ૧૬૧૧-૧૬૪૪)માં અપાયાં છે. કર્મની સિદ્ધિ વિવિધ અનુમાનો દ્વારા કરાઈ છે. વિશેષમાં કર્મની પરિણામિતા અને વિચિત્રતા, સ્થૂળ શરીરથી કાર્મણ શરીરની ભિન્નતા, ધર્મ અને અધર્મનો કર્મથી અભેદ, મૂર્ત કર્મનો મૂળે અમૂર્ત આત્મા સાથેનો સંબંધ, આત્માની અમૂર્તતા-મૂર્તતા તેમ જ સંસારી જીવનો કર્મ સાથેનો અનાદિ કાળનો સંબંધ એ બાબતો પણ સ્પષ્ટ રજૂ કરાઈ છે. અંતમાં વેદનાં કર્મોની સંગતિ દર્શાવાઈ છે.

સુધર્મસ્વામીને લગતા નિરૂપણમાં કર્મનું ફળ પર ભવમાં પણ છે અને કર્મ ન હોય તો સંસાર પણ નથી એ બે બીના અત્ર નોંધપાત્ર છે.

મંડિતને અંગેના નિરૂપણમાં જીવ પહેલાં અને કર્મ પછી એ બાબતની તેમ જ એ બંનેની સમકાળે ઉત્પત્તિની પણ ના પડાઈ છે. આ ઉપરાંત કર્મ-સંતાનની અનાદિતા, જીવનો બંધ કર્મની સિદ્ધિ, કર્મનો બંધ અનાદિ હોવા છતાં એની સાંતતા, ભવ્ય જીવ અને કર્મનો અનાદિ સાંત સંબંધ અને અભવ્ય જીવ અને કર્મનો અનાદિ અનંત સંબંધ તેમ જ મોક્ષમાં જીવ અને કાર્મણ

વર્ગણાનો સંયોગ હોવા છતાં એ જીવને બંધનો અભાવ છે એ બાબતો પણ સ્પષ્ટપણે રજૂ કરાઈ છે.

અચલભ્રાતા અંગેના નિરૂપણમાં નિમ્નલિખિત વિગતો અપાઈ છે :

પુણ્ય-કર્મ અને પાપ કર્મની સિદ્ધિ: પુણ્ય અને પાપરૂપ અદૃષ્ટ કર્મની સિદ્ધિ, અદૃષ્ટ છતાં મૂર્ત કર્મની સિદ્ધિ, કેવળ પુણ્યવાદનું તેમ જ પુણ્ય અને પાપની સંકીર્ણતાનું નિરસન, પુણ્ય અને પાપની એકબીજાથી સ્વતંત્રતા, કર્મના સંક્રમનો નિયમ, પુણ્યનું અને પાપનું લક્ષણ, કર્મગ્રહણની પ્રક્રિયા તેમ જ ૪૨ પુણ્ય-પ્રકૃતિ અને ૮૨ પાપ-પ્રકૃતિનાં નામ.

પ્રભાસને લગતા વક્તવ્યમાં નીચેની વિગતો અત્ર વિશેષતઃ પ્રસ્તુત છે :–

કર્મના નાશથી સંસારીપણાનો નાશ, નહિ કે એ સંસારી જીવનો, સંસારી જીવના બંધ અને મોક્ષ, સિદ્ધ પુણ્ય વિનાના હોવા છતાં સુખી તેમ જ પુણ્યનું ફળ સુખ નથી એ બાબત[1].

આ વિસેસાવ૦માં નિમ્નલિખિત બાબતોનું પણ નિરૂપણ છે :–

આયુષ્યાદિના ઉપક્રમો (ગા. ૨૦૪૧-૨૦૪૩ અને ૨૦૪૬-૨૦૬૨), ભાવ-કાલ (ગા. ૨૦૭૫-૨૦૮૫), ગોષ્ઠામાહિલની કર્મના બંધ અંગેની નિહ્નવતા (ગા. ૨૫૧૩-૨૫૩૩), સમ્યક્ત્વ (ગા. ૨૭૦૮-૨૭૯૧), રાગ અને દ્વેષની નયો પ્રમાણે વિચારણા (ગા. ૨૯૬૯-૨૯૭૭), કષાય (ગા. ૨૯૭૮-૨૯૯૨), ઇન્દ્રિયો (ગા. ૨૯૯૩-૩૦૦૩), પરીષહો અને ઉપસર્ગો (ગા. ૩૦૦૪-૩૦૦૭), કેવલિ-સમુદ્ઘાત અને શૈલેશી અવસ્થા (ગા. ૩૦૩૯-૩૦૮૭) તેમ જ ઔદારિકાદિ શરીરનાં સંઘાતાદિ (ગા. ૩૩૨૬-૩૩૪૦)

---

૧. જુઓ ગણધરવાદ (વિષયાનુક્રમનાં પૃ. ૧૧-૧૪).

૧ગણધરવાદની પ્રસ્તાવના—આના લેખક પં. દલસુખભાઈ માલવણિયા છે. એમણે પૃ. ૧૦૯–૧૧૩ અને ૧૧૮–૧૩૭માં નિમ્નલિખિત વિષયોને સ્થાન આપ્યું છે :–

કર્મવિચારોનું મૂળ, ૨કર્મનું સ્વરૂપ, કર્મના પ્રકાર, કર્મબંધનું પ્રબળ કારણ, કર્મફલનું ક્ષેત્ર, કર્મ–બંધ અને કર્મફલની પ્રક્રિયા, કર્મનું કાર્ય અથવા ફલ, કર્મની વિવિધ અવસ્થાઓ અને કર્મફલનો સંવિભાગ.

[૨] આયાર (આચાર)ની નિજ્જુત્તિ અને એની ટીકા–આયારની નિજ્જુત્તિ (ગા. ૧૮૧)માં કષાય વિષે નિરૂપણ છે. એમાં આદેસ–કસાયનો ઉલ્લેખ છે૩.

આયાર અને એની નિજ્જુત્તિની શીલાંકસૂરિએ સંસ્કૃતમાં ટીકા રચી છે. તેમાં પ્રથમ સુયક્ખંધને લગતી ટીકામાં કર્મસંબંધી નિમ્નલિખિત બાબતો જોવાય છે :–

પ્રથમ સુત્તની નિજ્જુત્તિ (ગા. ૩૯)માં જે સોળ સંજ્ઞાઓનો ઉલ્લેખ છે તે કયા કયા કર્મથી ઉદ્ભવે છે એ એની ટીકા (પત્ર ૧૨આ–૧૩અ)માં દર્શાવાયું છે. વિશેષમાં અ.૨ની નિજ્જુત્તિ (ગા. ૧૭૭)ની ટીકા (પત્ર ૯૦અ)માં કર્મબંધનાં મિથ્યાત્વાદિ પાંચ કારણો, અ. ૨ની નિજ્જુત્તિ (ગા. ૧૭૯)ની ટીકા (પત્ર ૯૦ અ–૯૦આ)માં 'મોહનીય' કર્મના બે પ્રકારો અને એ બંનેના ઉપપ્રકારો, અ.૨ની નિજ્જુત્તિ (ગા. ૧૮૩–૧૮૪)માં કર્મના નામ–

૧. આ નામથી વિસેસા૦નો 'ગણહરવાય' તરીકે ઓળખાવાતો વિભાગ પં. દલસુખભાઈ માલવણિયાનાં ગુજરાતી સંવાદાત્મક અનુવાદ, ટિપ્પણો અને તુલનાત્મક પ્રસ્તાવના સાથે "ગુજરાત વિદ્યાસભા" તરફથી અમદાવાદથી ઈ. સ. ૧૯૫૨માં પ્રસિદ્ધ કરાયો છે.

૨. આમાં દ્રવ્ય-કર્મ અને ભાવ-કર્મ વિષે નિરૂપણ છે.

૩. જુઓ સટીક આયાર (પત્ર ૯૧અ).

કર્મ ઇત્યાદિ દસ પ્રકારો અને એની ટીકા (પત્ર ૯૨આ–૯૮ આ)માં વર્ગણાઓ, ઉત્તર પ્રકૃતિઓનાં નામ અને એનું સર્વઘાતી તથા દેશઘાતીરૂપે વર્ગીકરણ, બંધના પ્રકૃતિ-બંધ ઇત્યાદિ ચાર પ્રકારોનું વિસ્તૃત નિરૂપણ તેમ જ ઇર્યાપથિકી કર્મની સમજણ. અ. ૨, સુ. ૭૦ની ટીકા (પત્ર ૧૦૯આ–૧૧૦આ)માં ક્ષણના ચાર નિક્ષેપ પૈકી ભાવનિક્ષેપરૂપ ભાવક્ષણના સ્પષ્ટીકરણરૂપે કર્મભાવક્ષણ અને નોકર્મ-ભાવક્ષણ, ૪૭ ધ્રુવ-પ્રકૃતિ અને ૨૧ પરાવર્તમાન પ્રકૃતિ, શુભ પ્રકૃતિઓ તેમ જ સમ્યક્ત્વની અને દેશવિરતિની પ્રાપ્તિ, અ. ૨, સુ. ૭૭ની ટીકા (પત્ર ૧૧૬આ–૧૧૮અ)માં જીવની ઉચ્ચ ગોત્રની પ્રાપ્તિ, નીચ ગોત્રમાં રખડપટ્ટી, અને એને અંગેના ભંગ (ભાંગા) તેમ જ બંને ગોત્ર-કર્મનાં કંડક, અ. ૩, સુ. ૧૦૯ની ટીકા (પત્ર ૧૫૬આ–૧૫૮આ)માં ઉત્તર પ્રકૃતિઓની સત્તા, અસત્તા તથા એના વિપાક, અ. ૩, સુ. ૧૧૦ની ટીકા (પત્ર ૧૬૦ આ)માં કયા કર્મના ઉદયથી કયું કર્મ બંધાય તે, અ. ૩, સુ. ૧૧૧ની ટીકા (પત્ર ૧૬૧આ–૧૬૨આ)માં મૂળ અને ઉત્તર પ્રકૃતિઓનાં બંધસ્થાનો, અ. ૪, સુ. ૧૩૪ની ટીકા (પત્ર ૧૮૯આ–૧૯૦ આ)માં કર્મની મૂળ પ્રકૃતિઓનાં અને ઉત્તર પ્રકૃતિઓનાં ઉદયસ્થાનો, અ. ૫, સુ. ૧૪૭ની ટીકા (પત્ર ૨૦૬અ)માં બદ્ધ, નિધત્ત અને નિકાચના અને અ.૯ની નિજ્જુત્તિ (ગા. ૨૮૩)ની ટીકા (પત્ર ૨૯૮અ–૩૦૧અ)માં ઉપશમ-શ્રેણિ અને ક્ષપક-શ્રેણિનું વિસ્તૃત વર્ણન છે.

[૩] **કપ્પ** (કલ્પ)નું **ભાસ**—કપ્પને સામાન્ય રીતે 'બૃહત્કલ્પ' કહે છે. આ છેયસુત્તના ભાસની કેટલીક ગાથા કર્મસિદ્ધાન્તને લગતી છે. દા. ત. આ ભાસની ૧૦૭મી ગાથામાં એવું કથન છે કે એક જ ભવમાં બે ઉપશમ-શ્રેણિ અને ક્ષપક-શ્રેણિ એમ બંને શ્રેણિ ઉપર આરૂઢ થઈ શકાય નહિ. આ સૈદ્ધાન્તિકોનો મત છે.

## પ્રકરણ ૩ : અનાગમિક પાંચ રત્નો

**પ્રાચીન અને પ્રૌઢ શ્વેતાંબરીય કૃતિઓ**—જૈન અનાગમિક સાહિત્યમાં દાર્શનિક કૃતિઓ મહત્ત્વનું સ્થાન ભોગવે છે અને એમાં પણ કર્મસિદ્ધાન્તને અંગેની કૃતિઓ આ સિદ્ધાન્તની જૈન દર્શનમાં વ્યાપકતા અને વિશિષ્ટતાને લઇને ઉચ્ચ સ્થાને છે. આવી શ્વેતાંબરીય કૃતિઓ તરીકે શિવશર્મસૂરિકૃત [1]બન્ધસયગ અને [2]કમ્મપયડિસંગહણી, ચિરંતનાચાર્યકૃત [3]સત્તરિયા, સંતકમ્મપાહુડ, કસાયપાહુડ, [4]ચન્દ્રર્ષિકૃત [5]પંચસંગહ–પગરણ, અને ચાર પ્રાચીન કર્મગ્રંથો ગણાવી શકાય. આ પૈકી પહેલી પાંચ કૃતિઓનો હું અત્ર 'અનાગમિક પાંચ રત્નો' તરીકે નિર્દેશ કરું છું.

---

૧–૨ "કમ્મપયડિ અને (બંધ)સયગ (અનાગમિક સાહિત્યનાં બે અમૂલ્ય રત્નો)" નામનો મારો લેખ "આત્માનંદ પ્રકાશ" (પુ. ૪૮, અં. ૧–૨)માં છપાયો છે.

૩. આને અંગેનો મારો લેખ નામે "સત્તરિયા અને એનું વિવરણાત્મક સાહિત્ય" "જૈન ધર્મ પ્રકાશ" (પુ. ૬૭, અં. ૯ અને ૧૧)માં છપાયો છે.

૪. જિનરત્નકોશ (વિ. ૧, પૃ. ૨૨૯)માં કહ્યું છે કે કાંતિવિજયજીના સંગ્રહમાંની એક હાથપોથીમાં પંચસુત્તના કર્તા તરીકે ચન્દ્રર્ષિનો ઉલ્લેખ છે. આ પોથી તપાસવી ઘટે.

૫. "પંચસંગહ–પગરણનું પર્યાલોચન" નામનો મારો લેખ "જૈ. ધ. પ્ર." (પુ. ૭૬, અં. ૨ અને ૩–૪)માં બે કટકે છપાયો છે.

(१) [1]બન્ધસયગ (બન્ધશતક) યાને સયગ (શતક)

**નામાન્તર**—આજે જે શિવશર્મસૂરિકૃત સયગ ૧૦૭ કે ૧૧૧ જેટલી ગાથાનું મળે છે એનું સર્વથા સાન્વર્થ અને કર્તાને પણ અભિપ્રેત નામ તો 'બન્ધસયગ' છે એમ કમ્મપયડિસંગહણીના 'બંધન' કરણના ઉપસંહારની નિમ્નલિખિત ગાથા ઉપરથી જણાય છે :–

"एवं वन्धणकरणे परूविए सह हि वन्धसयगेण।
वन्धविहाणाहिगमो सुहमभिगन्तुं लहुं होइ ॥ १०२॥"

આની વૃત્તિ (પત્ર ૬૮અ)માં **મલયગિરિસૂરિએ** બન્ધશતકને 'ગ્રંથ' કહ્યો છે એટલું જ નહિ પણ આ શતક અને કર્મપ્રકૃતિ એ બંનેના કર્તા એક જ છે એમ પણ સ્પષ્ટપણે નિર્દેશ્યું છે. આથી એ પણ ફલિત થાય છે કે બન્ધસયગની રચના બાદ કમ્મ-પયડિ(સંગહણી) રચાઇ છે બંધસયગની ૧૦૪મી ગાથામાં 'બંધસમાસ' વર્ણવાયો એવો ઉલ્લેખ છે અને એના પછીની ગાથામાં 'બંધવિહાણસમાસ' રચાયો એવો ઉલ્લેખ છે. આ ઉપરથી ગ્રંથના નામમાં 'બંધ' શબ્દ હોવો જોઇએ અને એનો વિષય પણ

---

૧ આ કૃતિ 'सिद्धो णिद्धूयकम्मो"થી શરૂ થતી ચુણ્ણિ સહિત અમદાવાદના "વીરસમાજે" ઇ. સ. ૧૯૨૨માં નિમ્નલિખિત નામથી પ્રકાશિત કરી છે :–

'श्रीमच्छी(च्छि)वशर्मसूरीश्वरसंदृब्धं सचूर्णिकम् श्रीशतकप्रकरणम्"

"વીરસમાજ" તરફથી અમદાવાદથી ઇ. સ. ૧૯૨૩માં બન્ધશત-પ્રકરણ" એ નામની જે કૃતિ પત્રાકારે છપાવાઇ છે એમાં મૂળ, **ચક્રેશ્વરસૂરિકૃત** **૧૧૨૩** ગાથાનું ગુરુભાસ (બૃહદ્‌ભાષ્ય) તેમ જ 'મલધારી' હેમચન્દ્રસૂરિકૃત સંસ્કૃત વૃત્તિ અને અંતમાં ૨૪ ગાથાનું णमिऊण जिणं वुच्छामि"થી શરૂ થતું લઘુભાસ (લઘુભાષ્ય) અને એના ઉપર સંપાદક શ્રી**રામ**વિજય (હવે વિજયરામચન્દ્રસૂરિજી)ના ગુરુનયે રચેલું સંસ્કૃત ટિપ્પનક છપાયેલાં છે. આની પ્રસ્તાવનામાં આ પ્રાચીન (બન્ધસયગ) અને 'નવ્ય' **સયગ** નામના પાંચમા કર્મગ્રંથનું વિષયદૃષ્ટિએ સંતુલન કરાયું છે.

બંધનું સ્વરૂપ છે એટલે 'બંધસયગ' નામ વિશેષત: સાન્વર્થ છે,[1] પરંતુ આ ગ્રંથની ગાથા અસલ સો કે લગભગ એટલી હોવાથી એનું બીજું નામ 'સયગ' પડ્યું અને એજ વધારે પ્રચલિત બન્યું છે અનેક ગ્રંથકારોએ એને સયગ (શતક) કહેલ છે. જેમકે દેવેન્દ્રસૂરિએ કમ્મત્થય નામના બીજા કર્મગ્રંથ (ગા.૩)ની સ્વોપજ્ઞ ટીકા (પૃ. ૭૯)માં શિવશર્મસૂરિએ શતકમાં કહ્યું છે એવો ઉલ્લેખ કર્યો છે. સાથે સાથે એમણે આ કૃતિની ૪૪મી ગાથાનો અર્ધ ભાગ અવતરણરૂપે આપ્યો છે.

'મલધારી' હેમચન્દ્રસૂરિએ બંધસયગની વૃત્તિમાંની પ્રશસ્તિના શ્લો. ૧૦માં આને 'શતક' કહેલ છે. પંચસંગહના કર્તા ચન્દ્રર્ષિએ પોતાની આ કૃતિની બીજી ગાથામાં સયગનો ઉલ્લેખ કર્યો છે અને તે આ જ સયગ હશે. કમ્મપયડિસંગહણીના બન્ધન-કરણ (ગા. ૧૦૨)ની ચુણ્ણિ (પત્ર ૨૦૩આ)માં કહ્યું છે કે "बन्धसतगं ति सत्तगमेव भण्णति" અર્થાત્ બન્ધસતગ (બન્ધસયગ)ને 'સતગ' (સયગ) કહે છે.

ગાથાઓની સંખ્યા-બન્ધસયગની મુદ્રિત વૃત્તિમાં [2]૧૦૭ ગાથા છે, જ્યારે 'મલધારી' હેમચન્દ્રસૂરિએ તો [3]૧૦૦ હોવાનું પોતાની વૃત્તિ (પત્ર ૧આ)માં કહ્યું છે તેનું કેમ એ પ્રશ્નનો ઉત્તર સવૃત્તિક કૃતિની પ્રસ્તાવનામાં નીચે મુજબ અપાયો છે:

પહેલી ગાથા અભિધેયનું કથન કરે છે. બીજી અને ત્રીજી ગાથા દ્વારના પ્રતિપાદનરૂપ છે, તેરમી ગાથા ગુણસ્થાનોમાં યોગો

---

૧. બન્ધસયગ ઉપરના મુદ્રિત લઘુભાસની આદ્ય ગાથામાં 'બન્ધસયગ' નામ છે.

૨. "अरहन्ते भगवन्ते"થી શરૂ થતી ગાથા અન્યકર્તૃક છે. એ હિસાબે ૧૦૬ ગાથા છે.

૩. બંધસયગની ચુણ્ણિના પ્રારંભમાં આ કૃતિને સયગ કહી એમાં સો ગાથા હોવાનું અને એ પગરણ હોવાનું કહ્યું છે.

અંગેનો મતભેદ દર્શાવે છે. એ 'અન્યકર્તૃક હશે અથવા એ મતાંતર દર્શાવવા શિવશર્મસૂરિએ જાતે યોજી હોય તો પણ એ મતાંતરવિષયક હોઈ એને પૃથક્ ન ગણવી. છેલ્લી ત્રણ ગાથાઓ અનુક્રમે ઉપસંહાર, ગ્રંથકારની વિનમ્રતા અને ગ્રંથપ્રયોજનાદિને અંગેની છે. આ રીતે સાત ગાથા (૧+૨+૧+૩) વિચારતાં ૧૦૦નો મેળ મળી રહે છે.

મુદ્રિત ચુણ્ણિયાં अरिहन्ते"થી શરૂ થતી ગાથાને છોડીને બાકીની ગાથાઓનું સંસ્કૃત–પાઇય સ્પષ્ટીકરણ છે. એ હિસાબે **બન્ધસયગમાં** ૧૦૬ ગાથા હોવાનું અનુમનાય.

**વિષય—બન્ધસયગમાં** ૧૪ ગુણસ્થાનોમાં અને ૧૪ જીવસ્થાનોમાં ઉપયોગોની અને યોગોની સંખ્યા, ગુણસ્થાનદીઠ બંધહેતુઓનો તથા ઉદયની અને ઉદીરણના અંગેની કર્મ–પ્રકૃતિઓનો નિર્દેશ તેમ જ બંધના પ્રકૃતિબંધ વગેરે ચાર પ્રકારો એમ વિવિધ બાબતોને સ્થાન અપાયું છે[1]

નવમી ગાથામાં ૧૪ ગુણસ્થાનનાં નામ પણ પૂરાં અપાયાં નથી તેમ છતાં 'મલધારી' હેમચન્દ્રસૂરિએ પોતાની [2]વૃત્તિમાં એ ગુણસ્થાનોનું મનનીય નિરૂપણ કર્યું છે.

**સંતુલન—બન્ધસયગ** અને દિગંબરીય અજ્ઞાતકર્તૃક પંચસંગહ વચ્ચે શો સંબંધ છે એ બાબત "અનેકાન્ત" (વર્ષ ૩, પૃ. ૩૭૮–૩૮૦)માં વિચારાઇ છે.[3]

---

૧. જુઓ 'ગણધરવાદની પ્રસ્તાવના" (પૃ. ૫૪).

૨. આ વૃત્તિનું 'વિનયહિતા' નામ મુદ્રિત કૃતિના અંતમાં અપાયું છે. આ વૃત્તિ તે જ **વિસેસા**ની 'મલધારી' હેમચન્દ્રસૂરિકૃત વૃત્તિ જે વિ. સં. ૧૧૭૫માં રચાઈ છે તેમાં નિર્દેશાયેલું શતકવિવરણ છે. **આવશ્યકટિપ્પણ** પછી આ **શતકવિવરણ** રચાયું છે.

૩. જુઓ **જિ. ર. કો.** (વિ. ૧, પૃ. ૩૬૯).

**બન્ધસયગ અને નવ્ય સયગમાં તફાવત**—બન્ધસયગના કર્તા શિવશર્મસૂરિ છે, જ્યારે 'નવ્ય' સયગના રચનારા દેવેન્દ્રસૂરિ છે. શિવશર્મસૂરિ દેવેન્દ્રસૂરિ કરતાં ઘણા પ્રાચીન છે. એમની કૃતિને લક્ષ્યમાં રાખી દેવેન્દ્રસૂરિએ 'નવ્ય' સયગ રચ્યું છે અને બંધસયગને 'બૃહચ્છતક' કહ્યું છે. આ બંને સયગ જ. મ અને તે પણ પદ્યમાં–ગાથામાં રચાયાં છે. બંધસયગ જે બે ભાસે તેમ જ 'મલધારી' હેમચન્દ્રસૂરિકૃત વૃત્તિ સહિત છપાવાયું છે તેમાં ૧૦૬ ગાથા છે. જિ. ર. કો. (વિ. ૧, પૃ. ૩૬૯)માં ૧૧૧ ગાથાનો ઉલ્લેખ છે.

બંને સયગમાં વિષય પરત્વે ભેદ છે.[1] નિમ્નલિખિત બાબતો જે બંધસયગમાં છે તે 'નવ્ય' સયગમાં નથી.

(૧) ૬૨ માર્ગણાસ્થાનોમાં ૧૪ જીવસ્થાનો, (૨–૩) ચૌદ જીવસ્થાનોમાં ઉપયોગો અને યોગો, (૪) ૬૨ માર્ગણાસ્થાનોમાં ગુણસ્થાનો, (૫–૬) ગુણસ્થાનોમાં ઉપયોગો અને યોગો, (૭) ગુણસ્થાનોમાં સામાન્યતઃ બંધનાં ચાર કારણો, (૮) આઠ કર્મોનાં વિશેષ કારણો, (૯) આઠ મૂળ પ્રકૃતિઓનાં બંધ, ઉદય અને ઉદીરણાનાં સ્થાનો, (૧૦) ગુણસ્થાનોમાં બંધ, ઉદય અને ઉદીરણાનાં સ્થાનોનો સંવેધ, (૧૧) મૂળ અને ઉત્તર પ્રકૃતિઓ, (૧૨) ગુણસ્થાનોમાં ઉત્તર પ્રકૃતિઓનાં બંધસ્વામિત્વ, (૧૩) માર્ગણાઓમાં બંધસ્વામિત્વ તેમ જ (૧૪) ઉત્તર પ્રકૃતિઓનાં મિથ્યાત્વાદિ ચાર કારણો.[2]

'નવ્ય' સયગમાં નીચે મુજબની જે બાબતો છે તે બંધસયગમાં નથી:—

(૧) ધ્રુવ બંધ, ધ્રુવ ઉદય, ધ્રુવ સત્તા અને પરાવર્તન અંગેની પ્રકૃતિઓ અને એની પ્રતિપક્ષિણીઓ, (૨) ઉત્તર પ્રકૃતિઓની જઘન્ય અને ઉત્કૃષ્ટ સ્થિતિ, (૩) એકેન્દ્રિયાદિની સ્થિતિનું પ્રતિપાદન, (૪)

૧. જુઓ બીબન્ધશતકપ્રકરણની સંસ્કૃત પ્રસ્તાવના (પત્ર ૩અ).
૨. આ બાબતો દેવેન્દ્રસૂરિએ છાસીઈમાં આપી છે

અબાધાકાળ, (૫) એક મુહૂર્તમાં ક્ષુલ્લક ભવોની સંખ્યા, (૬) ગુણસ્થાનોમાં સ્થિતિબંધ, (૭) એકેન્દ્રિયાદિના સ્થિતિબંધોનું અલ્પ-બહુત્વ, (૮) સાન્તર અને નિરંતર બંધોનાં ઉત્કૃષ્ટ અને ઉત્કૃષ્ટેતર કાલમાન, (૯) વર્ગણાનું સ્વરૂપ, (૧૦) ગુણશ્રેણિઓ, (૧૧) ગુણ-સ્થાનોનું જઘન્યથી અને ઉત્કૃષ્ટથી અંતરાલ, (૧૨) પલ્યોપમનું સ્વરૂપ, (૧૩) પુદ્ગલ–પરાવર્તનું સ્વરૂપ તેમ જ (૧૪–૧૫) ઉપશમ-શ્રેણિ અને ક્ષપક-શ્રેણિ એમ બે શ્રેણિ.

**પ્રણેતા**—બન્ધસયગના પ્રણેતા **શિવશર્મસૂરિ** છે એમ આની ચુણ્ણિ (પત્ર ૧)માં કહ્યું છે. આ બાબત તેમ જ આ સૂરિએ આ કૃતિ એક સો (૧૦૦) ગાથામાં રચી છે એમ આ **બન્ધસયગની** વૃત્તિના લગભગ પ્રારંભ (પત્ર ૧ આ)માં 'મલધારી' હેમચન્દ્રસૂરિએ કહ્યું છે. તેમ કરતી વેળા વૃત્તિકારે **શિવશર્મસૂરિને** અંગે બે વિશેષણો વાપર્યાં છે : (૧) શ્રુતસાગરના જળને પ્રાપ્ત કરેલા અને (૨) અનેક વાદયુદ્ધોમાં વિજયી. **બન્ધસયગની** ચુણ્ણિ (પત્ર ૧ અ)-માં **બન્ધસયગના** કર્તા શિવશર્મસૂરિની વિદ્વત્તા ઇત્યાદિ દર્શાવતું વિધાન નીચે મુજબ છે :—

"शब्द–तर्क–न्याय–प्रकरण–कम्मंप्रकृति–सिद्धान्त–विज्ञाणएण अणेग-वायसमालद्धविजएण सिवसम्मायरियणामधेज्जेण कयं"

આ ઉપરથી જાણી શકાય છે કે (૧) બંધસયગના કર્તાનું નામ 'શિવશર્મન્' છે, (૨) એઓ આચાર્ય છે, (૩) એઓ શબ્દ, તર્ક, ન્યાય, પ્રકરણ, કર્મપ્રકૃતિ અને સિદ્ધાંતના વિશિષ્ટ જાણકાર છે તેમ જ (૪) એમણે અનેક વાદોમાં વિજય પ્રાપ્ત કર્યો છે.

[1]**વિવરણાત્મક સાહિત્ય**—જિ૦ ર૦ કો૦ ( વિ. ૧, પૃ ૩૬૯–૩૭૦) પ્રમાણે બંધસયગ ઉપર ચાર ભાસ છે: (૧) ૨૫ ગાથાનું

૧. આને અંગે "બન્ધસયગ અને એનાં વિવરણોનું સરવૈયું" નામના લેખમાં મેં કેટલીક માહિતી આપી છે. આ લેખ "જૈ. ધ. પ્ર." (પુ. ૮૦, અં. ૮)માં છપાયો છે.

"नमिऊण जिणं वुच्छामि"થી શરૂ થતું ભાસ, (૨)[1]૨૪ ગાથાનું ભાસ, (૩) ચક્રેશ્વરસૂરિએ પોતાના શિષ્ય [2]ગુણધરની અભ્યર્થનાથી વિ. સં. ૧૧૭૬માં ૧૧૨૩ ગાથામાં રચેલું [3]ગુરુભાસ યાને વુડ્ઢભાસ તેમ જ (૪) संखामेत्तपयत्थથી શરૂ થતું ૧૪ ગાથાનું ભાસ. આ પૈકી પહેલું ભાસ અને ત્રીજું ગુરુભાસ મૂળ કૃતિ તેમ જ 'મલધારી' હેમચન્દ્રસૂરિકૃત વૃત્તિ સહિત છપાયેલાં છે. બંધ-સયગ ઉપર અજ્ઞાતકર્તૃક ચુણ્ણિ છે. પં. હીરાલાલ જૈનના મતે એ દિગંબર યતિવૃષભે રચી છે.

જિ. ર. કો. (વિ. ૧, પૃ. ૩૭૦)માં આ ગુરુભાસ, ચૂણ્ણિ અને વૃત્તિનાં પરિમાણ અનુક્રમે ૧૪૧૩, ૨૩૮૦ અને ૩૭૪૦ શ્લોક જેટલાં દર્શાવાયાં છે. અહીં સૂચવાયા મુજબ ચુણ્ણિની કેટલીક તાડપત્રીય પ્રતિઓ મળે છે અને એ પૈકી એક વિ. સં. ૧૧૭૫માં લખાયેલી છે. આનો પ્રારંભ "सिद्धो निद्धूयकम्मो"થી થાય છે.

દેવેન્દ્રસૂરિએ છાસીઇ (ગા. ૧૪)ની સ્વોપજ્ઞ વૃત્તિ (પૃ. ૧૪૩)માં 'શતકબૃહચ્ચૂર્ણિમાં કહ્યું છે' એવા ઉલ્લેખપૂર્વક ગદ્યાત્મક લખાણ આપ્યું છે તો આ [4]બૃહચ્ચૂર્ણિ તે કઈ? વળી 'મલધારી' હેમચન્દ્રસૂરિએ સયગની વૃત્તિમાં આના ઉપરની 'ચૂર્ણિ'ઓ અતિ-ગંભીર હોવાનું કહ્યું છે. એ ઉપરથી આની ઓછામાં ઓછી ત્રણ ચૂર્ણિઓ હશે એમ લાગે છે. 'વીરસમાજ' તરફથી ઈ. સ. ૧૯૨૨માં જે 'ચૂર્ણિ' છપાઈ છે તે આ પૈકી એક હોવી જોઈએ.

---

૧. આની હાથપોથી લીંબડીના ભંડારમાં છે અને એ કદાચ ઉપર્યુક્ત ૨૫ ગાથાવાળું જ ભાષ્ય હશે એમ જિ. ર. કો. (વિ. ૧, પૃ. ૩૭૦)માં કહ્યું છે.

૨. જુઓ ગુરુભાસ (ગા. ૧૧૧૯).

૩. મુદ્રિત પ્રતિ પ્રમાણે આમાં ૧૧૨૩ ગાથા છે.

૪. આ સંબંધમાં જુઓ મારો લેખ નામે "બન્ધસયગ કિંવા બૃહચ્છતકની બૃહચ્ચૂર્ણિ". આ લેખ "જૈ. ધ. પ્ર." (પુ. ૮૦, અં. ૫)માં છપાયો છે.

રવિપ્રભના શિષ્ય ઉદયપ્રભે ૯૭૮ શ્લોક જેવડું ટિપ્પણુ, ગુણરત્નસૂરિએ અવચૂરિ તેમ જ મુનિચન્દ્રસૂરિએ ટિપ્પણક રચ્યાં છે.

મુદ્રિત ચુણ્ણિને બન્ધસયગ (સટીક)ની પ્રસ્તાવનામાં 'લઘુચૂર્ણિ' કહી છે. વિશેષમાં એ ચુણ્ણિમાં પત્ર ૧૨અમાં 'વેઉવ્વિય (આહારગ)' એમ છપાયું છે અને પત્ર ૪૯આમાં '(ચારિત્ત)' એમ જે પાઠ છપાવાયો છે તેમાં કૌંસગત પાઠો નહિ જોઈએ એમ આ પ્રસ્તાવના (પત્ર ૩આ)માં સુધારો દર્શાવાયા છે.

**ઉદ્ધરણ અને સમય**—બન્ધસયગની ચુણ્ણિ જે છપાયેલી છે તેમાં તેમ જ 'મલધારી' હેમચન્દ્રસૂરિકૃત વૃત્તિમાં એ મતલબનું કથન છે કે આ કૃતિ 'અગ્ગેણિય' (અગ્રાયણીય) નામના બીજા પુવ્વના 'ખણલદ્ધિ' (ક્ષણલબ્ધિ) કે 'પ્રણિધિકલ્પ' નામના પાંચમા વત્થુનાં વીસ પાહુડ પૈકી ચોથા પાહુડ નામે 'કમ્મપયડિ'નાં ૨૪ અણુઓગદાર (અનુયોગદ્વાર) પૈકી છઠ્ઠા 'બંધણ' (બંધન) નામના અણુઓગદારના ચાર પ્રકારો પૈકી ચોથા પ્રકારના નિરૂપણરૂપ છે.

ચુણ્ણિમાં બીજા પુવ્વનાં પહેલાં પાંચ વત્થુનાં નામ છે તેમ જ 'કમ્મપયડિ' નામના ચોથા પાહુડનાં ૨૪ અણુઓગદારનાં પણ નામ છે. આમ શ્વેતાંબરીય ગણાતી આ કૃતિ પણ આ નામો પૂરાં પાડે છે.

વિસ્તારથી કહું તો **બન્ધસયગ**ની જે લઘુચુણ્ણિ **ચન્દ્રર્ષિ**એ રચ્યાનું મનાય છે અને જે છપાયેલી છે તેમાં દ્દિટ્ઠિવાયના પાંચ પ્રકારોના ઉલ્લેખ બાદ પુવ્વગયના ૧૪ પ્રકારો જણાવતાં ઉપ્પાય, અગ્ગેણિય એમ છેક લોગબિંદુસાર એમ ચૌદ પુવ્વ પૈકી ત્રણનાં નામો દર્શાવાયાં છે. પછી 'અગ્ગેણિય' પુવ્વમાં આઠ વત્થુ છે એમ કહી પુવ્વંત, અવરંત, ધુવ, અધુવ અને ખણલદ્ધિ એમ પાંચ વત્થુનાં નામ આપી પાંચમા વત્થુમાંથી સયગની ઉત્પત્તિ થઈ છે એમ કહ્યું છે. આ વત્થુનાં વીસ પાહુડ છે. એ પૈકી 'કમ્મપગડિ' નામનું ચોથું પાહુડ એ અત્ર પ્રસ્તુત છે. આ પાહુડનાં ૨૪ અણુઓગદારનાં નામ ત્રણ ગાથા દ્વારા રજૂ કરાયાં છે છઠ્ઠા અણુઓગદાર નામે

બંધણુના બંધ, બંધક, બંધનીય અને બંધવિધાન એમ ચાર પ્રકારે સૂચવી એમાંનો ચોથો પ્રકાર અત્ર અભિપ્રેત છે એમ કહ્યું છે. આમ બન્ધસયગની ઉત્પત્તિ 'કમ્મપગડિ' નામના પાહુડને આભારી છે એમ અહીં પ્રતિપાદન કરાયું છે.

લગભગ આવી જ પદ્ધતિએ [1]છખંડાગમની ઉત્પત્તિ [2]ધવલામાં દર્શાવાઇ છે. આ છખંડાગમનો ઉદ્‌ભવ પણ કમ્મપગડિ' નામના પાહુડને આભારી છે એમ અહીં સ્પષ્ટપણે કહેવાયું છે.

૧૦૪મી 'ગાથામાં આ કૃતિને (બન્ધસયગને) કમ્મપ્પવાયરૂપ શ્રુતસાગરના નિઃસ્યંદ તરીકે ઓળખાવાઇ છે. અહીં 'કમ્મપ્પવાય'થી એ નામનું પુવ્વ ન સમજતાં ઉપર્યુક્ત 'કમ્મપયડિ' નામનું પાહુડ સમજવાનું છે એમ ૧૦૬ની ગાથા વિચારતાં જણાય છે એટલે કમ્મપ્પવાયથી 'કર્મની પ્રરૂપણાથી યુક્ત' એવો અર્થ કરવાનો છે. આમ આ કૃતિ 'પૂર્વધર'ની હોવાનું પ્રતીત થાય છે અને એ હિસાબે એના કર્તાનો સમય **વીરસંવત્** ૧૦૦૦ની પૂર્વેનો ગનાય. હું તો આને કમ્મપયડિસંગહણી કરતાં યે થોડાંક વર્ષો જેટલી પ્રાચીન ગણું છું. એક હિસાબે તો **વીરસંવત્** ૨૦૦ની લગભગની આ કૃતિ ગણાય.

૨૪ **અનુયોગદ્વારો**—બન્ધસયગની મુદ્રિત ચુણ્ણિમાં બીજા પુવ્વના પાંચમા વત્થુના 'કમ્મપગડિ' નામના ચોથા પાહુડનાં ૨૪ અણુઓગદારનાં નામ ત્રણ ગાથામાં પાઇયમાં અપાયાં છે. એનાં સંસ્કૃત નામ હું નીચે મુજબ દર્શાવું છું :—

(૧) કતિ, (૨) વેદના, (૩) સ્પર્શ, (૪) કર્મન્, (૫) પ્રકૃતિ, (૬) બંધન, (૭) નિબંધ, (૮) પ્રક્રમ, (૯) ઉપક્રમ, (૧૦) ઉદય, (૧૧) મોક્ષ, (૧૨) સંક્રમ, (૧૩) લેશ્યા, (૧૪) લેશ્યાકર્મન્, (૧૫)

૧ આનો રચનાનો પ્રારંભ પુષ્પદંતે કર્યો હતો અને પૂર્ણાહુતિ ભૂતબલિએ કરી હતી. આ બે દિગંબર મુનિવરોનો સમય વિક્રમની બીજી–ત્રીજી સદી મનાય છે.

૨. આ કૃતિ શકસંવત્ ૭૩૮માં પૂર્ણ કરાઇ છે.

લેશ્યાપરિણામ, (૧૬) સાતાસાત, (૧૭) દીર્ઘ-હ્રસ્વ, (૧૮) ભવધારણીય, (૧૯) પુદ્ગલ, (૨૦) નિધત્તાનિધત્ત, (૨૧) નિકાચિતાનિકાચિત, (૨૨) કર્મસ્થિતિ, (૨૩) પશ્ચિમ સ્કંધ અને (૨૪) અલ્પબહુત્વ.

છટ્ઠા 'બંધણ' નામના અણુઓગદ્દારના ચાર પ્રકાર પૈકી બંધવિધાનના ચાર ઉપપ્રકાર છે: (૧) પ્રકૃતિ-બંધ, (૨) સ્થિતિ-બંધ, (૩) અનુભાગ-બંધ અને (૪) પ્રદેશ-બંધ.

**યતિવૃષભ તે કોણ ?**—યતિવૃષભે કસાયપાહુડનાં જે ચૂર્ણિસૂત્રો રચ્યાં છે તેમાંનું નીચે મુજબનું [1]૮૯૩મું સૂત્ર દિગંબરોની રૂઢ માન્યતાને બાધક છે. આથી યતિવૃષભ શ્વેતાંબર હોવાની કલ્પના કરાય છે:

"[2]सव्वलिङ्गेसु च भज्जाणि"

કસાયપાહુડનાં ચૂર્ણિસૂત્રે માંની કેટલીક બાબતો કમ્મપયડિસંગહણીની ચુણ્ણિથી વિરુદ્ધ જતી જણાય છે તો પછી આ બન્નેના કર્તા એક કેમ સંભવે ?

'આદેશ-કષાય'ના અર્થ અંગે યતિવૃષભે જે અર્થ કર્યો છે તે અર્થના પ્રરૂપક એઓ જાતે હોય કે અન્ય કોઈના એ જાતના એઓ સમર્થક હોય તો પછી જિનભદ્રગણિના મંતવ્યથી આ વિરુદ્ધ મત ધરાવનાર યતિવૃષભ શ્વેતાંબર છે એમ કહેવાય ?

યતિવૃષભ કસાયપાહુડનાં ચૂર્ણિસૂત્રોમાં મતભેદોના સ્વીકારના પ્રસંગે છખંડાગમને બદલે કમ્મપયડિસંગહણીને અનુસર્યા છે[3] એનું શું કારણ ?

**વિલક્ષણતા**—બન્ધસયગ અને એની પ્રકાશિત ચુણ્ણિ પૈકી એકેની એક પણ હાથપોથી કોઈ દિગંબરીય ભંડારમાંથી અત્યાર સુધી તો મળી આવી નથી તેમ જ કોઈ દિગંબરે કે દિગંબરીય

---

૧. જુઓ કસાયપાહુડસુત્ત (પૃ ૮૨૭).

૨. 'સવ્વ' એટલે મુનિલિંગ સિવાય' એવો અર્થ **જયધવલામાં** કરાયો છે તે શું વાસ્તવિક ગણાય ?

૩. જુઓ કસાયપાહુડસુત્તની પ્રસ્તાવના ( પૃ. ૩૭ ).

સંસ્થાએ આ બેમાંથી એકે છપાવેલ નથી તો પછી બન્ધસયગની ચુણ્ણિ દિગંબરીય હોવાનું માનવું એ વિલક્ષણતા છે. શું બન્ધસયગ પણ દિગંબરીય કૃતિ છે કે જેથી એના ઉપર દિગંબરીય ચુણ્ણિ હોય ?

**છાયા અને ભાષાંતર**—બન્ધસયગની છાયા કે એનો ગુજરાતી જેવી ભાષામાં ભાષાંતર છપાયેલ હોય એમ જાણવામાં નથી

## (૨) [1]કમ્મપયડિસંગહણી (કર્મપ્રકૃતિસંગ્રહણી)

આ કર્મ-સિદ્ધાંતના એક અદ્વિતીય અંગરૂપ આઠ કરણોની આદ્ય અને અનુપમ કૃતિ છે. 'કમ્મપયડિ' તરીકે ઓળખાવાતા આ આકર-ગ્રંથમાં આઠ કરણો ઉપરાંત ઉદય અને સત્તાનું નિરૂપણ છે. આની યોજના જ. મ.માં ૪૭૫ ગાથામાં શિવશર્મસૂરિએ કરી છે.

---

૧. કમ્મપયડિ (મૂળ માત્ર) કર્મગ્રંથ અને પંચસંગહ સહિત "હેમચન્દ્રાચાર્ય ગ્રંથમાલા"માં ઈ. સ. ૧૯૨૪માં પ્રસિદ્ધ કરાઇ છે. એ પુસ્તકનું નામ "કર્મગ્રંથ-કર્મપ્રકૃતિ-પંચસંગ્રહ મૂલમાત્ર" રખાયું છે. ત્યાર બાદ "ઋષભદેવજી કેશરીમલજી શ્વેતાંબર સંસ્થા" તરફથી કમ્મપયડિ અન્ય સાત ગ્રંથો સહિત પત્ર ૨૫૫આ-૨૮૨આમાં નિમ્નલિખિત નામથી ઈ. સ. ૧૯૨૮માં છપાવાઈ છે:-

"श्रीपंचाशक-धर्मसंग्रहणी-उपदेशपद-उपदेशमाला-जीवसमास-कर्मप्रकृति-पंचसंग्रह-ज्योतिष्करण्डकानि।"

આ મૂળ કૃતિ "દે. લા. જૈ. પુ. સંસ્થા" તરફથી મલયગિરિસૂરિકૃત વૃત્તિ સહિત ઇ. સ. ૧૯૧૩માં અને "જૈ. ધ. પ્ર. સ." તરફથી ન્યાયાચાર્ય યશોવિજયગણિકૃત ટીકા સહિત ઈ. સ. ૧૯૧૭માં છપાયેલ છે. મૂળ કૃતિ એની પ્રત્યેક ગાથાના તેમ જ એને અંગેની મલયગિરિસૂરિકૃત વૃત્તિના પં. ચંદુલાલ નાનચંદે કરેલા ગુજરાતી ભાષાંતર સહિત નિમ્નલિખિત નામથી "અધ્યાત્મજ્ઞાનપ્રસારકમંડળે" ઈ. સ. ૧૯૨૭માં છપાવી છે:-

"શ્રીશિવશર્મસૂરિકૃત કર્મપ્રકૃતિ મુળ તથા શ્રીમલયગિરિકૃત કર્મપ્રકૃતિ ટીકનું ભાષાંતર"

આમાં ષટ્સ્થાનકની અંકસ્થાપના વગેરે છે. મૂળ કૃતિ પાલીતાણા શ્રીવર્ધમાન જૈનાગમ મંદિરમાં પંચસંગહ વગેરે સહિત આગમોદ્ધારકે શિલારૂઢ કરાવી છે.

આ મૂળ કૃતિ એની ચુણ્ણિ તેમ જ મલયગિરિસૂરિકૃત વૃત્તિ અને ન્યાયાચાર્ય યશોવિજયગણિકૃત ટીકા સહિત ડભોઈથી ખૂબચંદ પાનાચંદે ઈ. સ. ૧૯૩૭મા પ્રસિદ્ધ કરી છે.

જેમકે બન્ધન-કરણ (ગા, ૧-૧૦૨), સંક્રમ-કરણ (ગા. ૧-૧૧૧), ઉદ્વર્તના-કરણ ને અપવર્તના-કરણ (ગા. ૧-૧૦), ઉદીરણા-કરણ (ગા. ૧-૮૯), ઉપશમના-કરણ (ગા. ૧-૭૧), નિધત્તિ-કરણ અને નિકાચના-કરણ (ગા. ૧-૩), ઉદય (ગા.૧-૩૨) અને સત્તા (ગા. ૧-૫૭).

**સંગ્રહાત્મક કૃતિ**—કમ્મપયડિસંગહણીની પ્રકાશિત ચુણ્ણિ (પત્ર ૧)માં, બંધસયગની પ્રકાશિત ચુણ્ણિ (પત્ર ૪૩)માં તેમ જ સિત્તરિની પ્રકાશિત ચુણ્ણિ (પત્ર ૬૧આ, ૬૪અ અને ૬૫અ)માં કમ્મપયડિનો 'કમ્મપગડિસંગહણી' જેવા નામથી જે ઉલ્લેખ જોવાય છે તે જોતાં પ્રસ્તુત કૃતિ સંગ્રહાત્મક હોવાનું અનુમનાય છે. સમભાવભાવી હરિભદ્રસૂરિએ પણ્ણવણાની પ્રદેશવ્યાખ્યા નામની વૃત્તિ (પત્ર ૧૦૦ અને ૧૨૯)માં આ કૃતિને 'કર્મપ્રકૃતિસંગ્રહણિકા' કહી છે એ આ વાતનું સમર્થન કરે છે. આ વૃતિના પત્ર ૧૨૯માં "अणगारप्पाउग्गा"થી શરૂ થતી ૯૬મી ગાથા ઉદ્‌ધૃત કરાઇ છે. કમ્મપયડિસંગહણીની ચુણ્ણિ (પત્ર ૧આ)માં "कम्मपगडीसंगहणीणाम पगरणं" તરીકે આ કૃતિને ઓળખાવાઇ છે.

**પ્રણેતા**—કમ્મપયડિસંગહણીના કર્તાએ પોતાનો પરિચય આપ્યો નથી. નામ પણ જણાવ્યું નથી એટલે એ દિશામાં પ્રયાસ કરવો બાકી રહે છે, મલયગિરિસૂરિએ કમ્મપયડિના 'બંધન' કરણ (ગા. ૧૦૨)ની ટીકા (પત્ર ૬૮અ)માં કમ્મપયડિના અને સાથે સાથે બન્ધસયગના કર્તા તરીકે શિવશર્મસૂરિનો ઉલ્લેખ કર્યો છે. વળી કમ્મપયડિના કર્તા શિવશર્મસૂરિ છે એ વાત દેવેન્દ્રસૂરિએ છાસીઇ (ગા. ૧૨)ની સ્વોપજ્ઞ વૃત્તિ (પૃ. ૧૩૭)માં સ્પષ્ટપણે જણાવી છે એટલું જ નહિ પણ એની ૩૪૦મી ગાથાનો અર્ધ ભાગ અવતરણરૂપે પણ આપ્યો છે. આ દેવેન્દ્રસૂરિ વિ સં. ૧૩૨૭માં સ્વર્ગે સંચર્યા છે. એટલે કમ્મપયડિના કર્તાનું નામ શિવશર્મસૂરિ છે એ બાબત લગભગ ૮૦૦ વર્ષ જેટલી તો પ્રાચીન ઠરે છે.

સામ્ય—આ કમ્મપયડિસંગહણીના સંક્રમ-કરણની ગા. ૧૦-૨૨ કસાયપાહુડના 'સંક્રમ' અધિકારની ગા. ૨૭-૩૯ સાથે તેમ જ કમ્મપયડિસંગહણીના ઉપશમના-કરણની ગાથા ૨૩-૨૬ કસાયપાહુડના 'દર્શનમોહોપશમનાં' અધિકારની ગા ૧૦૦ અને ૧૦૩-૧૦૫ સાથે મોટે ભાગે સામ્ય ધરાવે છે.

ઉપયોગ—દિગંબર ગણાતા આચાર્ય ગુણધરે જે કસાય-પાહુડ રચ્યું છે તેના ઉપર યતિવૃષભે ચૂર્ણિસૂત્રો રચ્યાં છે. એમાંનાં કેટલાંક સૂત્રો એ શિવશર્મસૂરિકૃત કમ્મપયડિસંગહણીના આધારે યોજાયાં હોય એમ લાગે છે.[1]

સમય—કમ્મપયડિસંગહણી અગ્ગાયણીય નામના બીજા પુવ્વનાં વીસ પાહુડવાળા પાંચમા વત્થુનાં ૨૪ અણુઓગદારવાળા ચોથા 'કમ્મપયડિ' નામના પાહુડના આકર્ષણ—ઉદ્ધારરૂપ છે એમ મલય-ગિરિસૂરિએ આની વૃત્તિ (પત્ર ૨૧૯અ)માં કહ્યું છે. વિશેષમાં ગ્રંથકારે જાતે કમ્મપયડિ (કર્મ-પ્રકૃતિ)માંથી એ લીધાનો સ્પષ્ટ ઉલ્લેખ કર્યો છે. એ ઉપરાંત, એમણે, દિટ્ઠિવાયના જાણનારાઓને આ કૃતિ શીખવાનું કહ્યું છે એ ઉપરથી તો શ્રુતકેવલીનાં સમયમાં એઓ થઈ ગયેલા ગણાય. દિટ્ઠિવાયથી એ પૂર્ણ કૃતિ ન સમજીએ અને એને દિટ્ઠિવાયનો એક ભાગ સમજીએ અને વીરનિર્વાણથી એક હજાર વર્ષે પુવ્વોનો ઉચ્છેદ થયાની હકીકત આ સાથે વિચારીએ તો કમ્મપયડિસંગહણીની રચના ઇ. સ.ની પાંચમી સદી જેટલી તો પ્રાચીન ગણાય જ. આના કર્તા 'પૂર્વધર' જણાય છે અને આગમોદ્ધારકે એમને 'પૂર્વધર' કહ્યા પણ છે.

પણ્ણવણાના 'કમ્મપયડિ' નામના ૨૩મા પય ઉપરની વૃત્તિ (પત્ર ૧૪૦)માં હરિભદ્રસૂરિએ અવતરણરૂપે બે પદ્યો કમ્મ-પયડિમાંથી આપ્યાં છે. તેમાં મોત્તૂણવાળું પદ્ય આપતી વેળા એના

1. જુઓ કસાયપાહુડસુત્તની પ્રસ્તાવના (પૃ. ૩૧).

મૂળ તરીકે 'કમ્મપગડીસંગહણી' એવો ઉલ્લેખ કર્યો છે. ઉપર્યુક્ત બે પદ્યો તે કમ્મપયડિસંગહણીની ગા. ૮૩ અને ગા. ૭૯ છે. વિશેષમાં પત્ર ૧૩૯માં કર્મપ્રકૃતિસંગ્રહણિકામાં કહ્યું છે એવા સ્પષ્ટ નિર્દેશપૂર્વક એમણે "અણગાર"થી શરૂ થતી ગાથા આપી છે. આ પણ કમ્મપયડિસંગહણીમાં ૯૬મી ગાથારૂપે જોવાય છે. આથી હરિભદ્રસૂરિએ શિવશર્મસૂરિકૃત કમ્મપયડિસંગહણીનો જ ઉપયોગ કર્યો છે એમ ફલિત થાય છે. આથી કમ્મપયડિસંગહણીને ઈ. સ.ના પાંચમા સૈકા જેટલી તો પ્રાચીન માનતાં વાંધો આવે તેમ નથી. તત્ત્વાર્થસૂત્ર (અ. ૮)ની ટીકામાં સિદ્ધસેનગણિએ બે વાર જે કર્મપ્રકૃતિનો ઉલ્લેખ કર્યો છે (જુઓ પૃ. ૧૨૨ ને ૧૭૮) તે પ્રસ્તુત કમ્મપયડિસંગહણી જ હોવી જોઈએ.

નંદીના પ્રારંભમાં થેરાવલી છે. એમાં ૩૦મી ગાથામાં 'વાચક' વંશનો અને આર્ય નન્દિલના શિષ્ય આર્ય નાગહસ્તિનો તેમ જ વાગરણ (વ્યાકરણ), કરણ, ભંગિય (ભંગિક) અને કમ્મપયડિનો ઉલ્લેખ છે. આના ઉપરની ટીકા (પત્ર ૧૬)માં 'વ્યાકરણ'થી પ્રશ્નવ્યાકરણ કે શબ્દપ્રાભૃત, કરણથી પિંડવિશુદ્ધિ અને ભંગિકથી ચતુર્ભંગિક વગેરે કે એને લગતું શ્રુત એવો અર્થ કરી હરિભદ્રસૂરિએ "कर्मप्रकृतिः प्रतीता" એમ કહ્યું છે. આમ 'કર્મપ્રકૃતિ જાણીતી છે' કહી એ કથન દ્વારા પ્રસ્તુત કમ્મપયડિસંગહણી જ સૂચવી હોય એમ લાગે છે.

નંદીની ચુણ્ણિ (પત્ર ૭)માં જે વ્યાખ્યા છે તેમાં કમ્મપયડિસંગહણી વિષે કશો વિશેષ ઉલ્લેખ નથી.

નંદીની આ થેરાવલી એના ચૂર્ણિકારને મતે દૂષ્યગણિના શિષ્ય દેવવાચકની છે. આ દેવવાચક જૈન આગમોને વીરસંવત્ ૯૮૦ કે ૯૯૩માં પુસ્તકારૂઢ કરનાર દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણથી ભિન્ન છે (જો કે કેટલીક વાર એમના નામાંતર તરીકે 'દેવર્દ્ધિ' નામ જોવાય છે) અને ક્ષમાશ્રમણના એઓ લગભગ સમકાલીન છે. આ દેવવાચકે

પ્રસ્તુત કમ્મપયડિસંગહણીનો જ ઉલ્લેખ કર્યો હોય તો આ કૃતિ ઇ.સ.ના પાંચમા સૈકા કરતાં વહેલી હોવાની વાતનું સમર્થન થાય છે એટલું જ નહિ પણ એથી એ ઓછામાં ઓછી બે ત્રણ સૈકા જેટલી વિશેષ પ્રાચીન સિદ્ધ થાય તો ના નહિ. હું તો આ કમ્મપયડિ-સંગહણીને ઇ.સ.ની પહેલી સદી જેટલી તો પ્રાચીન માનવા પ્રેરાઉં છું.

**સમાન ગાથા**—શીલાંકસૂરિએ આયાર (સુય. ૧, અ. ૨, ઉ. ૧)ની ટીકા (પત્ર ૯૩અ )માં જે ગાથા અવતરણ તરીકે આપી છે તે કમ્મપયડિસંગહણીમાં ૪૦૨મી ગાથારૂપે અને પંચસંગહમાં ૩૨૩મી ગાથારૂપે જોવાય છે. આ ઉપરથી કમ્મપયડિસંગહણીની બીજી કઈ કઈ ગાથાઓ પંચસંગહમાં છે એ વિચારવાનું સ્ફુરે છે. સાથે સાથે પંચસંગહમાં શું આ જ કમ્મપયડિસંગહણીની ગાથા ગૂંથી લેવાઇ હશે એવો પણ પ્રશ્ન ઉદ્‌ભવે છે

**વિવરણો**—કમ્મપયડિસંગહણી ઉપર એક [1]ચુણ્ણિ છે. એનો પ્રારંભ નિમ્નલિખિત પદ્ય દ્વારા કરાયો છેઃ—

"जयइ जगहितदमवितहममियगमीरत्थमणुपमं णिउणं ।
जिणवयणमजियममियं सव्वतणसुहावहं जयइ ॥ १ ॥"

આ ચુણ્ણિનો ઉપયોગ કરી મલયગિરિસૂરિએ એક [2]વૃત્તિ રચી છે. વળી ન્યાયાચાર્ય યશોવિજયગણિએ આ બંનેનો ઉપયોગ કરી એક [3]ટીકા રચી છે. જૈન ગ્રન્થાવલી (પૃ. ૧૧૫)માં ઉપર્યુક્ત ચુણ્ણિમાં 'વેદના' વગેરે આઠ કરણ છે એમ કહ્યું છે. વિશેષમાં આ પૃ.માં કમ્મપયડિ ઉપર (અને સંભવતઃ એની ચુણ્ણિ ઉપર) મુનિચન્દ્રે ૧૯૨૦ શ્લોક જેવડું ટિપ્પણ રચ્યાનો ઉલ્લેખ છે.

---

૧-૩ આનું પરિમાણ જિ. ર. કો. (વિ. ૧, પૃ. ૭૧) પ્રમાણે ૭૦૦૦ શ્લોક જેવડું, વૃત્તિનું ૮૦૦૦ શ્લોક જેવડું અને ટીકાનું ૧૩૦૦૦ શ્લોક જેવડું છે.

જિ. ર. કો. (વિ. ૧, પૃ. ૭૧)માં "जयति जगहितदम"થી શરૂ થતી અને વિ. સં. ૧૨૨૨માં લખાયેલી હાથપોથીવાળી એક અજ્ઞાતકર્તૃક ટીકાની તેમ જ બીજી પણ અજ્ઞાતકર્તૃક ટીકાની નોંધ છે. આ પૈકી પહેલી ટીકા તે ચુણ્ણિ જ છે એમ ચુણ્ણિની આદ્ય ગાથાનું સામ્ય જોતાં લાગે છે.

**ચુણ્ણિનો રચનાસમય**–આ ચુણ્ણિ એ પ્રાચીનતમ વિવરણ છે પરંતુ એના કર્તાએ પોતાના [1]નામ કે પ્રણયનકાળ વિષે કશો નિર્દેશ કર્યો નથી. તેમ છતાં 'પરમાર્હત' કુમારપાલના સમકાલીન [2]**મલયગિરિસૂરિએ** આ ચુણ્ણિનો ઉપયોગ કર્યો છે એ હિસાબે આ ચુણ્ણિ **વિક્રમની** દસમી સદી જેટલી તો પ્રાચીન હશે જ એમ સહજ ગણાય. કમ્મપયડિસંગહણીની **મલયગિરિસૂરિકૃત** વૃત્તિથી વિભૂષિત આવૃત્તિના વિ. સં. ૧૯૬૯માં લખાયેલા સંસ્કૃત ઉપોદ્ઘાત (પત્ર ૩આ)માં આગમોદ્ધારકે આ ચુણ્ણિના રચનારનો સમય વિરહાચાર્ય ઉર્ફે હરિભદ્રસૂરિના સત્તાસમયથી પણ પ્રાચીન છે એમ કહ્યું છે. આ વાત યથાર્થ હોય તો ચુણ્ણિનો સમય ઇ.સ ૭૦૦ કરતાં પ્રાચીન ગણાય અને હરિભદ્રસૂરિનો સ્વર્ગવાસ વિ. સં. ૫૮૫માં થયો એ મત મુજબ ઈ. સ. ૫૦૦ કરતાં પ્રાચીન ગણાય. પ્રસ્તુત ચુણ્ણિનો ઉલ્લેખ **બન્ધસયગની** ચુણ્ણિ (પત્ર ૪૩)માં તેમ જ **સત્તરિયાની** ચુણ્ણિ પત્ર ૬૧અ, ૬૨આ, ૬૪અ તથા ૬૫અ)માં કરાયો છે.

**વિલક્ષણતા**—કમ્મપયડિસંગહણી અને એની પ્રકાશિત ચુણ્ણિ પૈકી એકેની એક પણ પ્રાચીન હાથપોથી હજી સુધી તો

---

૧ કસાયપાહુડસુત્તની પ્રસ્તાવના (પૃ. ૩૧)માં પં. હીરાલાલ જૈને આ ચુણ્ણિ યતિવૃષભે રચ્યાનું કહ્યું છે.

૨ એમણે પ્રારંભમાં તેમ જ અંતમાં ચૂર્ણિકારનું ગૌરવપૂર્વક સ્મરણ કર્યું છે.

કોઈ દિગંબરીય ભંડારમાંથી મળી આવી નથી કે કોઈ દિગંબરે કિંવા કોઈ દિગંબરીય સંસ્થાએ બેમાંથી એકે છપાવી નથી. તેમ છતાં આ બંને દિગંબરીય કૃતિ હોવાનું કસાયપાહુડસુત્તની પ્રસ્તાવના (પૃ. ૩૧)માં ઉલ્લેખ છે તો એ વધુ વિચારણા માંગી લે છે.

કસાયપાહુડસુત્તની આ પ્રસ્તાવના (પૃ. ૨)માં કમ્મપયડિની ૧૦૪મી ગાથા રજૂ કરી શ્રીહીરાલાલ જૈને કહ્યું છે કે શતક-પ્રકરણનું ઉદ્ગમસ્થાન કર્મપ્રવાદ નામનું આઠમું પૂર્વ છે અને આ પ્રકરણ એનું સંક્ષિપ્ત સંસ્કરણ છે, જ્યારે પૃ. ૩માં કહ્યુ છે કે દિનપ્રતિદિન લુપ્ત યાને વિચ્છિન્ન થતા મહાકમ્મપયડિ પાહુડનો આશ્રય લઈ છખંડાગમની અને કમ્મપયડિની રચના કરાઈ છે.

**છાયા**–કમ્મપયડિસંગહણીની છાયા કરાઈ છે અને છપાવાઈ છે.[1]

**ગુજરાતી ભાષાંતરઃ**—મૂળનું તેમ જ એને અંગેની મલય-ગિરિસૂરિકૃત વૃત્તિનું (ટીકાનું) ગુજરાતી ભાષાંતર પં. ચંદુલાલ નાનચંદે કર્યું છે અને એ ભાષાંતર પ્રકાશિત છે.[2]

[3]**અકારાદિ ક્રમ**—આ કમ્મપયડિસંગહણીની ગાથાઓનો અકરાદિ ક્રમ તૈયાર કરાયો છે અને એ છપાવાયો છે.

**સંસ્કરણ**–મેં આ બાબત "કમ્મપયડિસંગહણી અને તેનાં વિવરણાદિનું સમીક્ષાત્મક સંસ્કરણ" નામના મારા [4]લેખમાં વિચારી છે.

---

૧-૨ જુઓ મારું પુસ્તક નામે પાઇય (પ્રાકૃત) ભાષાઓ અને સાહિત્ય (પૃ. ૧૫૯).

૩ "ઋ. કે. શ્વે. સંસ્થા" તરફથી ઈ. સ. ૧૯૧૯માં નિમ્નલિખિત નામથી પ્રકાશિત કૃતિમાં આ અપાયો છે :—

"पंचाशक–पंचवस्तु–धर्मसंग्रहणी–कर्मप्रकृति–जीवसमास–ज्योतिष्करण्डका–उपदेशपद–उपदेशमाला–प्रवचनसारोद्धार"

૪ આ લેખ "આ. પ્રા."માં છપાવાનો છે.

**પરિશીલનની આવશ્યકતા**—કમ્મપયડિસંગહણીનું મહત્ત્વ જોતાં (એને આગમોદ્ધારકે પાલીતાણાના આગમ-મંદિરમાં શિલા-રૂઢ કરાવી એ વાત તો ગૌરવાસ્પદ છે જ) એનો ભાષાદૃષ્ટિએ અભ્યાસ થવો ઘટે એટલે કે વ્યાકરણ, શબ્દકોષ, શૈલી ઇત્યાદિ દૃષ્ટિએ એનો સાંગોપાંગ વિચાર થવો ઘટે. આ ઉપરાંત એની દિગંબરીય પ્રાચીન ગ્રંથો સાથે તુલના થવી ઘટે. ધવલા વગેરેમાં એનો જે ઉપયોગ થયેલો દેખાય છે તે વિષે સયુક્તિક પરામર્શ કરાવો જોઇએ. વિશેષમાં આ કૃતિનો ટિપ્પણાદિ સહિત અંગ્રેજીમાં અનુવાદ થવો જોઇએ અને એની ભૂમિકામાં આ પૂર્વેની કૃતિઓમાંની તેને લગતી બાબતોનો નિર્દેશ થવો ઘટે. કર્મસિદ્ધાંતના અને પાઇય સાહિત્યના વિશિષ્ટ અભ્યાસીઓ આ કાર્ય તેમ જ બન્ધ-સયગને અંગે પણ વિચારવા લાયક બાબતો હાથ ધરશે તો આનંદ થશે.

**સમાનનામક કૃતિઓ**—જેમ શિવશર્મસૂરિકૃત કમ્મપયડિ-સંગહણીને 'કર્મપ્રકૃતિ' કહે છે તેમ આ નામથી નિમ્નલિખિત દિગંબર ગ્રંથકારોની કૃતિઓને પણ ઓળખાવાય છે—

(૧) નેમિચન્દ્ર સૈદ્ધાંતિક, (૨) ઋષભનંદિ, (૩) સુમતિકીર્તિ, (૪) [1]કનકનંદિ અને (૫) અભયચન્દ્ર સૈદ્ધાંતિક

સુમતિકીર્તિકૃત કર્મપ્રકૃતિ તે નેમિચન્દ્રીય કર્મપ્રકૃતિની ટીકા હોવી જોઇએ એમ **જિ.** ર. કો. (વિ. ૧, પૃ. ૭૨)માં કહ્યું છે. આના પૃ ૭૧માં ન્યાયાચાર્ય યશોવિજયગણિએ ૪૭૫ પદ્યમાં સંસ્કૃતમાં કર્મપ્રકૃતિ રચ્યાનો ઉલ્લેખ છે તે વિચારણીય જણાય છે.

* * *

---

૧. એમની કૃતિ પાઇયમાં છે.

## પ્રકરણ ૪ : અનાગમિક પાંચ રત્નો [ચાલુ]

## (૩) [1]સત્તરિયા (સપ્તતિકા)

નામકરણ—પ્રસ્તુત કૃતિનું નામ ગ્રંથકારે આપ્યું નથી. એનું પ્રચલિત નામ 'સિત્તરિ' હોય એમ જણાય છે પરંતુ એની વાસ્તવિકતા વિચારવી ઘટે. સિદ્ધહેમચન્દ્રમાં "સપ્તતૌ રઃ" (૮–૧–૨૧૦) દ્વારા 'સપ્તતિ' ઉપરથી 'સત્તરિ' શબ્દ સિદ્ધ કરાયો છે પણ

---

૧ આ કૃતિ પાંચ નવ્ય કર્મગ્રંથો સહિત "કર્મગ્રંથ મૂળ"ના નામથી બાલાભાઈ કકલભાઈએ વિ. સં. ૧૯૨૯માં છપાવી છે. આ સત્તરિયા અભયદેવના ભાસ અને એના ઉપરની મેરુતુંગની ટીકા સહિત "જૈ. ધ. પ્ર. સ." તરફથી ઈ. સ. ૧૯૧૯માં અને આ મૂળ કૃતિ "જૈ. આ. સ." તરફથી મલયગિરિસૂરિકૃત ટીકા, દેવેન્દ્રસૂરિકૃત સયગ અને એની વૃત્તિ સહિત ઈ. સ. ૧૯૪૦માં પ્રસિદ્ધ કરાઈ છે. આમાં વિષયાનુક્રમ પછી નવ્ય પાંચ કર્મગ્રંથોનાં વિષયોની દિગંબરીય કૃતિઓમાંના વિષયો સાથે જેમ તુલના કરાઈ છે. તેમ સત્તરિયા માટે ગોમ્મટસાર (કમ્મકંડ)ની ગાથાઓ અપાઈ છે. આ લખાણ પં. મહેન્દ્રકુમાર જૈને તૈયાર કર્યું છે. અંતમાં ચાર પરિશિષ્ટો અપાયાં છે: અંતિમ પરિશિષ્ટમાં પારિભાષિક શબ્દોની સૂચી છે: "મુક્તાબાઈ જ્ઞાનમંદિર" તરફથી ડભોઈથી વિ. સં. ૧૯૯૯માં ચુણ્ણિ સહિત મૂળ પ્રસિદ્ધ થયેલ છે. "શ્રી આત્માનંદ જૈન પુસ્તક પ્રચારક મંડળ" (આગરા) તરફથી ઈ. સ. ૧૯૪૮માં આ કૃતિ "સપ્તતિકા-પ્રકરણ (ષષ્ઠ કર્મગ્રંથ)"ના નામથી છપાવાઈ છે. એમાં સત્તરિયાની એકેક ગાથા આપી એનો અર્થ અને સાથે સાથે એનો વિશેષાર્થ હિન્દીમાં અપાયેલ છે. આ સત્તરિયા દેવેન્દ્રસૂરિકૃત સયગ અને આ બંનેનાં ગુજરાતી અર્થ સહિતની દ્વિતીય આવૃત્તિ "કર્મગ્રંથ સાર્થ" (ભા. ૨)ના નામથી "જૈન શ્રેયસ્કર મંડળ" તરફથી ઈ. સ. ૧૯૩૨માં છપાવાઈ છે.

'સિત્તરિ' માટે ઉલ્લેખ નથી. 'જગચ્ચિન્તામણિ' ચૈત્યવંદન, **માનદેવ**સૂરિકૃત [1]**તિજયપહુત્ત** (ગા. ૪, ૯, ૧૧ ને ૧૪) ઇત્યાદિમાં 'સત્તરિ' શબ્દ જોવાય છે. સત્તરિ એ અર્થમાં 'સયરિ' શબ્દ પણ વપરાયો છે. જેમકે **પંચસંગહ**પગરણના છેલ્લા અધિકારની ગા. ૧૪૩માં. આની સ્વોપજ્ઞ મનાતી વૃત્તિમાં 'સપ્તતિકા' શબ્દ છે. **સત્તરિયા**ની **મલય**ગિરિસૂરિકૃત ટીકામાં પ્રારંભમાં આ કૃતિને 'સપ્તતિ' કહી છે. 'સત્તરિયા' અને 'સયરિયા' એ બે શબ્દ પણ સાચા છે પરંતુ 'સિત્તરિ' શબ્દ માટે શો આધાર આપી શકાય તે બાબત એ શબ્દનો પ્રયોગ કરનારા વિદ્વાનો સૂચવવા કૃપા કરે.

**ગાથાની સંખ્યા**—સત્તરિનો અર્થ 'સિત્તેર' થાય છે. આ અર્થમાં પાઇયમાં સત્તરિ, સત્તરિયા, સયરિ, સયરિયા અને સિત્તરિ શબ્દ વપરાતા જોવાય છે. વળી આ અર્થસૂચક સંસ્કૃત શબ્દ સપ્તતિકાનો પણ આ કૃતિ માટે પ્રયોગ થયેલો છે. એથી આ કૃતિમાં ૭૦ ગાથા હોવાની પરંપરા છે એમ ફલિત થાય છે પરંતુ આજે આ કૃતિની જે ભિન્ન ભિન્ન હાથપોથીઓ મળે છે તેમાં વિશેષ ગાથા જોવાય છે. મુદ્રિત **પ્રકરણમાલા** તેમ જ ટબ્બા વગેરેમાં ૯૨ ગાથા છે. એમાંની કેટલીક અર્થની પૂર્તિ કે એના સ્પષ્ટીકરણાર્થે ટીકાકારને હાથે કે કોઇ અભ્યાસીને હાથે રચાયેલી કે ઉમેરાયેલી હોય એમ જણાય છે. વળી એમાં અંતરભાસની ગાથાઓ પણ ભળી ગઇ છે. એક સમયે **સત્તરિયા**ની ગાથા ૮૯ની ગણાતી હતી એમ નીચે મુજબનું જે અવતરણ આ **સત્તરિયા**ને લગતી હાથપોથીમાં જોવાય છે એ ઉપરથી જાણી શકાય છે:—

"गाहग्गं सयरीए चंदमहत्तरमयाणुसारीए ।
टीगाइ नियमियाणं एगूणा होइ नउई उ ॥"

---

૧ કેટલાક આને **અભયદેવસૂરિ**ની કૃતિ ગણે છે.

આનો અર્થ એ છે કે ચંદ્ર મહત્તરના મતને અનુસરનારી ટીકા પ્રમાણે સયરિની ગાથાનું પ્રમાણ ૯૦માં એક ઓછું અર્થાત્ ૮૯ છે. "જૈ. ધ. પ્ર. સં." તરફથી ઇ. સ. ૧૯૧૯માં છપાયેલી સિત્તરિની આવૃત્તિમાં ૭૫ ગાથા છે, જ્યારે "જૈ. આ. સભા" તરફથી મલયગિરિસૂરિકૃત ટીકા સહિત છપાયેલી સિત્તરિમાં ૭૨ ગાથા છે. આમ જે ત્રણ ગાથાનો ફરક છે તેનો નિકાલ વિદ્દદ્દલ્લભ મુનિશ્રી પુણ્યવિજયજીએ એમની પ્રસ્તાવના (પૃ. ૧૨-૧૩)માં સૂચવ્યો છે વિશેષમાં ૭૨ ગાથા પૈકી છેલ્લી બે ગાથા પ્રકરણની પૂર્ણાહુતિ પછીની હોવાથી એ સાચી હોવા છતાં એ ગણવી ન જોઈએ એમ કહી એમણે ૭૦ ગાથાનો તાળવો પણ મેળવ્યો છે પણ મારે મન એ વાત પ્રતીતિજનક નથી.

"चउ पणुवीसा सोलस"થી શરૂ થતી ૨૫મી ગાથા એ સત્તરિયાની ચુણ્ણિના પ્રણેતાને મતે પાઠાંતરરૂપ છે એટલે એ હિસાબે ૭૧ ગાથા થાય છે એવો નિર્દેશ કરી પં. અમૃતલાલે એમ કહ્યું છે કે પહેલી ગાથા મંગલાચરણરૂપ હોવાથી એની ગણના ન કરવી જોઈએ. એ વાત સ્વીકારતાં 'સિત્તરિ' દ્વારા સૂચવાયેલી ૭૦ ગાથા થઈ રહે છે ખરી પરંતુ આ વાત મારે ગળે પૂરેપૂરી ઊતરતી નથી, જો કે મંગલાચરણની ગાથા કેટલીક વાર ગણાતી નથી એ વાત સાચી છે.

પ્રસ્તુત કૃતિમાં ૭૧ કે ૭૨ કે એથી અધિક ગાથા જોવાય છે તેનાં ત્રણ કારણો આ છઠ્ઠા કર્મગ્રંથના હિન્દી અનુવાદપૂર્વકની પ્રસ્તાવના (પૃ. ૮)માં નીચે મુજબ દર્શાવાયાં છે :—

(૧) અંતર્ભાષ્યની ગાથાઓનો મૂળની ગાથા તરીકે સ્વીકાર.

(૨) દિગંબર પરંપરામાં પ્રચલિત સત્તરિયાની કેટલીક ગાથાઓનો મૂળની ગાથા તરીકે સ્વીકાર.

(૩) અન્ય પ્રકરણોમાંની કોઈ કોઈ ગાથાનો પણ મૂળની ગાથારૂપે સ્વીકાર.

[1]વિષય—પ્રાચીન કર્મગ્રંથ તરીકે છ કૃતિ ગણાવાય છે (અને એમાં છઠ્ઠી કૃતિ તે સત્તરિયા છે) જ્યારે નવ્ય કર્મગ્રંથ તરીકે પાંચ ગણાવાય છે (અને એ પાંચે દેવેન્દ્રસૂરિની રચના છે). આથી પ્રશ્ન એ ઉદ્ભવે છે કે દેવેન્દ્રસૂરિએ છઠ્ઠો કર્મગ્રંથ કેમ ન રચ્યો ? શું એમાં આવતી બાબતો એમના રચેલા પાંચ કર્મગ્રંથોમાં આવી જાય છે? આનો ઉત્તર 'હા' એમ આપી શકાય તેમ છે.

સત્તરિયાની પહેલી ૪ ગાથામાં અભિધેય તરીકે બંધ, ઉદય, સત્તા અને પ્રકૃતિસ્થાનનું સ્વરૂપ રજૂ કરવાની પ્રતિજ્ઞા કરાઇ છે. ત્યાર બાદ મૂળ પ્રકૃતિને આશ્રીને બંધસ્થાનો, ઉદયસ્થાનો અને સત્તાસ્થાનો અને એનો પરસ્પર [2]સંવેધ તેમ જ સંવેધોનો જીવસ્થાનો અને ગુણસ્થાનો આશ્રીને વિચાર, એ જ બાબતોનો ઉત્તર પ્રકૃતિઓને અંગે પરામર્શ, તેમ જ ગતિ અને ઇન્દ્રિય એ માર્ગણા-સ્થાનોને ઉદ્દેશીને કથન, ઉદીરણા, ઉપશમ-શ્રેણિ અને ક્ષપક-શ્રેણિનું સ્વરૂપ અને ક્ષપક-શ્રેણિનું અંતિમ ફળ એમ વિવિધ બાબતો આલેખાઈ છે. સંક્ષેપમાં કહેવું હોય તો કર્મની દસ અવસ્થા પૈકી મુખ્યતયા બંધ, ઉદય અને સત્તા એ ત્રણેનું અને એના ભંગોનું અહીં નિરૂપણ છે. બાકીની સાત અવસ્થાઓ તે ઉત્કર્ષણ, અપકર્ષણ, સંક્રમણ, ઉદીરણા, ઉપશમન, નિધત્તિ અને નિકાચના છે અને એનો બંધ, ઉદય અને સત્તામાં અંતર્ભાવ થઇ શકે છે.

---

૧ ૭૫ ગાથાવાળી આવૃત્તિનો વિષય અંગ્રેજીમાં The Doctrine of Karman in Jaina Philosophyની પ્રસ્તાવના (પૃ. ૧૮-૧૯)માં ડૉ. હેલ્મુથ ફૉન ગ્લાઝેનપે આપ્યો છે.

૨ આનો સામાન્ય અર્થ 'સંયોગ' છે. સંવેધનો અધિકાર પંચસંગહ અને એની સ્વોપજ્ઞ મનાતી વૃત્તિ (પત્ર ૨૦૯આ ઇત્યાદિ)માં છે. કમ્મપયડિ-સંગહણીના છેલ્લા અધિકારની ૫૪મી ગાથામાં 'સંવેહ' શબ્દ વપરાયો છે. એની ટીકા (પત્ર ૨૧૮આ)માં મલયગિરિસૂરિએ એનો અર્થ નીચે મુજબ દર્શાવ્યો છે.

"सम्बन्ध: परस्परमेककालमागमविरोधेन मीलनम्"

કર્તૃત્વ-સત્તરિયાના કર્તા ચન્દ્રર્ષિ મહત્તર' હોવાની રૂઢ માન્યતાનું નિરસન પાંચમા અને છઠ્ઠા કર્મગ્રંથની પ્રસ્તાવના (પૃ. ૧૪-૧૫)માં વિદ્વદ્વલ્લભ મુનિશ્રી પુણ્યવિજયજીએ કર્યું છે. આ સંબંધમાં વિશેષ સબળ પુરાવા તરીકે પંચસંગહ-પગરણમાં સત્તરિયાના સંગ્રહરૂપ વિભાગ (ગા. ૧૪)ની સ્વોપજ્ઞ મનાતી વૃત્તિ (પત્ર ૨૧૨ આ)માંથી એક પંક્તિ, અંતરભાસ અને ચુણ્ણિ સહિત સિત્તરિનું સંપાદન કરનારા પં. અમૃતલાલ મોહનલાલે આ સિત્તરિની પ્રસ્તાવના (પત્ર ૭આ)માં ઉદ્ધૃત કરી છે અને વિશેષ માટે મૂળ કૃતિનું ટિપ્પણ (પત્ર ૭આ) જોવા ભલામણ કરી છે. આથી હું એ સંપૂર્ણ પંક્તિ અહીં રજૂ કરું છું :—

"क्षपकश्रेण्यां बादरकषाये सूक्ष्मकषाये चतुर्बन्धके अबन्धके च क्षीणकषाये षट् प्रकृतयः सद्भावेन भवन्ति, चतसृणामुदयः, एवमेकादश भङ्गाः सप्ततिकाकारमतेन, कर्मस्तवकारमतेन पञ्चानामप्युदयो भवति ततश्च त्रयोदश भङ्गाः, एव दर्शनावरणत्रिकसंवेध इति गाथार्थः।"

આમ અહીં સપ્તતિકાના રચનારનો મત તેમ જ કર્મસ્તવના પ્રણેતાનો મત દર્શાવાયેલ છે. જો સપ્તતિકાના રચનાર પંચસંગ્રહકાર ચંદ્રર્ષિ જ હોત તો આમ ન બનત.

પં. અમૃતલાલે પત્ર ૭આમાં પંચસંગહ-પગરણમાંના પ્રકૃતિથી ઉદીરણાના અધિકારની ૧૯મી ગાથા તેમ જ એની સ્વોપજ્ઞ મનાતી વૃત્તિ (પત્ર ૧૭૭આ) રજૂ કરી એમ પ્રતિપાદન કર્યું છે કે ચન્દ્રર્ષિ મહત્તર 'પ્રાચીન' કર્મસ્તવના કર્તાના મતને અનુસરે છે.

મૂળ—સત્તરિયા એ દિટ્ઠિવાયના નિઃસ્યંદરૂપ છે એમ ગ્રંથકારે પોતે કહ્યું છે. આના સ્પષ્ટીકરણરૂપ મુદ્રિત ચુણ્ણિ (પત્ર ૨આ)માં આ સંબંધમાં નીચે મુજબની મતલબની વિશેષ હકીકત છે :—

દિટ્ઠિવાયના પરિકમ્મ, સુત્ત, પઢમાણુઓગ, પુવ્વગય અને ચૂલિયા એમ પાંચ પ્રકારો છે. તેમાં ચૌદ પુવ્વમાંનું બીજું પુવ્વ તે 'અગ્ગેણિય' છે. તેના પાંચમા વત્થુના વીસ પાહુડ છે. એ પૈકી ચોથા 'કમ્મપગડિ' નામના પાહુડમાંથી આ **સત્તરિયા**નો ઉદ્ધાર કરાયો છે. એમાંથી અહીં ત્રણ અધિકાર લેવાયા છે. એથી આ સત્તરિયાને દિટ્ઠિવાયનો નિઃસ્યંદ કહેલ છે.

આ ઉપરથી એ ફલિત થાય છે કે **સત્તરિયા** એ કમ્મપગડિ નામના પાહુડને આધારે યોજાયેલી છે. આમ આ **સત્તરિયા** તેમ જ બંધસયગ, કમ્મપયડિ સંગહણી અને છખંડાગમનું એમ ચાર ગ્રંથોનું મૂળ એક જ છે–'કમ્મપગડિ' નામનું પાહુડ છે. આ ઉપરથી શું આ ચારેના પ્રણેતાઓ એક જ આચાર્ય પરંપરાના છે એવો પ્રશ્ન પં. હીરાલાલ જૈને એમના [1]લેખ નામે "[2]ષટ્ખંડાગમ, કમ્મપયડી, સતક ઔર સિત્તરી પ્રકરણ"માં ઉઠાવ્યો છે. આ લેખ (પૃ. ૪૪૭)માં એમણે **સત્તરિયા**નો રચનાસમય વિક્રમની ચોથીથી છઠ્ઠીના ગાળો હોવાનું જણાય છે એમ કહ્યું છે.

**રચનાસમય**—આ **સત્તરિયા**નો રચનાસમય **જિનભદ્રગણિ** ક્ષમાશ્રમણના કરતાં પ્રાચીન જણાવાય છે અને એ માટે આ ક્ષમાશ્રમણે પોતાની કૃતિ નામે **વિસેસણવઇ** (ગા. ૯૦–૯૧)માં **સત્તરિયા**ના વિષયની ચર્ચા કરી છે એવું કારણ દર્શાવાય છે. **પંચસંગહ–પગરણ** પ્રાચીન પાંચ ગ્રંથોના ઉદ્ધારરૂપ છે. તેમાંના એકનું નામ 'સપ્તતિકા' (સત્તરિયા) છે. તે આ જ છે એમ વિદ્વાનોનું માનવું છે. જો આ માન્યતા સાચી જ હોય તો **સત્તરિયા**ની રચના **ચન્દ્રર્ષિ** મહત્તરની પહેલાંની છે એમ ફલિત થાય છે. આ બધું વિચારતાં ૭૧ ગાથાવાળી **સત્તરિયા** વિક્રમની પાંચમી સદી જેટલી તો પ્રાચીન

---

૧ આ લેખ **પ્રેમી–અભિનંદન–ગ્રંથ** (પૃ. ૪૪૫–૪૪૭)માં છપાયો છે.

૨ આ શીર્ષક વિચિત્ર છે, કેમકે એમાંનાં તમામ નામો એક જ ભાષામાં નથી એટલું જ નહીં પણ પાઈય નામો પણ પૂરેપૂરાં શુદ્ધ નથી.

છે જ એમ માનવા હું પ્રેરાઉં છું. સત્તરિયાનો ઉલ્લેખ કે એમાંથી કોઇ અવતરણ કે એની ગાથાના ભાવાર્થરૂપ લખાણ જિનભદ્રગણિથી પહેલાંના કોઇ ગ્રંથકારની કૃતિમાં છે ?

સત્તરિયાની આદ્ય ગાથામાં દિટ્ઠિવાયના નિઃસ્યંદરૂપ સંક્ષેપ કહીશ એમ ગ્રન્થકારે કહ્યું છે. એ હિસાબે એઓ 'પૂર્વધર' સંભવે છે અને એ દૃષ્ટિએ એમનો સમય વીરસંવત્ ૧૦૦૦ કરતાં તો અર્વાચીન ન હોઇ શકે. વિશેષમાં જે [1]૭૧મી ગાથામાં બંધાદિ વિષે વિશેષ હકીકત જાણવા માટે દિટ્ઠિવાય જોવાની ભલામણ કરાઇ છે. આ [2]ગાથા પ્રક્ષિપ્ત ન હોય તો એ પણ આ સમયનું સમર્થન કરે છે.

સત્તરિયા ઉપર નીચે મુજબનાં વિવરણો રચાયાં છે :—

**અંતરભાસ** (અંતર્ભાષ્ય)—સત્તરિયાના અર્થના અનુસંધાનરૂપે જે ગાથાઓ રચાઇ છે તેને 'અંતરભાસ' કહે છે. સત્તરિયાની પ્રત્યેક ગાથાના ભાસરૂપ આ નથી. સિત્તરિની મુદ્રિત ચુણ્ણિ જોતાં દસ ગાથાઓ તો અંતરભાસની છે જ એમ બેધડક કહી શકાય. પ્રસ્તુત ચુણ્ણિમાં બીજી જે ગાથાઓ જોવાય છે તે પણ અંતરભાસની ગાથા ખરી કે નહિ એ પ્રશ્ન વિચારવા જેવો છે. મલયગિરિસૂરિએ સત્તરિયા (ગા. ૪૬)ની વિવૃતિ (પૃ. ૨૧૪)માં "बारसपणसट्ठसया"થી શરૂ થતી ગાથાને અંતર્ભાષ્યની ગાથા કહી નથી, જ્યારે ચુણ્ણિમાં તો કહી છે. અંતરભાસના રચનાર સત્તરિયાના રચનાર હશે એવી સંભાવના કરાય છે.[3]

**ચુણ્ણિઓ**—સત્તરિયા ઉપરની મલયગિરિસૂરિએ રચેલી વિવૃતિના પ્રારંભમાં આ રચના માટે એમણે કહ્યું છે કે "चूर्णयो नावगम्यन्ते सप्ततेर्मन्दबुद्धिभिः" આનો અર્થ એ છે કે મન્દબુદ્ધિવાળાઓને

---

૧. ૭૦મી ગાથામાં રત્નત્રયીનો ઉલ્લેખ છે.

૨. ૭૧મી ગાથા પ્રક્ષિપ્ત હોય તો ૭૨મી પણ તેવી જ છે. અને એ રીતે વિચારતાં મૂળ ૭૦ ગાથા હોવી જોઇએ.

૩. જુઓ સત્તરિયાની હિન્દી પ્રસ્તાવના (પૃ. ૧૫).

ચૂર્ણિઓ સમજાતી નથી. આમ જે અહીં 'ચૂર્ણિ' શબ્દનો બહુવચનમાં પ્રયોગ છે[1] તે ઉપરથી મલયગિરિસૂરિના ખ્યાલમાં ઓછામાં ઓછી ત્રણ ચૂર્ણિઓ હોવી જોઇએ એમ હું અનુમાન કરું છું. આથી નીચે મુજબના પાંચ પ્રશ્નો ઉદ્દભવે છે:—

(૧) મલયગિરિસૂરિએ ઉપર્યુક્ત વિવૃતિમાં ચૂર્ણિમાંથી અવતરણો આપ્યાં છે તે કોઈ એક જ ચૂર્ણિમાં છે કે કેમ અને એ ચૂર્ણિ શું આજે મળે છે?

(૨ અભયદેવસૂરિનું રચેલું મનાતું અને ૧૯૧ ગાથામાં ગુંથાયલું ભાસ જે ચૂર્ણિને આધારે યોજાયું છે તે ચૂર્ણિ કઇ?

(૩) ચન્દ્રગણિને કે ચન્દ્રર્ષિને નામે નોંધાયેલી અને ૨૩૦૦ શ્લોકપ્રમાણક પ્રાકૃત–ટીકા જે જિ. ર. કો. (વિ. ૧, પૃ. ૪૧૪)માં નિર્દેશાયેલી છે તે ચૂર્ણિથી ભિન્ન છે કે નહિ?

(૪) જિ. ર. કો. (વિ. ૧, પૃ. ૪૧૪)માં સૂચવાયા મુજબ જિનવલ્લભસૂરિના શિષ્ય રામદેવે લગભગ ૫૪૭ કે ૪૪૭ ગાથામાં જે પ્રાકૃત–ટિપ્પણ રચ્યું છે અને જે જેસલમેરના ભંડારમાં હોવાનું મનાય છે તે જો કોઇક ચૂર્ણિને આધારે યોજાયું હોય તો તે કઇ?

(૫) "चत्वारः कर्मग्रन्थाः"ની આવૃત્તિના અંતમાં પૃ. ૧૮માં ૧૩૨ પત્રની જે ચૂર્ણિ નોંધી છે તે કઇ?

આ પ્રશ્નોના ઉત્તરો હવે હું ક્રમશઃ સૂચવું છું:—

---

૧. 'ચૂર્ણિકૃત્' શબ્દ તો એકવચનમાં પૃ. ૧૫૮, ૧૯૦ અને ૨૧૬માં વપરાયો છે.

૨ આ ભાસમાં અને મલયગિરિસૂરિકૃત વિવૃતિમાં જે ચૂર્ણિનો ઉપયોગ કરાયો છે તેની એક પણ હાથપોથી મળતી નથી એમ જિ. ર. કો. (વિ. ૧, પૃ. ૪૧૪)માં કહ્યું છે પણ મને તો આ ચૂર્ણિ ઉપલબ્ધ થયેલી અને મુદ્રિત કરાયેલી ચૂર્ણિ હશે એમ લાગે છે.

મલયગિરિસૂરિની સામે જે ચુણ્ણિઓ હતી તે બધી આજે મળતી હોય એમ જણાતું નથી.

મલયગિરિસૂરિએ જે ચુણ્ણિના પાઠો પોતાની વિવૃતિમાં આપેલા છે તે મુદ્રિત ચુણ્ણિમાં મળે છે એમ આ ચુણ્ણિના સંપાદકે કહ્યું છે, પરંતુ આ કથનના સમર્થનાર્થે એમણે એ પાઠો નોંધ્યા નથી કે એ સ્થળોનો પણ નિર્દેશ કર્યો નથી એટલે આ કાર્ય હું અંશતઃ કરું છું:—

| પાઠ | ટીકા | ચુણ્ણિ |
| --- | --- | --- |
| अंस इति संतकम्मं भन्नइ | પૃ. ૧૫૮ | પત્ર ૭અ (ગા. ૯) |
| वेउव्वियछक्कं | ,, ૧૯૦ | ,, ૨૮આ (ગા. ૩૦) |
| तेउवाउवज्जो | ,, ૧૯૦ | ,, ૨૮અ (ગા. ૩૦). |

દેવેન્દ્રસૂરિએ સયગ (ગા. ૯૮)ની સ્વોપજ્ઞ ટીકા (પૃ. ૧૩૨)માં સપ્તતિકાચૂર્ણિના નામનિર્દેશપૂર્વક જે અવતરણ આપ્યું છે તે મુદ્રિત ચુણ્ણિ (પત્ર ૬૩આ)માં નહિ જેવા ફેરફાર સાથે જોવાય છે.

સત્તરિયાની મુદ્રિત ચુણ્ણિ (પત્ર ૬૩આ)માં કહ્યું છે કે જે એક જ ભવમાં બે વાર ઉપશમ-શ્રેણિ ઉપર આરૂઢ થાય તે તે જ ભવમાં ક્ષપક-શ્રેણિ ઉપર આરૂઢ થાય નહિ, પરંતુ જે એક જ વાર ઉપશમ-શ્રેણિ ઉપર આરૂઢ થાય તે ક્ષપક-શ્રેણિ ઉપર પણ આરૂઢ થઈ શકે. આ મત કાર્મગ્રન્થિકોનો છે એમ આને લગતું અવતરણ આપી દેવેન્દ્રસૂરિએ કમ્મત્થય (ગા. ૨)ની સ્વોપજ્ઞ ટીકા (પૃ ૭૪)માં કહ્યું છે.

આ ઉપરથી મુદ્રિત ચુણ્ણિ જ આ બને ટીકાકારની પાસે હોવી જોઈએ એમ લાગે છે.

ભાસ કઈ ચુણ્ણિને આધારે રચાયું છે તે બાબત હું અત્યારે મોકૂફ રાખું છું કેમકે એ માટે તુલનાત્મક અભ્યાસ કરવો ઘટે અને એ માટે તો યથેષ્ટ અવકાશનો તેમ જ આવશ્યક સાધનનો

અત્યારે તો અભાવ છે. મુદ્રિત ચુણ્ણિ (પત્ર ૭૩)માં જે મતાંતર નોંધાયો છે તે 'પ્રાચીન' કર્મસ્તવના કર્તા વગેરેનો છે અને ચન્દ્રર્ષિ મહત્તર તો આ કર્મસ્તવકારના મતને અનુસરે છે એટલે પ્રસ્તુત મુદ્રિત ચુણ્ણિ ચન્દ્રર્ષિકૃત સત્તરિયાની પાઇય ટીકાથી ભિન્ન છે એમ સમજાય છે. બૃહટ્ટિપ્પનિકા (ક્રમાંક ૧૧૫) પ્રમાણે ચન્દ્રર્ષિની ટીકા અને ચુણ્ણિ એ બે એક નથી.

**રામદેવકૃત** પ્રાકૃત ટિપ્પણની હાથપોથી મને ઉપલબ્ધ નથી એટલે એને અંગેના પ્રશ્નનો ઉત્તર હું આપી શકતો નથી

'चत्वारः कर्मग्रन्थाः''ના અંતમાં નોંધાયેલી ચુણ્ણિ તે જ પ્રસ્તુત મુદ્રિત ચુણ્ણિ છે કેમકે એ સિવાયની બીજી કોઈ ચુણ્ણિ ઉપલબ્ધ નથી એમ સામાન્ય રીતે કહી શકાય. મુદ્રિત ચુણ્ણિના કર્તાના નામ કે સમય વિષે સ્પષ્ટ ઉલ્લેખ કોઈ સ્થળે જણાતો નથી. આ ચુણ્ણિના સંપાદકનું કહેવું એ છે કે **સયગની** બૃહચ્ચૂર્ણિ અને **સયગની ચન્દ્રર્ષિ** મહત્તરકૃત લઘુચૂર્ણિ એ બેની રચના બાદ **સિત્તરિની** ઉપલબ્ધ ચુણ્ણિ રચાઈ હશે. જો આ હકીકત સાચી હોય તો ચૂર્ણિકારનો સમય **ચન્દ્રર્ષિ** મહત્તર પછીનો ગણાય.

[1]**ભાસ—સત્તરિયા** ઉપર ૧૯૧ પદ્યનું જ. મ.માં ભાસ છે. અંતિમ ગાથામાં આડકતરી રીતે કર્તાએ પોતાનું 'અભય' એટલે કે 'અભયદેવ' નામ સૂચવ્યું છે. આ વાત ભાસની ટીકા (પત્ર ૧૨૭–આ)માં એના કર્તા **મેરુતુંગસૂરિએ** કરી છે. આ [2]ટીકા વિ. સં. ૧૪૪૯માં રચાઈ છે એટલે ભાસના કર્તા એ પૂર્વે થયા છે.

---

૧. **મેરુતુંગસૂરિકૃત** સંસ્કૃત ટીકા સહિત આ ભાસ ''જૈ. ધ. પ્ર. સ.'' તરફથી ''શ્રીસપ્તતિકાભાષ્યમ્''ના નામથી ઇ. સ. ૧૯૧૯માં છપાવાયું છે.

૨. આ ટીકાના પત્ર ૫અમાં કર્મપ્રકૃતિ–ટીકાનો, ૧૦૫અમાં ચૂર્ણિનો, ૩૪આમાં **પંચસંગ્રહ**–મૂલટીકાનો, ૧૦૨અમાં **મલયગિરિકૃત** વ્યાખ્યાનો, ૩આમાં **શતકચૂર્ણિનો**, ૧૧અમાં **સપ્તતિકાચૂર્ણિનો** અને ૨આ તેમ જ ૧૦૨અમાં આનો જ **સપ્તતિચૂર્ણિ** તરીકે ઉલ્લેખ છે.

મલયગિરિસૂરિએ સત્તરિયા ઉપર જે વિવૃતિ રચી છે તેમાં ભાસની ગાથાઓ આપી તેનું વિવરણ પણ કર્યું છે એમ આ ભાસની પ્રસ્તાવના (પૃ. ૪આ)માં કહ્યું છે પણ એ ગાથાઓ આ મલયગિરીય ટીકામાં ક્યાં ક્યાં છે તે દર્શાવાયું નથી. "જૈ. આ. સભા" તરફથી આ ટીકા સહિત સત્તરિયા છપાવાઇ છે. એના અંતમાંના બીજા પરિશિષ્ટમાં સપ્તતિકા-ભાષ્યનો નિર્દેશ નથી તો સાચી હકીકત શી છે તે તપાસવી જોઈએ. એનો નિર્ણય ન કરાય ત્યાં સુધી આ અભયદેવસૂરિ તે મલયગિરિના પૂર્વકાલીન અને એથી કરીને નવાંગીવૃત્તિકાર જ છે એમ કેમ માની લેવાય ?

ભાસની પ્રથમ ગાથામાં સત્તરિયાની ચુણ્ણિ અનુસાર ભાસ રચવાની પ્રતિજ્ઞા કરાઇ છે. આ ચુણ્ણિ તે મુદ્રિત ચુણ્ણિ છે કે બીજી કોઇ એનો નિર્ણય કરવો બાકી રહે છે. બાકી મેરુતુંગસૂરિએ પત્ર ૨આમાં જે પાઠ ચુણ્ણિમાંથી આપ્યો છે તે તો મુદ્રિત ચુણ્ણિ (પત્ર ૨અ)માં જોવાય છે.

મુદ્રિત ભાસની સત્તરિયા સાથે તુલના કરતાં જોઇ શકાય છે કે એમાં મૂળની કેટલીક ગાથાઓ વણી લેવાઇ છે. દા. ત. ભાસની ૧૯, ૨૫, ૪૧, ૫૮, ૮૦, ૮૮, ૧૨૨, ૧૨૩, ૧૫૧, ૫૫ ને ૧૩ એ ક્રમાંકવાળી ગાથાઓ સત્તરિયાની નિમ્નલિખિત અંકવાળી ગાથાઓ છે:—

૧૨, ૧૩, ૧૪, ૨૬, ૨૭, ૨૮, ૨૯, ૩૦, ૩૧, ૪૦ અને ૪૭.

આ સંબંધમાં પુણ્યવિજયજી દ્વારા સંપાદિત આવૃત્તિ જોતાં ભાસની ૧૯, ૨૫ અને ૧૩મી ગાથા સત્તરિયામાં નથી. બાકીની સત્તરિયામાં ૧૨, ૨૪, ૨૫, ૨૬, ૨૭, ૨૮, ૧૯ અને ૩૬ એ ક્રમાંક છે.

ચુણ્ણિ—મુદ્રિત ચુણ્ણિ સત્તરિયાની ૮૯ ગાથાના સ્પષ્ટીકરણ રૂપ છે. આ ચુણ્ણિ (પત્ર ૬૧આ, ૬૨અ, ૬૪અ તથા ૬૫અ)માં કમ્મપયડિસંગહણીની ચુણ્ણિનો અને પત્ર ૧૨આ અને ૬૨આમાં કસાયપાહુડની ચુણ્ણિનો ઉલ્લેખ છે. આ ઉપરથી એમ મનાય

છે કે કમ્મપયડિસંગહણીની, બન્ધસયગની, કસાયપાહુડની તેમ જ સત્તરિયાની ચુણ્ણિ અનુક્રમે રચાઈ છે. પં. હીરાલાલ જૈનને મતે આ ચારે મુદ્રિત ચુણ્ણિ યતિવૃષભે રચી છે.

વિવૃતિ—આ ૩૭૮૦ શ્લોક જેવડી સંસ્કૃત વિવૃતિ ચુણ્ણિનો પુષ્કળ ઉપયોગ કરી મલયગિરિસૂરિએ રચી છે.

ટિપ્પણ—જિનવલ્લભગણિના શિષ્ય રામદેવે ચુણ્ણિના આધારે ૫૪૭ કે ૪૪૮ ગાથામાં આ પાઇયમાં રચ્યું છે. આની એક હાથપોથી વિ. સં. ૧૨૧૧માં લખાયેલી જેસલમેરમાં છે.

ટીકા અને અવચૂર્ણિ—દેવેન્દ્રસૂરિએ સત્તરિયા ઉપર [1]ટીકા રચી છે અને મૂળ કૃતિમાં ૨૦ ગાથા ઉમેરી છે એમ ગુણરત્નસૂરિ આને લગતી અવચૂર્ણિમાં કહે છે એવું વિધાન જિ. ર. કો. (વિ. ૧, પૃ. ૪૧૪)માં કરાયું છે.[2]

ભાષ્યટીકા—મહેન્દ્રપ્રભના શિષ્ય મેરુતુંગે આ ટીકા વિ. સં. ૧૪૪૯માં રચી છે. આ ૪૧૫૦ શ્લોક જેવડી છે.

વિશેષમાં જિ. ર. કો. (વિ. ૧, પૃ. ૪૧૫) પ્રમાણે દેવસુંદરસૂરિના શિષ્ય સોમસુંદરસૂરિએ ચૂર્ણિ, મુનિશેખરે (મતિશેખરે ?) ૪૧૫૦ શ્લોક જેવડી વૃત્તિ, કુશલભુવનગણિએ વિ. સં. ૧૬૦૧માં બાલાવબોધ, કલ્યાણવિજયના શિષ્ય ધનવિજયગણિએ વિ. સં. ૧૭૦૦માં ટબ્બો (સ્તબક), રાજહંસે બાલાવબોધ અને કોઈકે ટીકા રચેલ છે.

શબ્દાર્થ અને ગાથાર્થ—આ બંને ગુજરાતીમાં છપાવાઈ છે.[3]

---

૧. સયગ (ગા. ૨૫)ની સ્વોપજ્ઞ ટીકા (પૃ. ૨૩)માં સપ્તતિકા-ટીકા જોવાની ભલામણ કરાઈ છે.

૨. જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ (પૃ. ૪૬૨-૪૬૩)માં કહ્યું છે કે ગુણરત્નસૂરિએ સપ્તતિકા ઉપરની દેવેન્દ્રગણિકૃત ટીકા ઉપર આધાર રાખી વિ. સં. ૧૪૫૯માં અવચૂરિ રચી છે.

૩. જુઓ કર્મગ્રંથ સાર્થ (દ્વિતીય ભાગ)નાં પૃ. ૧૭૯-૪૩૩. આ પુસ્તકની પ્રથમ આવૃત્તિ "જૈ. શ્રે. મં." તરફથી ઈ. સ. ૧૯૧૯માં પ્રકાશિત કરાઈ છે.

સાથે સાથે જ્ઞાનવિજયના શિષ્ય જીવવિજયે વિ સં. ૧૮૦૩માં રચેલો ટબ્બો મૂળ અને યંત્ર સહિત અપાયો છે.

યશઃસોમસૂરિના શિષ્ય જયસોમે પણ એક ટબ્બો રચ્યો છે અને એ ભીમસી માણેકે છપાવ્યો છે.

**ગાથાર્થ અને વિશેષાર્થ તથા પ્રસ્તાવના**—આ હિન્દી લખાણના કર્તા પં. ફૂલચન્દ્ર સિદ્ધાંતશાસ્ત્રી છે. આના સંપાદક તરીકે એમણે ૫૯ પૃષ્ઠની મનનીય હિન્દી પ્રસ્તાવના લખી છે તેમ જ વિસ્તૃત વિષયાનુક્રમણિકા આપી છે. આ ઉપરાંત અંતમાં એમણે પાંચ પરિશિષ્ટો આપ્યાં છે. એ પૈકી દ્વિતીય પરિશિષ્ટ તરીકે એમણે અંતરભાસની દસે ગાથાઓ આપી છે અને ચતુર્થ પરિશિષ્ટ તરીકે અજ્ઞાતકર્તૃક દિ૦ પંચસંગહના એક પ્રકરણરૂપ સિત્તરિ આપી છે.

**જૈનોના બંને ફિરકાને માન્ય ગ્રંથો**—ઉપર્યુક્ત પ્રસ્તાવના (પૃ. ૫ તેમ જ ૨૧)માં કહ્યું છે કે તત્ત્વાર્થસૂત્રની જેમ શ્વેતાંબરીય ગણાતા **શતક** અને **સપ્તતિકા** એ બે ગ્રંથો થોડાક પાઠભેદપૂર્વક શ્વેતાંબર તેમ જ દિગંબર એમ બંને ફિરકાને માન્ય છે.

**મતાંતરો**—શ્વે. સપ્તતિકામાં અનેક સ્થળો ઉપર મતભેદનો નિર્દેશ છે. જેમકે એક મતભેદ ઉદય-વિકલ્પ અને પદ-વૃંદોની સંખ્યા દર્શાવતી વેળા અપાયો છે (જુઓ ગા. ૧૯ ને ૨૦ તેમ જ એની ટીકા). બીજો મતભેદ 'અયોગિકેવલી' ગુણસ્થાનમાં નામકર્મની કેટલી પ્રકૃતિ સત્તામાં હોય તેને લગતો છે (જુઓ ગા. ૬૬–૬૮).

આ પ્રમાણે ઉલ્લેખ કરી પ્રસ્તુત સત્તરિયા કર્મવિષયક અનેક મતાંતર પ્રચલિત થઇ ગયા હતા ત્યારે રચાઇ હોવી જોઇએ એમ પ્રસ્તાવના (પૃ. ૬)માં કહેવાયું છે.

**કર્મવિષયક મૂળ સાહિત્ય**—આ સાહિત્ય તરીકે **ષટ્ખંડાગમ**, **કર્મપ્રકૃતિ**, **શતક** અને ગુણધરાચાર્યકૃત કષાયપ્રાભૃતની સાથે સાથે

પ્રસ્તુત સપ્તતિકા પણ ગણાવાઇ છે (જુઓ પૃ. ૬). સપ્તતિકાની આ પ્રમાણેની ગણના માટે એ કારણ અપાયું છે કે થોડી ગાથાઓમાં કર્મસાહિત્યનો સમગ્ર નિચોડ આમાં અપાયો છે (જુઓ પૃ. ૬).

**ગાથાઓની ૮૯ની સંખ્યા**—શ્વે. સત્તરિયા ઉપરની મુદ્રિત ચુણ્ણિ આ સત્તરિયાની ૮૯ ગાથાઓ ઉપર છે. એથી ચૂર્ણિકારને મતે આ સત્તરિયા એ ૮૯ ગાથાની કૃતિ છે (જુઓ પૃ. ૭). એમાં સત્તરિયાની જે ૭૨ ગાથાઓ છે તેમાં દસ ગાથાઓ અંતર્ભાષ્યની અને સાત બીજી મળી ૮૯ થઇ છે. આ સાત ગાથાઓ પ્રસ્તાવના (પૃ. ૧૨-૧૩)માં ઉદ્ધૃત કરી [1]ગા. ૪-૬ અજ્ઞાતકર્તૃક દિ. પંચસંગહગત સિત્તરિની છે એમ કહ્યું છે (જુઓ પૃ. ૧૩).

**ચૂર્ણિકાર તરીકે ચન્દ્રર્ષિ**—"गाहग्ग सयरीए"વાળી ગાથા ઉપરથી એવું અનુમાન કરાયું છે કે મુદ્રિત ચુણ્ણિના કર્તા ચંદ્રર્ષિ મહત્તર છે (જુઓ પૃ. ૧૩, ૧૬ અને ૧૭).

પૃ. ૯માં મુદ્રિત ચુણ્ણિના સંપાદક શ્રી અમૃતલાલના મતની આલોચના કરાઈ છે 'પાઢંતર' કહેવાથી એને મૂળની ગાથા ન ગણવી એ વાત પં. ફૂલચન્દ્ર સ્વીકારતા નથી (જુઓ પૃ. ૯).

**સંકલનકાર**—શિવશર્મસૂરિકૃત સયગ (બંધસયગ)ની ગા. ૧૦૪ ને ૧૦૫નું સત્તરિયાની મંગલ-ગાથા અને અંતિમ ગાથા સાથે [2]સંતુલન કરી એવું વિધાન કરાયું છે કે આ બંને ગ્રંથોના સંકલન-કાર—કર્તા એક જ આચાર્ય હોય એવો ઘણો સંભવ છે (જુઓ પૃ. ૯-૧૦).

---

૧. આ પૈકી ગાથા ૪ તે દિ. સિત્તરિ છપાવાઇ છે તેની ગા. ૬૦ સાથે મળે છે પરંતુ ગાથા ૫ ને ૬ના પૂર્વાર્ધ ગા. ૬૧ અને ૬૩ના પૂર્વાર્ધ પૂરતા જ મળે છે. વળી ઉત્તરાર્ધમાં ભિન્નતા છે એટલે આ ગાથાઓ દિ. સિત્તરિની છે એમ કેમ કહેવાય?

૨. પૃ. ૧૦માં કહ્યું છે કે બીજી ગાથાને અનુરૂપ એક ગાથા કર્મપ્રકૃતિમાં પણ જોવાય છે.

પૃ. ૧૦-૧૧માં કહ્યું છે કે સયગ (શતક)ની ચુણ્ણિ (પત્ર ૧)માં શિવશર્મ આચાર્યને શતકના કર્તા કહ્યા છે. એઓ એ શિવશર્મ છે જ કે જેઓ કર્મપ્રકૃતિ (કમ્મપયડિ) ના કર્તા મનાય છે. આ હિસાબે કર્મપ્રકૃતિ, શતક અને સપ્તતિકા એક જ કર્તાની કૃતિ સિદ્ધ થાય છે પરંતુ કર્મપ્રકૃતિ અને સપ્તતિકા મેળવતાં એમ જોવાય છે કે સપ્તતિકામાં અનંતાનુબંધી ચતુષ્કને 'ઉપશમ-પ્રકૃતિ' કહી છે તો કર્મપ્રકૃતિમાં 'ઉપશમના' અધિકારમાં "નંતરકરણં ઉવસમો વા" એવો નિર્દેશ કરી આ ચતુષ્કની ઉપશમ-વિધિનો અને અંતરકરણ-વિધિનો નિષેધ કરાયો છે. આ પ્રમાણે વિવેચન કરી ત્રણ પ્રશ્ન ઉઠાવાયા છે:—

(૧) શું શિવશર્મ નામના બે આચાર્ય થયા છે કે જેમાંના એક શતક અને સપ્તતિકાના કર્તા છે અને બીજા આચાર્ય કર્મપ્રકૃતિના ?

(૨) શિવશર્મ આચાર્યે કર્મપ્રકૃતિ રચી છે એ શું કેવળ કિંવદંતી છે ?

(૩) શતક અને સપ્તતિકાની કેટલીક ગાથામાં સમાનતા જોઈને એ બેના કર્તા એક છે એમ માનવું કયાં સુધી ઉચિત છે ?

આમ પ્રશ્નો રજૂ કરી એવો સંભવ દર્શાવાયો છે કે આના સંકલનકાર એક જ આચાર્ય હશે કિન્તુ એનું સંકલન બે ભિન્ન ભિન્ન ધારાઓને આધારે થયું હશે. ગમે તેમ હો અત્યારે તો સપ્તતિકાના કર્તા શિવશર્મસૂરિ જ છે એમ નિશ્ચયપૂર્વક કહેવું તે વિચારણીય છે (જુઓ પૃ. ૧૧).

અજ્ઞાતકર્તૃક દિ. પંચસંગહનું સંકલન વિક્રમની સાતમી સદીની આસપાસમાં થઈ ગયું હતું (જુઓ પૃ. ૧૪). આમાં સપ્તતિકા સંકલિત છે એટલે દિ. સિત્તરિ ની રચના એની પૂર્વે થઈ ગઈ હતી એમ નિશ્ચિત થાય છે (જુઓ પૃ. ૧૪). આ સિત્તરિ શ્વે. સત્તરિયા કરતાં પ્રાચીન છે કે નહિ તેનો નિર્ણય પં. ફૂલચન્દ્રે મોકૂફ રાખ્યો છે

જ્યારે પં. હીરાલાલ જૈને તો શ્વે. સત્તરિયા આ દિ. સિત્તરિ કરતાં પ્રાચીન હોવાનું પોતાના એક [1]લેખમાં કહ્યું જ છે.

**અંતબ્ભાસના કર્તા**—સંભવ છે કે અંતર્ભાષ્ય (અંતબ્ભાસ)-ની ગાથાઓના રચનાર સત્તરિયાના કર્તા જ હશે કેમકે કષાયપ્રાભૃતમાં જે ભાષ્ય-ગાથાઓ છે એના રચનાર કષાયપ્રાભૃતકાર જ છે.

**પુણ્ય અને પાપનાં ફળ**—પ્રસ્તાવના (પૃ. ૫૭)માં કહ્યું છે કે ઉત્તરકાલીન જૈન કથાસાહિત્ય ઉપર નૈયાયિક કર્મવાદનો ઘેરો રંગ ચઢતો ગયો અને જૈન કર્મવાદનું આધ્યાત્મિક રહસ્ય ભૂલાતું ગયું. આને લઈને પુણ્યનું ફળ ધનિકતા અને પાપનું ફળ ગરીબી એવી ભૂલભરેલી માન્યતા ઉદ્ભવી છે.

શ્વે. સત્તરિયાની મુદ્રિત ચુણ્ણિમાં [2]સયગ; [3]સંતકમ્મ, [4]કસાય-પાહુડ અને [5]કમ્મપયડિસંગહણીનો ઉલ્લેખ છે.

શ્વે. સત્તરિયા એ વાત સિદ્ધ કરતી નથી કે સ્ત્રીવેદી જીવ મરીને સમ્યગ્દષ્ટિઓમાં ઉત્પન્ન થાય છે (જો કે દિ. પરંપરાની આ નિરપવાદ માન્યતા છે). આ સંબંધમાં મલયગિરિસૂરિએ ચુણ્ણિ વગેરે અનેક ગ્રંથોનો ઉપયોગ કર્યો છે (જુઓ પૃ. ૧૯).

[6]ચન્દ્રર્ષિકૃત પંચસંગહપગરણગત સત્તરિયાની અનેક ગાથાઓ પ્રસ્તુત સત્તરિયા સાથે મળતી આવે છે. એ જોતાં પ્રસ્તુત સત્તરિયા પછી પંચસંગહપગરણ રચાયાનું અનુમનાય છે (જુઓ પૃ. ૨૦).

---

૧. આ લેખનું નામ "પ્રાકૃત ઔર સંસ્કૃત પંચસંગ્રહ તથા ઉનકા આધાર" છે અને એ લેખ "પ્રેમી અભિનન્દન ગ્રંથ"માં છપાયો છે.

૨. જુઓ પત્ર ૪–૫.

૩. જુઓ પત્ર ૭ ને ૨૨.

૪. જુઓ પત્ર ૬૨.

૫. જુઓ પત્ર ૬૧–૬૩.

૬. એમને પં. ફૂલચન્દ્ર બન્ધસયગની ચુણ્ણિના કર્તા હશે એમ કહે છે (પૃ. ૨૬).

**સામ્ય**—અજ્ઞાતકર્તૃક દિ. પંચસંગહમાંની સિત્તરિમાં ૭૨ ગાથાઓ છે. એ પૈકી ૪૦ કરતાં વધારે ગાથા સ્વે. સત્તરિયા સાથે સામ્ય ધરાવે છે. ચૌદેક ગાથામાં પાઠભેદ છે. મંતવ્ય અને વર્ણનના ભેદને લઈને બાકીની ગાથા ભિન્ન છે (જુઓ પૃ. ૨૧).

**સમાનનામક કૃતિઓ**—પ્રસ્તુત સત્તરિયા ઉપરાંત 'સત્તરિયા' જેવા નામથી કોઈ પાઇય કૃતિ કે 'સપ્તતિકા' જેવા નામથી કોઈ સંસ્કૃત કૃતિ સ્વતંત્ર સ્વરૂપે રચાઈ નથી પરંતુ નિમ્નલિખિત કૃતિઓના એક અંશનું આ નામ છે:—

(૧) ચન્દ્રર્ષિ મહત્તરકૃત પંચસંગહપગરણ.

(૨) અજ્ઞાતકર્તૃક દિ. પંચસંગહ.

(૩) અમિતગતિકૃત પંચસંગ્રહ.

(૪) ડડ્ઢકૃત પંચસંગ્રહ.

**વિશિષ્ટ પ્રકાશનની આવશ્યકતા**—ગાગરમાં સાગરને ભરવાની કે બિન્દુમાં સિન્ધુને સમાવવાની અદ્ભુત કળાના નમૂનારૂપ સ્વે. સત્તરિયાની સાથે સાથે એક જ ગ્રંથરૂપે અંશરૂપ અન્ય સત્તરિઆઓ કે સપ્તતિકા તેમ જ એના ભાસરૂપ કૃતિઓ છપાવાય[1] તો તુલનાત્મક અભ્યાસ માટે વિશેષતઃ અનુકૂળતા રહેશે અને તેમ થતાં કેટલીક વિવાદગ્રસ્ત કે સંદિગ્ધ બાબતો વિષે અંતિમ નિર્ણય રજૂ કરાય એવી પરિસ્થિતિ ઉપસ્થિત થશે.

અંતમાં સત્તરિઆને અંગે હું બીજી ચાર બાબતો રજૂ કરું છું:

(૧) આ કૃતિનું પ્રાચીનમાં પ્રાચીન અને વાસ્તવિક નામ શું છે તે વિચારાવું જોઇએ.

(૨) આ પ્રાચીન કૃતિનો તુલનાત્મક અભ્યાસ થવો ઘટે.

---

૧. આવું કાર્ય 'સયગ' કે 'શતક' નામની કૃતિઓ માટે પણ થવું ઘટે.

(૩) સત્તરિયાની મુદ્રિત ચુણ્ણિ કરતાં એનાં જે કોઈ વિવરણો પ્રાચીન અને અમુદ્રિત હોય તો તેનું સંપાદન કરાવું જોઈએ.

(૪) જેમ કમ્મપયડિસંગહણી એની ચુણ્ણિ તેમ જ મલયગિરિસૂરિકૃત વૃત્તિ અને ન્યાયાચાર્ય યશોવિજયગણિકૃત ટીકા સહિત એક જ ગ્રંથરૂપે પ્રસિદ્ધ કરાઈ છે તેમ **સત્તરિયા** પણ અંતરભાસ, ચુણ્ણિ, ભાસ અને મલયગિરિસૂરિકૃત ટીકા અને ચુણ્ણિ કરતાં પ્રાચીન અન્ય વિવરણ હોય તો તે સહિત એક જ ગ્રંથરૂપે વિશિષ્ટ પ્રસ્તાવના અને પરિશિષ્ટો સહિત પ્રસિદ્ધ થવી ઘટે.

## (૪) સંતકમ્મ (સત્કર્મન્)

**મલયગિરિસૂરિએ** ચન્દ્રર્ષિ મહત્તરકૃત પંચસંગહ ઉપરની વૃત્તિ (મુક્તા. પ્રકાશન, પત્ર ૨૧૬ તથા ૨૨૭)માં એમ બે સ્થળે સત્કર્મન્ નામના ગ્રંથનો ઉલ્લેખ કર્યો છે એટલું જ નહિ પરંતુ બંને સ્થળે નિમ્નલિખિત અવતરણ આપ્યું છે :—

"निद्दादुगस्स उदओ खीण(ग)खवगे परिच्चज्ज"[1]

આ અવતરણ જોતાં **સંતકમ્મ** નામનો ગ્રંથ જ. મ.માં પદ્યમાં રચાયો હશે એમ લાગે છે. આ ગ્રંથ કેટલો પ્રાચીન છે અને એના પ્રણેતા કોણ છે તેમ જ **મલયગિરિસૂરિને** એ મળ્યો હશે કે કેમ તે જાણવું બાકી રહે છે.

'સંતકમ્મ' નામ વિચારતાં એમ ભાસે છે કે એમાં સત્ત્વનું અર્થાત્ કર્મની સત્તાનું વિસ્તૃત નિરૂપણ હશે, અને એ નિરૂપણનો આધાર દિટ્ઠિવાયના એક અલ્પાંશરૂપ 'સંતકમ્મ' નામનું ખરેખર કોઈ પાહુડ હોય તો તે હશે.

---

૧. આનો અર્થ એ છે કે ક્ષપકક્ષીણને છોડીને બાકીનાનો જ—નિદ્રાદ્વિકનો

## (૫) કસાયપાહુડ (કષાયપ્રાભૃત)

આ નામની જેમ દિ. ગુણધરની એક કૃતિ છે તેમ આ નામની શ્વે. કૃતિ પણ હશે એમ જૈનોના ઉભય ફિરકાની કેટલીક કૃતિઓનાં સમાન નામ જોતાં ભાસે છે. સત્તરિયાની ડભોઈથી પ્રકાશિત ચુણ્ણિ (પત્ર ૬૨)માં તેમ જ ચન્દ્રર્ષિ મહત્તરકૃત પંચસંગહ-પગરણની મલયગિરિસૂરિકૃત ટીકામાં જે કસાયપાહુડનો ઉલ્લેખ છે તે શ્વે. કૃતિ હોય તો ના નહિ, જો કે અદ્યાપિ એની એક પણ હાથપોથી મળી આવી નથી. વિશેષમાં આ કૃતિ દિદ્ઠિવાયનો 'કસાયપાહુડ' નામનો કોઈ અંશ ખરેખર હોય તો તેના આધારે યોજાઈ હશે. મલયગિરિસૂરિએ પંચસંગહપગરણની ટીકામાં આ ગ્રંથમાંથી કોઇ અવતરણ આપ્યું નથી તો એમને શું આ ગ્રંથ મળ્યો નહિ હશે?

* * *

## પ્રકરણ ૫ : ૧પંચસંગહપગરણ (પંચસંગ્રહપ્રકરણ)

૧. આ મૂળ કૃતિ મલયગિરિસૂરિકૃત સંસ્કૃત ટીકા સહિત હીરાલાલ હંસરાજ તરફથી ચાર ભાગમાં ઇ. સ. ૧૯૧૦ ઇત્યાદિમાં પ્રસિદ્ધ થઈ હતી. ત્યાર બાદ ઈ. સ. ૧૯૧૯માં પાંચ દાર (દ્વાર) પૂરતું મૂળ અને એને અંગેની મલયગિરિસૂરિકૃત ટીકા "જૈ. આ. સ." તરફથી છપાવાઈ હતી. આનો પ્રથમ ભાગ તરીકે ઉલ્લેખ છે. એના પછીનો બીજો ભાગ કે અન્ય ભાગો છપાયેલ હોય તો તે જાણવામાં નથી. આ સંપાદનોમાં વિષયોની સંક્ષિપ્ત સૂચી નથી કે સામાન્ય કોટિની પણ પ્રસ્તાવના નથી તો પછી મલયગિરિસૂરિની ટીકામાંનાં અવતરણોની તારવણી, વિશેષનામોની સૂચી ઇત્યાદિની તો આશા જ શી રાખવી? "આગમોદય સમિતિ" તરફથી ઈ. સ. ૧૯૨૭માં સંપૂર્ણ મૂળ 'પ્રસિદ્ધિ પ્રમાણે'ની પૂરેપૂરી સ્વોપજ્ઞ વૃત્તિ સહિત છપાવાયું છે. એમાં પણ વિષયસૂચી ઈત્યાદિ નથી.

"મુક્તા. મંદિર" તરફથી ડભોઈથી ઉપર્યુક્ત બંને ટીકા સહિત મૂળ બે ભાગમાં ઈ. સ. ૧૯૩૮ ને ૧૯૩૭માં છપાવાયું છે. પ્રથમ બીજો ભાગ છપાયો અને પછી પહેલો છપાયો એટલે આમ કાલવ્યતિક્રમ છે. બંને ભાગમાં સંસ્કૃતમાં વિષયાનુક્રમ છે. બીજા ભાગના પ્રારંભમાં બંને ભાગને અંગે સંસ્કૃતમાં દસ દસ પરિશિષ્ટો છે. તેમાં મલયગિરિસૂરિકૃત ટીકામાં સાક્ષીરૂપે નિર્દેશાયેલા ગ્રંથોનાં નામો અને ન્યાયોનાં નામ અપાયાં છે. અહીં તો ગ્રંથોનાં જ નામો હું નોંધું છું :

પ્રથમ ભાગમાં હારિભદ્રીય ધર્મસારપ્રકરણ (પત્ર ૧૩આ), શતકબૃહચ્ચૂર્ણિ (પત્ર ૧૯આ ઇત્યાદિ), શતકચૂર્ણિ (પત્ર ૨૦૦આ ઇત્યાદિ) તેમ જ પંચસંગહની સ્વોપજ્ઞ ટીકા (પત્ર ૩૭અ અને ૨૦૫અ).

પરિશિષ્ટોની જેમ સ્વોપજ્ઞ મનાતી વૃત્તિમાં તેમ જ મલયગિરિસૂરિકૃત ટીકામાં જે અવતરણો છે તેની અકારાદિક્રમે સૂચી અપાઈ હોત અને સાથે સાથે એનાં મૂળનો નિર્દેશ કરાયો હોત તો આ ડભોઈથી પ્રકાશિત આવૃત્તિની ઉપયોગિતા અને મહત્તામાં વૃદ્ધિ થાત.

(અનુસંધાન માટે જુઓ પૃ. ૫૭)

**નામકરણ અને એની સાન્વર્થતા**—પંચસંગહના કર્તા 'મહત્તર' ચન્દ્રર્ષિએ આદ્ય ગાથામાં આ કૃતિનું નામ 'પંચસંગહ' આપ્યું છે. અંતિમ ગાથામાં આને એમણે 'પગરણુ' (સં. પ્રકરણ) કહેલું છે. આની સ્વોપજ્ઞ મનાતી વૃત્તિના અંતમાં આનો 'શાસ્ત્ર' તરીકે ઉલ્લેખ છે. આ ઉપરથી આ કૃતિને આપણે 'પંચસંગહ-પગરણુ' અથવા 'પંચસંગ્રહશાસ્ત્ર' એ નામે ઓળખાવી શકીએ.

'પંચસંગહ' નામ જ સૂચવે છે કે એ પાંચના સંગ્રહરૂપ હશે અને વાત પણ તેમ જ છે એટલું જ નહિ પણ આની બીજી ગાથામાં આ નામની સાન્વર્થતા દર્શાવતાં ગ્રન્થકારે જાતે કહ્યું છે કે આમાં સયગ ઇત્યાદિ પાંચ ગ્રંથોનો સંક્ષેપ (સમાવેશ) કરાયો છે. એથી આ નામ છે અથવા આમાં પાંચ દાર (દ્વાર) છે એથી આ નામ છે. ઉપર્યુક્ત પાંચે ગ્રંથો કયા તે વિષે સ્વોપજ્ઞ મનાતી વૃત્તિમાં નિર્દેશ નથી. ફક્ત **શતક** (પા. સયગ) એટલું એક જ નામ અપાયું છે. બાકીનાં નામો માટે તો અત્યારે તો **મલયગિરિ-**સૂરિકૃત ટીકાનો જ આશ્રય લેવો પડે તેમ છે. આ સૂરિએ નીચે મુજબ પાંચ ગ્રંથો ગણાવ્યા છે :—

---

( અનુસંધાન પૃ. ૫૬થી ચાલુ )

મૂળ એની સંસ્કૃત છાયા તેમ જ એના તથા **મલયગિરિસૂરિકૃત** ટીકાના હીરાલાલ દેવચંદ શાહે કરેલા ગુજરાતી અનુવાદ સાથે બે ખંડમાં "પંચસંગ્રહ" એ નામથી વિ. સં. ૧૯૯૧ ને ૧૯૯૭માં અનુક્રમે પ્રસિદ્ધ કરાયું છે. અનુવાદક જાતે પ્રકાશક છે. પહેલા ખંડમાં ૩૯૧ ગાથા અને બીજામાં ૬૦૦ ગાથા અપાઈ છે. બંને ખંડમાં ગુજરાતીમાં વિસ્તૃત વિષયાનુક્રમ છે. વિશેષમાં બીજા ખંડને અંગે વિદ્વદ્વલ્લભ મુનિશ્રી પુણ્યવિજયજીનો ગુજરાતીમાં આમુખ છે. આમાં ભારતીય દર્શન–સાહિત્યમાં તેમ જ જૈન દર્શનમાં કર્મવાદનું સ્થાન, જૈન કર્મસાહિત્યના પ્રણેતાઓનો નામોલ્લેખ, જૈન કર્મવાદ–સાહિત્યની વિશિષ્ટતા, **પંચસંગ્રહ** અને એની વૃત્તિઓનો સંક્ષિપ્ત પરિચય, પંચસંગ્રહના કર્તા **ચંદ્રર્ષિ** 'મહત્તર'નો સમય અને એમની કૃતિઓ તેમ જ પ્રસ્તુત અનુવાદને અંગે બે બોલ એમ વિવિધ બાબતો અપાઇ છે.

(૧) શતક, (૨) સપ્તતિકા, (૩) કષાયપ્રાભૃત, (૪) સત્કર્મન્ (ગુજ. સત્કર્મ) અને (૫) કર્મપ્રકૃતિ.

**પાંચ દ્વાર**—પાંચ દ્વાર કયાં એ તો ગ્રંથકારે ત્રીજી ગાથામાં નિર્દેશ્યું છે. એ ઉપરથી (૧) યોગ અને ઉપયોગની માર્ગણા, (૨) બંધક, (૩) બંધવ્ય, (૪) બંધના હેતુઓ અને (૫) બંધના પ્રકારો એમ પાંચ દ્વાર છે એમ જાણી શકાય છે:

**ભાષા, પરિમાણ વિષય ઇત્યાદિ**—પંચસંગહની રચના જ. મ.માં પદ્યમાં કરાઇ છે. પ્રારંભમાં **વીર** જિનેશ્વરને પ્રણામ કરાયો છે. આ કૃતિમાં [1]ત્રણ અધિકાર છે અને એકંદર [2]૯૯૩ ગાથા છે.

પાંચ દ્વારરૂપ પ્રથમ અધિકારનું સ્વોપજ્ઞ મનાતી વૃત્તિવાળી આવૃત્તિ પ્રમાણેનું પહેલું 'યોગોપયોગ-માર્ગણા' નામનું દ્વાર ૩૩મી ગાથાએ પૂર્ણ થાય છે.

બીજું દ્વાર ૩૪મી ગાથાથી (પત્ર ૧૩આથી) શરૂ કરાઇ ૧૧૮મી ગાથાએ (પત્ર ૩૩આ) પૂર્ણ કરાયું છે. આ પૈકી ૧૧૭મી ગાથાની સ્વોપજ્ઞ મનાતી વૃત્તિ (પત્ર ૩૨આ-૩૩અ)માં અવતરણરૂપે દસ પાઇય [3]પદ્યો છે.

ત્રીજા દ્વારનો પ્રારંભ ૧૧૯મી ગાથાથી કરાયો છે. આને લગતી ૧૬૯મી ગાથા પછીનો ક્રમાંક પર, પ૩ એમ આ દ્વારની છેલ્લી ગાથાનો ક્રમાંક ૬૭નો અપાયો છે. આનું શું કારણ છે એ વાત બાજુ ઉપર રાખતાં અને ચાલુ અંક પ્રમાણે વિચારતાં એમ કહી શકાય કે ગા. ૧૧૯-૧૮૫ પૂરતું ત્રીજું દ્વાર છે.

---

૧ પાંચ દ્વારનું નિરૂપણ, કર્મપ્રકૃતિ (આઠ કરણો સંબંધી વક્તવ્ય) અને સપ્તતિકા.

૨. ૩૯૩+૪૪૪+૧૫૬.

૩. આનું મૂળ જાણવું જોઈએ.

ચોથા દ્વારમાં ૧–૨૩ ગાથા છે અને પાંચમા દ્વારમાં ૧–૧૮૫ ગાથા છે. [1] આમ કુલ્લે ૩૯૩ ગાથા છે:

આમ પાંચ દ્વારમાં ૩૪, ૮૫, ૬૭, ૨૩ અને ૧૮૫ ગાથા છે.

પત્ર ૧૦૯આથી 'કર્મપ્રકૃતિ' નામનો બીજો અધિકાર શરૂ કરાયો છે. એની આદ્ય ગાથામાં શ્રુતધરોને પ્રણામ કરી બંધન વગેરે કરણો કહેવાની પ્રતિજ્ઞા કરાઇ છે. બંધન–કરણ (ગા. ૧–૧૧૨), સંક્રમ–કરણ (ગા. ૧–૧૧૯), ઉદ્વર્તના–અપવર્તન–કરણ (ગા. ૧–૨૦), ઉદીરણા–કરણ (ગા. ૧–૮૯), ઉપશમના–કરણ (ગા. ૧–૯૪) અને દેશોપશગના (ગા. ૧–૭) તેમ જ નિધત્તિ–નિકાચના–કરણ (ગા. ૧–૨) અને આઠે કરણ (ગા. ૧) એમ આઠ કરણોની કુલ્લે ૪૪૪ ગાથાઓ છે.

પત્ર ૨૦૯આથી 'સપ્તતિકા' નામના ત્રીજા અધિકારનો પ્રારંભ કરાયો છે. એની આદ્ય ગાથામાં એવો ઉલ્લેખ છે કે મૂળ પ્રકૃતિઓનું અને ઉત્તર પ્રકૃતિઓનું સાદિ અને અનાદિ (તેમ જ ધ્રુવ અને અધ્રુવ)ની પ્રરૂપણાને લગતું બંધવિધાન કહ્યું. હવે સંવેધને લગતું બંધવિધાન અમે કહીએ છીએ. આ અધિકારને અંગે ૧૫૬ ગાથા છે.

આમ આ પંચસંગહપગરણના ત્રણ અધિકાર છે: પાંચ દ્વારના નિરૂપણરૂપ અધિકાર (ગા. ૧–૩૯૩), કર્મ–પ્રકૃતિ–અધિકાર (ગા. ૧–૪૪૪) અને સપ્તતિકા–અધિકાર (ગાથા ૧–૧૫૬). એકંદરે ગાથાની સંખ્યા ૯૯૩ છે.

અહીં કોઇ પ્રશ્ન ઉઠાવે કે પાંચ દ્વાર કહેવાની પ્રતિજ્ઞા કર્યા પછી ગ્રન્થકારે આઠ કરણોનો અધિકાર કેમ કહ્યો તો આનો ઉત્તર આ અધિકારની આદ્ય ગાથામાં ગ્રન્થકારે જાતે જ સૂચવ્યો

૧. જૈ. આ. સ.વાળી આવૃત્તિમાં ૩૪, ૮૪, ૬૬. ૧૨ ને ૧૮૫ ગાથા (એકંદર ૩૯૧) ગાથા છે.

છે કે સંક્રમ-કરણનો અતિદેશ પહેલાં અનેક સ્થળે ઉદયના અને [1]સત્તાના નિરૂપણ પ્રસંગે કરાયો છે એટલે જેનો નિર્દેશ હોય તેનું સ્વરૂપ વિચારવું ઘટે. આથી સંક્રમકરણનું નિરૂપણ છે અને એના સાહચર્યથી અન્ય કરણોનું પ્રરૂપણ પણ સ્થાને છે.

સંક્ષેપ—અધિકારોનો વિચાર કરતાં કર્મપ્રકૃતિ અને સપ્તતિકા એ બે ગ્રંથોનો પંચસંગહુપગરણમાં સંક્ષેપ હોય એમ જણાય છે. આ બે ગ્રંથો પૈકી એક તો શિવશર્મસૂરિએ રચેલી કમ્મપયડિસંગહણી જ હોય એમ લાગે છે.[2]

દિટ્ઠિવાયના નિઃસ્યન્દરૂપ જે શ્વે. સત્તરિયા છે એ જ સત્તરિયા અત્ર પ્રસ્તુત હશે.[3]

સયગ એ શિવશર્મસૂરિકૃત બન્ધસયગ જ હશે. કમ્મપયડિસંગહણી, સત્તરિયા અને બન્ધસયગનો પ્રસ્તુત ગ્રંથમાં કોઈ ને કોઈ રીતે સમાવેશ કરાયો છે એમ માની લઈએ તો પણ સત્કર્મન્ અને કષાયપાહુડ એવા નામની કોઈ શ્વેતાંબરીય કૃતિ જ આજે ઉપલબ્ધ નથી તો પછી એનો સમાવેશ કેમ થયો છે એ વિષે તો શું કહી શકાય ?

**'મહત્તર' તરીકેનો નિર્દેશ**—સ્વોપજ્ઞ મનાતી વૃત્તિમાં તેમ જ મલયગિરિસૂરિકૃત ટીકામાં ચન્દ્રર્ષિની 'મહત્તર' નામની પદવી વિષે

---

૧ સ્વોપજ્ઞ મનાતી વૃત્તિ (પત્ર ૧૦૯)માં 'સત્તા' માટે 'સત્કર્મન્' શબ્દનો પ્રયોગ કરાયો છે.

૨. આની સ્પષ્ટ સાબિતી માટે કમ્મપયડિસંગહણી અને અહીં આપેલા 'કર્મપ્રકૃતિ' અધિકારનું ગાથાની સમાનતા, અર્થદૃષ્ટિએ સામ્ય એમ અનેક દૃષ્ટિએ સંતુલન થવું ઘટે.

૩. આનો અંતિમ નિર્ણય તો આ પ્રાચીન કૃતિની અહીં અપાયેલ સપ્તતિકા-અધિકાર સાથે સરખામણી કરાયા બાદ આપી શકાય. બાકી કેટલીક ગાથા વચ્ચે સામ્ય તો છે.

ઉલ્લેખ નથી, જો કે એમને કેટલાક 'મહત્તર' ગણે છે. આ'મી 'મહત્તર' તરીકે એમને પ્રથમ કોણે ઓળખાવ્યા એ પ્રશ્ન વિચારવો જોઇએ.

**ચન્દ્રર્ષિની કૃતિઓ**—ચન્દ્રર્ષિની એક કૃતિ તે પ્રસ્તુત પંચસંગહપગરણ છે. એમની બીજી કૃતિ તરીકે આ ઉપરની [1]દસ હજાર શ્લોક જેવડી સંસ્કૃત વૃત્તિ ગણાવાય છે. સત્તરિયા એ તો એમની કૃતિ નથી જ. વળી એના ઉપરની ચુણ્ણિ એમણે રચી હોય[2] એમ અર્વાચીન હાથપોથી જોતાં તો જણાતું નથી એટલે તાડપત્રીય પ્રતિઓ આ સંબંધમાં તપાસાવી જોઇએ.

**ચન્દ્રર્ષિનો સમય**—પંચસંગહપગરણની સ્વોપજ્ઞ મનાતી વૃત્તિ ક્યારે રચાઈ એ દર્શાવાયું નથી એટલે ચન્દ્રર્ષિના સમય માટે અનુમાન કરવું પડે તેમ છે. "પંચસંગ્રહ" નામના ગુજરાતી અનુવાદમાં "નિવેદન"માં નીચે મુજબ ઉલ્લેખ છે:—

"આ આચાર્ય મહારાજ કર્મપ્રકૃતિ અને પ્રાચીન કર્મગ્રંથકારની પછી થયેલા હોવાથી તેમણે આ ગ્રંથના પહેલા ભાગમાં પાંચ કર્મગ્રંથ આદિનો અને બીજા ભાગમાં કર્મપ્રકૃતિ અને સપ્તતિકા—છઠ્ઠા કર્મગ્રંથનો સંગ્રહ કર્યો છે".

અહીં 'આચાર્ય મહારાજ' એમ કહ્યું છે તેનું કારણ સમજાતું નથી. ચન્દ્રર્ષિ 'સૂરિ' પદથી વિભૂષિત હતા એવો કોઇ ઉલ્લેખ મારા જોવાજાણવામાં તો નથી.

આજે મળતી કમ્મપયડિસંગહણી અને સત્તરિયાનો ઉપયોગ પંચસંગહમાં કરાયો છે એમ માનતાં આ બેની રચના બાદ પંચસંગહ રચાયાનું માનવું યુક્તિયુક્ત ગણાય. વિશેષમાં આ માન્યતાના ઉપર આધાર રાખી હું પંચસંગહનો રચનાસમય આ બંને કૃતિથી આશરે બસો વર્ષ જેટલો તો અર્વાચીન માનવા લલચાઉં છું.

---

૧. જિ. ર. કો. (વિ. ૧, પૃ. ૨૨૯)માં 'નવ હજાર'નો ઉલ્લેખ છે.
૨. જુઓ પૃ. ૫૨, ટિ. ૬.

પ્રાચીન કર્મગ્રંથકારથી જો ગર્ગર્ષિ, જિનવલ્લભગણિ, શિવશર્મસૂરિ, કમ્મત્થયના કર્તા અને બંધસામિત્તના પ્રણેતા પણ અભિપ્રેત હોય તો તે વાત ઇષ્ટ નથી, કેમકે જિનવલ્લભગણિનો સમય વિક્રમની બારમી સદી છે અને આ પૂર્વે તો ચન્દ્રર્ષિ થયા જ હોવા જોઇએ. ગર્ગર્ષિનો સમય વિક્રમની દસમી સદી મનાય છે તો એમની કૃતિ નામે કમ્મવિવાગનો પંચસંગહની રચનામાં ઉપયોગ થયો હોય એ વાત માનતાં ખંચાવું પડે, કેમકે દસમી સદીની કૃતિની મહત્તા વગેરે જણાતાં અને સ્વીકારાતાં એકાદ સદી તો વહી જાય ને? અને જો એમ જ હોય તો પંચસંગહ વિક્રમની ૧૧ મી સદીની કૃતિ ગણાય. બંધસયગની વાત આથી જુદી છે કેમકે એની રચના તો વિક્રમની પાંચમી સદી જેટલી તો પ્રાચીન મનાય છે જ. બીજા બે કર્મગ્રંથો નામે કમ્મત્થય અને બંધસામિત્તના કર્તાનાં નામ કે એમના સમય વિષે આપણે જ્યાં સુધી અજ્ઞાત છીએ ત્યાં સુધી એનો વિચાર શા કામનો?

આ સંબંધમાં પુણ્યવિજયજીનો આમુખ તપાસીએ તે પૂર્વે એ નોંધીશ કે "પાંચ કર્મગ્રંથ આદિ" એ ઉલ્લેખગત 'આદિ' થી નિવેદનકારને શું અભિપ્રેત છે તે જાણવું બાકી રહે છે.

પુણ્યવિજયજીના મતે ચન્દ્રર્ષિ વિક્રમના નવમા–દસમા સૈકામાં થયા છે. આના કારણ તરીકે તેમણે કહ્યું છે કે ગર્ગર્ષિ, સિદ્ધર્ષિ, પાર્શ્વર્ષિ, ચન્દ્રર્ષિ આદિ 'ઋષિ'શબ્દાન્ત નામો મોટે ભાગે નવમી–દસમી સદીમાં વધારે પ્રચલિત હતાં. વિશેષમાં એમણે નીચે મુજબ ઉમેરરૂપે કહ્યું છે:–

એ જમાનામાં 'મહત્તર' પદ પણ ચાલુ હતું એટલે ચંદ્રર્ષિ મહત્તરના ઉપર જણાવેલ સત્તાસમય માટે ખાસ કોઇ બાધ આવતો નથી. ઉપમિતિભવપ્રપંચાકથાના પ્રણેતા આચાર્ય શ્રીસિદ્ધર્ષિના ગુરુ ગર્ગર્ષિના પ્રગુરુ દેલ્લમહત્તર 'મહત્તર' પદથી વિભૂષિત હતા."

એમની આ દલીલ કેટલી વજુદવાળી છે એ કહેવાની હું જરૂર જોતો નથી. આથી એ વાત બાજુએ રાખી પંચસંગહના સમય વિષે હું અન્ય દૃષ્ટિકોણથી વિચાર કરું છું:

જે કસાયપાહુડનો પંચસંગહમાં ઉપયોગ કરાયો છે તે જો નિર્વિવાદપણે શ્વે. જ કૃતિ હોય તો એ કૃતિ ક્યારથી મળતી નથી તેમ જ એમાંથી કોઈ અવતરણ અન્યત્ર અપાયું છે કે કેમ એ બાબતનો નિર્ણય પંચસંગહના સમય પરત્વે પ્રકાશ પાડી શકે. દિગંબરોની કેટલીક કૃતિઓનાં નામ શ્વેતાંબરોની કૃતિને મળતાં આવે છે એટલું જ નહિ પણ એને આધારે યોજાયાં હોય એમ લાગે છે.[1] દિગંબર ગ્રંથકારો પૈકી નેમિચન્દ્રની પાઇય કૃતિ પંચસંગહના નામે અને અમિતગતિ, ધડ્ઢ કે ડડ્ઢ અને એક [2]અજ્ઞાતકર્તૃક સંસ્કૃત કૃતિ પંચસંગ્રહના નામે ઓળખાવાય છે અને શું આ કૃતિઓનાં નામ શ્વે. પંચસંગહ ઉપરથી યોજાયાં હશે? પંચસંગહપગરણ (દાર ૨, ગા. ૧૬૭)ની સ્વોપજ્ઞ મનાતી વૃત્તિ (પત્ર ૩૨આ–૩૩આ)માં જે પાઇયમાં દસ પદ્યો અવતરણરૂપે અપાયાં છે તે કયા ગ્રંથનાં છે તે જણાય તો ચંદ્રર્ષિનો સમય નક્કી કરવામાં એ સહાયક બને.

પંચસંગહપગરણ ઉપર મલયગિરિસૂરિની ટીકા છે એટલે આ ટીકાકારના સમય કરતાં એક સદી જેટલી તો આ કૃતિ પ્રાચીન સહજ હોવી જોઈએ.

પવયણસારુદ્ધાર ઉપર સિદ્ધસેનસૂરિએ વિ. સં. ૧૨૪૮ કે ૧૨૭૮માં સંસ્કૃતમાં વૃત્તિ રચી છે. એના ૩૨૪મા પત્રમાં આ સૂરિએ વિકલેન્દ્રિયોની કાયસ્થિતિ સંખ્યાત વર્ષસહસ્ર છે એ દર્શાવતી વેળા પંચસંગહના ઉલ્લેખપૂર્વક નિમ્નલિખિત અવતરણ આપ્યું છે:—

---

૧ વિશેષ માટે જુઓ મારો લેખ "કર્મવિપાક [illegible] નામસામ્ય". આ લેખ "જૈ૦ ધ૦ પ્ર૦" (પુ. ૬૬, અં. ૯)માં છપાયો છે.

૨ આ લેખક ધવલાના કર્તા પછી થયા હોય એમ લાગે છે.

"विगलाण य वाससहस्सं संखेज्ज"

પવયણસારુદ્ધાર (ગા. ૧૩૧૨)ની વૃત્તિમાં આ ૧૩૧૨મી ગાથા પ્રજ્ઞાપના, પંચસંગ્રહ, જીવસમાસ ઇત્યાદિ શાસ્ત્રાંતર સાથે વિસંવાદી છે એમ કહ્યું છે.

[1]શીલાંકસૂરિએ આયાર (સુય. ૧, અ. ૨, ઉ, ૧; સુત્ત ૬૩)ની ટીકા (પત્ર [2]૯૩અમાં) અવતરણરૂપે નીચે મુજબની ગાથા આપી છે—

"अद्धा जोगुक्कोसे बंधित्ता भोगभूमिएसु लहुं ।
सव्वप्पजीवियं वज्जइत्तु उवट्टिया दोण्हं ॥"

આ ગાથા કમ્મપયડિસંગહણીમાં ૪૦૨ મી ગાથા તરીકે અને પંચસંગહપગરણમાં ૩૨૩ મી ગાથારૂપે જોવાય છે. આમ બે ગ્રંથો વચ્ચે ગાથાનું સામ્ય છે. આ હકીકત કમ્મપયડિસંગહણીનો પંચસંગહમાં સમાવેશ થયાની માન્યતાનું સમર્થન કરે છે. જો શીલાંકસૂરિએ પંચસંગહપગરણમાંથી જ અવતરણ આપ્યું હોય તો પંચસંગહપગરણ વિક્રમની સાતમી સદી જેટલી તો પ્રાચીન કૃતિ છે એમ માનવાનું કારણ મળે.

દીપક—ખંભાતના શાંતિનાથના ભંડારમાં વા(? રા)મદેવની ૨૫૦૦ શ્લોકપ્રમાણક દીપક નામની પંચસંગહ ઉપર વૃત્તિ હોવાની

---

૧ જિનદત્તસૂરિએ ગણહરસદ્ધસયગ (ગા. ૬૦)માં શીલાંકસૂરિની સ્તુતિ કરી છે. ત્યાર બાદ એમણે દેવસૂરિ, નેમિચન્દ્ર, ઉદ્દ્યોતનસૂરિ, વર્ધમાનસૂરિ, જિનેશ્વરસૂરિ, બુદ્ધિસાગરસૂરિ, જિનભદ્ર, જિનચન્દ્ર અને અભયદેવસૂરિનું ગુણોત્કીર્તન કર્યું છે. આ જો ક્રમસર હોય તો અભયદેવસૂરિ કરતાં દોઢેક સૈકા જેટલા તો શીલાંકસૂરિ પ્રાચીન ઠરે. અભયદેવસૂરિએ આયાર અને સૂયગડની ટીકા રચી નથી એ પણ શીલાંકસૂરિ પૂર્વવર્તી હોવાના અનુમાનને સમર્થિત કરે છે.

૨. આ પત્રાંક 'સિદ્ધચક્ર સાહિત્ય પ્રકાશન સમિતિ"ની આવૃત્તિ અનુસાર છે.

નોંધ ગળે છે. વિશેષમાં એ વિક્રમની બારમી સદીની કૃતિ હોવાનું મનાય છે. આ વૃત્તિ પુણ્યવિજયજીએ જોઈ નથી તેમ છતાં આમુખ (પૃ. ૫)માં એમણે નીચે મુજબ વિધાન કર્યું છે:—

"સ્વોપજ્ઞ ટીકા અને મલયગિરિકૃત ટીકાની કક્ષાથી એ હેઠળ જ હશે અથવા આ ટીકાઓને અનુસરીને જ એ સંક્ષિપ્ત કૃતિ બની હશે."

મેં દીપકનાં દર્શન કર્યાં નથી છતાં એના રચના-સમય વિષેનો ઉલ્લેખ વિચારતાં આ દીપક ઉપલબ્ધ હોય તો તેનું સમુચિત રીતે પ્રકાશન થવું ઘટે એવું મારું નમ્ર મંતવ્ય છે. વળી એમાં જે જે ગ્રંથની સાક્ષી અપાઈ હોય તે તે ગ્રંથોનો નિર્દેશ થવો ઘટે. આ દીપક સંક્ષિપ્ત હોવા છતાં એમાં કસાયપાહુડ જેવાનો ઉલ્લેખ કદાચ મળી પણ આવે.

**અન્ય વિવરણો**—ઉપર જે ત્રણ ટીકાઓ ગણાવાઈ છે એ ઉપરાંત કોઈ પ્રાચીન વિવરણ હોય એમ જણાતું નથી.

**છાયા**—પંચસંગહપગરણની સંસ્કૃતમાં છાયા છપાવાઈ છે. જુઓ પૃ. ૫૭.

**અનુવાદ**—પંચસંગહનો અને એની મલયગિરિસૂરિકૃત ટીકાનો ગુજરાતી અનુવાદ હીરાલાલ દે. શાહે કર્યો છે અને એ છપાવાયો છે. જુઓ પૃ. ૫૭.

* * *

## પ્રકરણ ૬ : [1]ચાર પ્રાચીન કર્મગ્રંથો

સંજ્ઞા—કર્મસિદ્ધાન્ત સંબંધી જે શ્વે૦ સાહિત્ય મળે છે તેમાંની કેટલીક સ્વતંત્ર કૃતિઓને 'કર્મગ્રંથ' તરીકે ઓળખાવાય છે. દેવેન્દ્રસૂરિએ પાંચ કર્મગ્રંથો રચ્યા તે નવ્ય કર્મગ્રંથો તરીકે

---

૧. આ ચારે કર્મગ્રંથો "सटीकाश्चत्वारः प्राचीनाः कर्मग्रन्थाः"ના નામથી ભાવનગરથી "જૈ૦ આ૦ સ૦" તરફથી જે નિમ્નલિખિત કૃતિઓ પત્રાકારે એક પુસ્તકરૂપે વિ. સં. ૧૯૭૨માં પ્રકાશિત કરાઇ છે તેમાં અપાયા છે :–

(૧) ગર્ગ ઋષિકૃત કમ્મવિવાગ અને એનાં બે નીચે મુજબનાં વિવરણો (પત્ર ૧અ–૬૮આ).

(અ) પ્રાચીન સંસ્કૃત વ્યાખ્યા કે જેનો પ્રારંભ "रागादिवर्गहन्तारं"થી શરૂ થતાં પાંચ પદ્યોથી કરાયો છે.

(આ) પરમાનંદસૂરિકૃત વૃત્તિ.

(૨) કમ્મત્થય અને ગોવિન્દગણિકૃત ટીકા (પત્ર ૬૯અ–૯૭આ).

(૩) બન્ધસામિત્ત અને એની નીચે મુજબની હરિભદ્રસૂરિકૃત સંસ્કૃત વૃત્તિકા (પત્ર ૯૮અ–૧૧૬અ).

આના પ્રારંભમાં એક પદ્ય છે અને અંતમાંની પ્રશસ્તિનાં પાંચ જ પદ્યો અપાયાં છે અને એ બધાં અપૂર્ણ છે. ચોથા પદ્યમાં કહ્યું છે તેમ પ્રાક્તન ટિપ્પનક જોઈને આ વૃત્તિકા રચાઈ છે.

(૪) છાસીઈ અને એનાં નીચે પ્રમાણેનાં બે સંસ્કૃત વિવરણો (પત્ર ૧૧૭અ–૨૦૩આ):

(અ) હરિભદ્રસૂરિકૃત વિવૃતિ. આનું પરિમાણ ૮૮૫ શ્લોક જેવડું છે.

(આ) મલયગિરિસૂરિકૃત વૃત્તિ.

(૫) ઉપર્યુક્ત ચારે કર્મગ્રંથ (મૂળ) (પત્ર ૧અ–૧૭અ).

(૬–૭) કમ્મત્થયનું ૩૨ ગાથાનું ભાસ (પત્ર ૧૭આ–૧૮આ). આમાં જ કમ્મત્થય ઉપરનું ૨૩ કે ૨૪ ગાથાનું અન્ય ભાસ ગૂંથી લેવાયું છે.

(૮) છાસીઈનું ૩૮ ગાથાનું ભાસ (પત્ર ૧૯આ–૨૧અ).

પ્રસ્તાવનામાં શ્વે. કૃતિઓ અને એનાં વિવરણોને અંગે કોષ્ટક અપાયું છે. તેમાં ગ્રંથનાં નામ અને એના કર્તા, પરિમાણ તથા રચનાસમયનો ઉલ્લેખ છે.

ઓળખાવાનું શરૂ થયું ત્યારથી કે થોડાક સમય બાદ એ પૂર્વે રચાયેલા સમાનનામક કર્મગ્રંથોને 'પ્રાચીન કર્મગ્રંથ' તેમ જ 'બૃહત્-કર્મગ્રંથ' સંજ્ઞા અપાઈ.

**સંખ્યા**—પ્રાચીન કર્મગ્રંથોની સંખ્યા સંબંધમાં એકવાક્યતા નથી. સામાન્ય રીતે ચાર અથવા છનો ઉલ્લેખ કરાય છે. જિ૦ ર૦ કો૦ (વિ૦ ૧, પૃ. ૬૯)માં પાંચનો પણ નિર્દેશ છે. તેમ કરતી વેળા ઉપર્યુક્ત ચાર કર્મગ્રંથો ઉપરાંત શિવશર્મસૂરિકૃત શતકનો ઉલ્લેખ કરાયો છે. ચાર કર્મગ્રંથો તરીકે નિમ્નલિખિત કૃતિઓ ગણાવાય છે :–

(૧) ગર્ગ ઋષિકૃત કમ્મવિવાગ (કર્મવિપાક).

(૨) અજ્ઞાતકર્તૃક કમ્મત્થય (કર્મસ્તવ) યાને બંધુદયસંતજુત્તથય (બન્ધોદયસદ્યુક્તસ્તવ).

(૩) અજ્ઞાતકર્તૃક બંધસામિત્ત (બન્ધસ્વામિત્વ).

(૪) જિનવલ્લભગણિકૃત છાસીઇ (ષડશીતિ) યાને આગમિકવત્થુવિયાર (આગમિકવસ્તુવિચાર) :

૭ કર્મગ્રંથો ગણાવનાર આ ચાર ઉપરાંત બન્ધસયગ અને અજ્ઞાતકર્તૃક સત્તરિયાનો નિર્દેશ કરે છે.

આ ૭ કર્મગ્રંથો પૈકી પ્રથમને દેવેન્દ્રસૂરિએ પોતાના નવ્ય કમ્મવિવાગ (ગા. ૯)ની સ્વોપજ્ઞ વૃત્તિ (પૃ. ૨૬)માં 'બૃહત્કર્મવિપાક' નામ આપ્યું છે. ગા. ૪૨ની સ્વોપજ્ઞ વૃત્તિ (પૃ. ૫૩)માં પણ આ જ નામ આપી એમણે એમાંથી અવતરણો આપ્યાં છે

બીજા કર્મગ્રંથનો 'બૃહત્કર્મસ્તવ' તરીકે ઉલ્લેખ આ સૂરિએ કમ્મત્થય (ગા. ૧૪)ની સ્વોપજ્ઞ વૃત્તિ (પૃ. [1]૮૫)માં કર્યો છે જ્યારે ગા. ૨૬ની સ્વોપજ્ઞ વૃત્તિ (પૃ. [2]૯૨)માં 'બૃહત્કર્મસ્તવસત્ક' તરીકે ઉલ્લેખ છે.

---

૧-૨. આ બંને સ્થળે બૃહત્કર્મસ્તવ-ભાષ્યનો ઉલ્લેખ છે અને એ ભાષ્ય-અવતરણ અપાયું છે.

દેવેન્દ્રસૂરિકૃત બંધસામિત્તની પ્રથમ ગાથાની અવચૂરિ (પૃ. ૯૮)-માં 'બૃહદ્બંધસ્વામિત્વ' નામ છે એવી રીતે આ કર્મગ્રંથની ચોવીસમી ગાથાની અવચૂરિ (પૃ. ૧૨૧)માં પણ આ જ નામ છે.

દેવેન્દ્રસૂરિકૃત સયગ (ગા. ૫૨)ની સ્વોપજ્ઞ વૃત્તિ (પૃ. ૫૦)માં શિવશર્મસૂરિકૃત સયગને 'બૃહચ્છતક' કહેલ છે. પૃ ૧૦૬માં અને પૃ. ૧૩૬માં પણ એમ જ છે.

છંદ—આ કર્મગ્રંથો 'આર્યા' છંદમાં રચાયા છે

ભાષા—પ્રાચીન છ યે કર્મગ્રંથો જ. મ.માં રચાયા છે.

## (૧) કમ્મવિવાગ અને એનાં વિવરણો

આ કમ્મવિવાગમાં ૧૬૮ ગાથા છે. એના પ્રણેતા [૧]ગર્ગ ઋષિ તે કોણ તે જાણવામાં નથી. એઓ વિક્રમની દસમી સદીમાં થઈ ગયા હશે એમ કેટલાક માને છે.[૨]

પ્રથમ ગાથામાં કર્મરૂપ કલંકથી મુક્ત અને કર્મના બોધને વિષે કુશળ વીરને (મહાવીરસ્વામીને) વંદન કરી કમ્મવિવાગ કહેવાની પ્રતિજ્ઞા કરાઈ છે. બીજી ગાથામાં કમ્મ(કર્મ)નું લક્ષણ અપાયું છે. ત્રીજીમાં એના મોદકના દૃષ્ટાંતપૂર્વક પ્રકૃતિ વગેરે ચાર પ્રકારો અને ચોથીમાં મૂળ પ્રકૃતિની આઠની અને ઉત્તર પ્રકૃતિની ૧૪૮ની સંખ્યા વિષે ઉલ્લેખ છે. ત્યાર બાદ આઠ મૂળ પ્રકૃતિઓનાં નામ તેમ જ દરેકની ઉત્તર પ્રકૃતિઓની સંખ્યા, આઠ મૂળ પ્રકૃતિઓને અંગે પટ, પ્રતિહાર ઇત્યાદિની ઉપમા અને તેની સમજુતી, જ્ઞાનના પાંચ પ્રકારો અને એ પૈકી પહેલા ચારના ઉપપ્રકારો, દર્શનાવરણાદિની ઉત્તર પ્રકૃતિઓનાં નામ અને એના વિપાકો અને તેમાં

---

૧. ઉપમિતિભવપ્રપંચાકથાના પ્રણેતા સિદ્ધર્ષિએ જે ગર્ગર્ષિનો ઉલ્લેખ કર્યો છે તેઓ તો આ નહિ હોય?

૨. જુઓ "चत्वारः कर्मग्रन्थाः" (પરિશિષ્ટ ૬, પૃ. ૧૭).

પણ નામકર્મની ૯૩ તેમ જ ૧૦૩ ઉત્તર પ્રકૃતિઓની ગણના એમ વિવિધ બાબતોનું નિરૂપણ છે ૧૬૭મી ગાથામાં કર્તાનું 'ગર્ગર્ષિ' નામ છે અને ૧૬૮મી ગાથામાં પ્રસ્તુત કૃતિની ૧૬૬ ગાથા હોવાનો ઉલ્લેખ છે. આ જે બે ગાથાઓનો ફરક છે તેને અંગે પરમાનંદસૂરિએ કહ્યું છે કે પહેલી ગાથામાં નમસ્કાર કરાયો છે અને છેલ્લીમાં આ પ્રકરણનું પરિમાણ દર્શાવાયું છે એટલે વિષયના નિરૂપણ પૂરતી તો ૧૬૬ (૧૬૮–૨) ગાથા છે.

## વિવરણાત્મક સાહિત્ય

(૧) **ભાસ**—કોઈએ આ ભાસ રચ્યું છે. એમાંથી કેટલાંક અવતરણો દેવેન્દ્રસૂરિએ પોતાના કર્મગ્રંથોની સ્વોપજ્ઞ વૃત્તિમાં આપ્યાં છે.

(૨) **વૃત્તિ**—પરમાનંદસૂરિએ ૯૬૦ શ્લોક જેવડી સંસ્કૃતમાં આ રચી છે આ પરમાનંદ શાંતિસૂરિના શિષ્ય અભયદેવના શિષ્ય થાય છે. એઓ વિ. સં. ૧૨૨૧માં વિદ્યમાન હતા.

(૩) **ટીકા**—મલયગિરિસૂરિએ આ રચી છે એમ જિ. ૨૦. કો. (વિ. ૧, પૃ. ૭૨)માં ઉલ્લેખ છે.

(૪) **વૃત્તિકા**—આ જિનદેવના શિષ્ય હરિભદ્રે રચી છે.

(૫) **વ્યાખ્યા**—આ અજ્ઞાતકર્તૃક વ્યાખ્યા ૧૦૦૦ શ્લોક જેવડી છે. એ વિક્રમની ૧૨મી–૧૩મી સદીની રચના હોવાનો સંભવ છે.

(૬) **ટીકા**—આ અજ્ઞાતકર્તૃક ટીકાનો પ્રારંભ 'રાગાદિવર્ગહન્તાર'થી કરાયો છે એની એક હાથપોથી વિ. સં. ૧૨૭૫માં અને બીજી વિ. સં. ૧૨૯૫માં લખાયેલી છે.

(૭) **ટીકા**—આના કર્તાનું નામ જાણવામાં નથી આની એક હાથપોથી જેસલમેરના ભંડારમાં છે.

(૮) [1]રિષ્પણુક—આ ઉદયપ્રભસૂરિએ રચ્યું છે. એનું પરિમાણ ૪૨૦ શ્લોક જેવડું છે. એની એક હાથપોથી અહીંના—સુરતમાંના "જૈનાનંદ પુસ્તકાલય"માં છે. આ ઉદયપ્રભસૂરિનો સમય વિક્રમની તેરમી સદી હોવાનું મનાય છે.

## (૨) કમ્મત્થય અને એનાં વિવરણો

**ગાથાની સંખ્યા**—આ [2]અજ્ઞાતકર્તૃક કમ્મત્થયમાં ૫૭ ગાથા છે. ચૌદ ગુણસ્થાનનાં નામ દર્શાવનારી જે બે ગાથા સ્વતંત્ર રૂપે અંતમાં છપાયેલી મૂળ કૃતિમાં જોવાય છે તેના ઉપર દેવનાગના શિષ્ય ગોવિંદગણિએ ટીકા રચી નથી પરંતુ એ વિનાની કૃતિમાંની બીજી ગાથામાં ૧૪ ગુણસ્થાનોનાં નામ દર્શાવ્યાં છે એટલે આ ટીકાની અપેક્ષાએ ૫૫ ગાથા છે.

**વિષય**—પહેલી ગાથામાં બન્ધ, ઉદય અને સત(સત્તા)થી યુક્ત સ્તવ કહેવાની પ્રતિજ્ઞા કરાઇ છે. ત્યાર બાદ મિથ્યાદષ્ટિ વગેરે ચૌદ ગુણસ્થાનોમાં શેમાં શેમાં કેટલી પ્રકૃતિઓનો બંધ ન હોય, કેટલીનો ઉદય ન હોય કેટલીની ઉદીરણા ન હોય અને કેટલીની સત્તા ન હોય એમ બંધાદિને અંગે સંખ્યા દર્શાવી તે સંખ્યા પ્રમાણેની પ્રકૃતિનાં નામ અપાયાં છે. આઠમી ગાથામાં સત્તાને યોગ્ય પ્રકૃતિઓનો ક્ષય કરનાર તીર્થંકરને નમન કરાયું છે. સત્તાનો ક્ષય થતાં બંધ, ઉદય અને ઉદીરણાનો ક્ષય થઇ જ જાય છે. અંતિમ ગાથામાં તીર્થંકર પાસે કેવલજ્ઞાન, દર્શનની શુદ્ધિ અને સમાધિની પ્રાપ્તિ માટે ગ્રંથકારે પ્રાર્થના કરી છે.

---

૧ શું આના આધારે હરિભદ્રે વૃત્તિકા રચી છે?

૨. જિ. ર. કો. (વિ. ૧, પૃ. ૭૩)માં પ્રસ્તુત કૃતિ જિનવલ્લભે રચ્યાનો ઉલ્લેખ છે તે વિચારણીય છે.

## વિવરણાત્મક સાહિત્ય

(૧) ટીકા—આ દેવનાગના શિષ્ય [1]ગોવિંદગણિએ રચી છે. એ ૧૦૯૦ શ્લોક જેવડી છે. એની એક હાથપોથી વિ. સં. ૧૨૧૮-માં લખાયેલી છે. લીંબડીના ભંડારની એક હાથપોથી તેજેરાજે વિ. સં. ૧૫૩૩માં સુધારી હતી. પ્રસ્તુત ટીકાના પ્રારંભમાં તેમ જ અંતમાં ગોવિન્દગણિએ મૂળ કૃતિનો 'કર્મસ્તવ' તરીકે ઉલ્લેખ કર્યો છે.

(૨) ભાસ—આ અજ્ઞાતકર્તૃક [2]ભાસમાં ૨૫ ગાથા છે. "चत्वारः कर्मग्रन्थाः"માં ૨૪ ગાથાના એક ભાસની નોંધ છે તે આ જ હશે.

(૩) ભાસ—આ ૩૨ ગાથાની કોઈકની રચના છે.

(૪) ભાસ—આ મહેન્દ્રસૂરિની કૃતિ છે. એમાં ૭૦ ગાથા છે.

(૫) ટીકા—આ જિનદેવના શિષ્ય હરિભદ્રે સંસ્કૃતમાં રચી છે.

(૬) ટિપ્પણ—આ ૨૯૨ શ્લોક જેવડું સંસ્કૃત ટિપ્પણ ઉદયપ્રભસૂરિએ રચ્યું છે. એમણે કમ્મવિવાગ તેમ જ દેવેન્દ્રસૂરિકૃત સયગ ઉપર પણ એકેક ટિપ્પણ રચ્યું છે,

(૭) વિવરણ—આ કમલસંયમ ઉપાધ્યાયે વિ.સં. ૧૪૫૯માં સંસ્કૃતમાં રચ્યું છે. એની વિ. સં. ૧૫૩૪માં લખાયેલી એક હાથપોથી જેસલમેરના ભંડારમાં છે.

(૮) ચૂર્ણિ (? અવચૂર્ણિ)—આના કર્તાનું નામ જાણવામાં નથી.

---

૧. એમના 'શ્વેતપટાચાર્ય' વિશેષણને બદલે 'શ્વેતપટાર્યશ્રી' પાઠાંતર મળે છે.

૨ આ ભાસ આ જ કૃતિનું છે કે દેવેન્દ્રસૂરિકૃત કમ્મત્થયનું એ મતલબનો પ્રશ્ન જિ. ર. કો. (વિ. ૧, પૃ. ૭૩)માં ઉઠાવાયો છે.

ગાથા છે. ૮૬ ગાથાવાળી પ્રકાશિત આવૃત્તિમાંની બીજી ગાથામાં વિષયનો નિર્દેશ કરાયો છે. ત્રીજી ગાથામાં ચૌદ જીવસ્થાનોનાં, બારમીમાં ચૌદ માર્ગણાસ્થાનોનાં અને છવ્વીસમી ગાથામાં ચૌદ ગુણસ્થાનોનાં નામ દર્શાવાયાં છે જીવસ્થાનોને ઉદ્દેશીને (૧) ગુણસ્થાનક, (૨) યોગ, (૩) ઉપયોગ, (૪) લેશ્યા, (૫) કર્મબંધ, (૬) ઉદય, (૭) ઉદીરણા અને (૮) સત્તા એમ આઠનો વિચાર કરાયો છે. માર્ગણાસ્થાનોને અંગે (૧) જીવસ્થાનક, (૨) ગુણસ્થાનક, (૩) યોગ, (૪) ઉપયોગ, (૫) લેશ્યા અને (૬) અલ્પબહુત્વ એમ ૭ વિચારાયાં છે. ગુણસ્થાનકોને લક્ષીને (૧) જીવસ્થાનક, (૨) યોગ, (૩) ઉપયોગ, (૪) લેશ્યા, (૫) બંધનો હેતુ, (૬) બંધ, (૭) ઉદય, (૮) ઉદીરણા, (૯) સત્તા અને (૧૦) અલ્પબહુત્વ એમ દસ બાબતો વિચારાઈ છે.

## વિવરણાત્મક સાહિત્ય

(૧) ટીકા—જિ. ર. કો. (વિ. ૧, પૃ. ૨૧)માં આ જિનવલ્લભગણિએ રચ્યાનું કહ્યું છે તે વિચારણીય છે.

(૨) ટીકા—આ ૭૫૦ શ્લોક જેવડી પાઇય ટીકા (વૃત્તિ) વિ. સં. ૧૧૭૩માં રામદેવે રચી છે. એઓ કર્તાના—જિનવલ્લભગણિના શિષ્ય થાય છે. આની એક હાથપોથી વિ સં. [1]૧૨૪૬માં કાગળ ઉપર લખાયેલી છે.

(૩) ભાસ—આમાં ૨૩ ગાથા છે.

(૪) ભાસ—આમાં ૩૮ ગાથા છે.

(૫) વૃત્તિ—ઉપર્યુક્ત હરિભદ્રસૂરિએ આ ૮૫૦ શ્લોક જેવડી વૃત્તિ અણહિલપુરપાટણમાં વિ. સં. ૧૧૭૨માં સંસ્કૃતમાં રચી છે. એમાં એમણે મૂળ કૃતિને "આગમિકવસ્તુવિચારસારપ્રકરણ" કહી છે.

(૬) વૃત્તિ—આ [2]૨૧૪૦ શ્લોક જેવડી સંસ્કૃત વૃત્તિ મલયગિરિસૂરિએ રચી છે. એમાં એમણે મૂળ કૃતિને 'ષડશીતિ' કહી છે

૧. આના કરતાં કાગળ ઉપર કોઈ હાથપોથી વહેલી લખાયેલી મળે છે ખરી?
૨. જિ. ર. કો. (વિ. ૧, પૃ. ૨૧)માં ૨૪૧૦નો ઉલ્લેખ છે.

## (૩) બન્ધસામિત્ત અને એનાં વિવરણો

આ બન્ધસામિત્તમાં ૫૪ ગાથા છે. પહેલી ગાથામાં ગતિ વગેરે સ્થાનોના પ્રરૂપક વર્ધમાન(સ્વામી)ને વંદન કરી 'બન્ધસ્વામિત્વ' કહેવાની પ્રતિજ્ઞા કરાઈ છે. બીજી ગાથામાં ગતિ, ઇન્દ્રિય, કાય, યોગ, વેદ, કષાય, જ્ઞાન, સંયમ, દર્શન, લેશ્યા, ભવ્ય, સમ્યક્ત્વ, સંજ્ઞા અને આહાર એ ચૌદ માર્ગણાનો નિર્દેશ છે. ત્યાર બાદ આ દરેક માર્ગણાને આશ્રીને સામાન્યથી તેમ જ વિશેષથી બંધસ્વામિત્વનું નિરૂપણ છે. કઈ કઈ ગતિમાં કેટલાં કેટલાં ગુણસ્થાનો છે તેમ જ કેટલાં કેટલાં જીવસ્થાનો છે તે ત્રીજી ગાથામાં દર્શાવાયું છે. અંતિમ ગાથામાં [1] કમ્મત્થય સાંભળીને આ બંધસામિત્ત જાણવું એમ કહ્યું છે.

### વિવરણાત્મક સાહિત્ય

(૧) **ટિપ્પનક**—આ અજ્ઞાતકર્તૃક પ્રાચીન ટિપ્પનકના આધારે હરિભદ્રસૂરિએ વૃત્તિકા રચી છે.

(૨) **વૃત્તિકા**—આ જિનદેવના શિષ્ય હરિભદ્રસૂરિએ વિ. સં. ૧૧૭૨માં સંસ્કૃતમાં રચી છે. એનું પરિમાણ ૫૬૦ શ્લોક જેવડું છે. ત્રીજી ગાથાની વૃત્તિકામાં મૂળ તેમ જ ઉત્તર પ્રકૃતિઓને લગતી વીસ ગાથાઓ ઉદ્ધૃત કરાઈ છે એ કઈ કૃતિની છે તે જાણવું બાકી રહે છે.

(૩) **ટીકા**—આ અજ્ઞાતકર્તૃક છે.

## (૪) છાસીઈ અને એનાં વિવરણો

આ છાસીઈ ૮૬ ગાથાની કૃતિ છે અને એ જિનવલ્લભગણિએ રચી છે. આની ભાં. પ્રા. સં. મં.માં એક તાડપત્રીય પ્રતિ છે. અન્યત્ર ૯૪

---

૧. આથી કઈ કૃતિ અભિપ્રેત છે તે જાણવાનું બાકી રહે છે. ગમે તેમ પણ બંધસ્વામિત્વના બોધ માટે કર્મસ્તવનો બોધ આવશ્યક છે એ વાત આ દ્વારા ફલિત થાય છે.

ગાથા છે. ૮૬ ગાથાવાળી પ્રકાશિત આવૃત્તિમાંની બીજી ગાથામાં વિષયનો નિર્દેશ કરાયો છે. ત્રીજી ગાથામાં ચૌદ જીવસ્થાનોનાં, બારમીમાં ચૌદ માર્ગણાસ્થાનોનાં અને છત્રીસમી ગાથામાં ચૌદ ગુણસ્થાનોનાં નામ દર્શાવ્યાં છે જીવસ્થાનોને ઉદ્દેશીને (૧) ગુણસ્થાનક, (૨) યોગ, (૩) ઉપયોગ, (૪) લેશ્યા, (૫) કર્મબંધ, (૬) ઉદય, (૭) ઉદીરણા અને (૮) સત્તા એમ આઠનો વિચાર કરાયો છે. માર્ગણાસ્થાનોને અંગે (૧) જીવસ્થાનક, (૨) ગુણસ્થાનક, (૩) યોગ, (૪) ઉપયોગ, (૫) લેશ્યા અને (૬) અલ્પબહુત્વ એમ છ વિચારાયાં છે. ગુણસ્થાનકોને લક્ષીને (૧) જીવસ્થાનક, (૨) યોગ, (૩) ઉપયોગ, (૪) લેશ્યા, (૫) બંધનો હેતુ, (૬) બંધ, (૭) ઉદય, (૮) ઉદીરણા, (૯) સત્તા અને (૧૦) અલ્પબહુત્વ એમ દસ બાબતો વિચારાઈ છે.

## વિવરણાત્મક સાહિત્ય

(૧) **ટીકા**—જિ. ર. કો. (વિ. ૧, પૃ. ૨૧)માં આ જિનવલ્લભગણિએ રચ્યાનું કહ્યું છે તે વિચારણીય છે.

(૨) **ટીકા**—આ ૭૫૦ શ્લોક જેવડી પાઇય ટીકા (વૃત્તિ) વિ. સં. ૧૧૭૩માં રામદેવે રચી છે. એઓ કર્તાના—જિનવલ્લભગણિના શિષ્ય થાય છે. આની એક હાથપોથી વિ સં. [1]૧૨૪૬માં કાગળ ઉપર લખાયેલી છે.

(૩) **ભાસ**—આમાં ૨૩ ગાથા છે.

(૪) **ભાસ**—આમાં ૩૮ ગાથા છે.

(૫) **વૃત્તિ**—ઉપર્યુક્ત હરિભદ્રસૂરિએ આ ૮૫૦ શ્લોક જેવડી વૃત્તિ અણહિલપુરપાટણમાં વિ. સં. ૧૧૭૨માં સંસ્કૃતમાં રચી છે. એમાં એમણે મૂળ કૃતિને "આગમિકવસ્તુવિચારસારપ્રકરણ" કહી છે.

(૬) **વૃત્તિ**—આ [2]૨૧૪૦ શ્લોક જેવડી સંસ્કૃત વૃત્તિ મલયગિરિસૂરિએ રચી છે. એમાં એમણે મૂળ કૃતિને 'ષડશીતિ' કહી છે

---

૧. આના કરતાં કાગળ ઉપર કોઇ હાથપોથી વહેલી લખાયેલી મળે છે ખરી?

૨. જિ. ર. કો. (વિ. ૧, પૃ. ૨૧)માં ૨૪૧૦નો ઉલ્લેખ છે.

(૭) વૃત્તિ—આ ૧૬૩૦ કે ૧૬૭૨ શ્લોક જેવડી સંસ્કૃત વૃત્તિ વિક્રમની ૧૨મી સદીમાં યશોભદ્રસૂરિએ રચી છે. આ સૂરિ ધનેશ્વરના શિષ્ય ધર્મસૂરિના શિષ્ય થાય છે.

(૮) વિવરણ—આ મેરુવાચકે રચ્યું છે.

(૯) ટીકા—"आगमिकवस्तु"થી શરૂ થતી આ અજ્ઞાતકર્તૃક રચના છે.

(૧૦) અવચૂરિ—આ ૭૦૦ શ્લોક જેવડી અવચૂરિના કર્તાનું નામ જાણવામાં નથી.

(૧૧) ઉદ્ધાર—આ કોઈકની ૧૫૦૦ શ્લોક જેવડી રચના છે.

* * *

## પ્રકરણ ૭ : પાંચ નવ્ય કર્મગ્રન્થો

પ્રણેતા—જગચ્ચન્દ્રસૂરિના શિષ્ય દેવેન્દ્રસૂરિએ પ્રાચીન શ્વે૦ કર્મગ્રંથોને આધારે નિમ્નલિખિત [1]પાંચ કર્મગ્રન્થો રચ્યા છે :—

---

૧ આ પાંચે કર્મગ્રંથ, કમ્મપયડિ અને શ્વે૦ પંચસંગહની પહેલી આવૃત્તિ ચુનીલાલ ગોકલદાસે ઈ. સ. ૧૯૨૪માં છપાવી હતી. આ પાંચ કર્મગ્રંથો પૈકી પહેલા ચાર ગુજરાતી શબ્દાર્થ, ભાવાર્થ અને યંત્રો સહિત માસ્તર ઉમેદચંદ રાયચંદે ઈ. સ. ૧૯૧૨માં પ્રકાશિત કર્યા હતા.

"કર્મગ્રંથ સાર્થ"ના પ્રથમ ભાગની પહેલી આવૃત્તિ અને બીજી આવૃત્તિ "જૈ૦ શ્રે. મ." તરફથી અનુક્રમે ઈ. સ. ૧૯૧૫માં અને ઈ. સ. ૧૯૩૧માં તેમજ દ્વિતીય ભાગની બીજી આવૃત્તિ આ જ મંડળ તરફથી ઈ. સ. ૧૯૩૨માં પ્રસિદ્ધ કરાઈ હતી. પ્રથમ ભાગમાં પહેલા ચાર નવ્ય કર્મગ્રંથો, એના ગુજરાતી અર્થ તથા જીવવિજયના બાલાવબોધો અને ઉપયોગી ટિપ્પણો અપાયાં છે જ્યારે દ્વિતીય ભાગમાં દેવેન્દ્રસૂરિકૃત સયગ (પાંચમો કર્મગ્રંથ), શ્વે૦ સત્તરિયા તેમજ એ બંનેના ગુજરાતી અર્થ, જીવવિજયના બાલાવબોધો તથા ઉપયોગી ટિપ્પણો અપાયાં છે.

પહેલા ચાર કર્મગ્રંથો ઉપલબ્ધ સ્વોપજ્ઞ ટીકા સહિત "જૈ. ધ. પ્ર. સ." તરફથી વિ. સં. ૧૯૬૬-૧૯૬૮માં, "સુ. ક. જૈ. મો. માલા" તરફથી વીરસંવત્ ૨૪૪૭માં અને "જૈ. આ. સ." તરફથી ઇ. સ. ૧૯૩૪માં છપાવ્યા છે. આ ઈ. સ. ૧૯૩૪નું પ્રકાશન વિશેષતઃ નોંધપાત્ર છે. એની ગુજરાતી પ્રસ્તાવનામાં કર્મગ્રંથોનું મહત્ત્વ, પાંચે કર્મગ્રંથોનો પરિચય—નામ, ભાષા, છન્દ, વિષય, આધાર, નવ્ય કર્મગ્રંથોની પ્રાચીન કર્મગ્રંથો સાથે તુલના અને એની વિશેષતા, ટીકાની રચનાશૈલી, તથા દેવેન્દ્રસૂરિનો પરિચય એમ વિવિધ બાબતો રજૂ કરાઇ છે જ્યારે અંતમાં ૭ પરિશિષ્ટો અપાયાં છે કે જે પૈકી પારિભાષિક શબ્દોની અને પિણ્ડપ્રકૃતિસૂચક શબ્દોની એકેક સૂચીરૂપ પરિશિષ્ટ ૪ અને ૫ તેમજ કર્મવિષયક શ્વે. અને દિ. ગ્રંથોની એના કર્તા, પરિમાણ અને રચનાસમય સહિતની સૂચીરૂપ છઠ્ઠું પરિશિષ્ટ મહત્ત્વનાં છે. પાંચ નવ્ય કર્મગ્રંથોનાં મૂળ પૂરતાં અન્ય પ્રકાશનો માટે જુઓ પૃ. ૨૯, ૩૭, ૭૮ અને ૮૧.

(૧) કમ્મવિવાગ, (૨) કમ્મત્થય, (૩) બંધસામિત્ત, (૪) છાસીઈ અને (૫) સયગ.

**ગાથાની સંખ્યા**—આ પાંચની ગાથાઓની સંખ્યા અનુક્રમે ૬૧, ૩૪, ૨૪, ૮૬ અને ૧૦૦ છે. કુલ્લે ૩૦૫ છે.

**સમાનતા**—આ પાંચે નવ્ય કર્મગ્રંથોની તે તે નામના જે પ્રાચીન કર્મગ્રંથની સાથે નામ, ભાષા, છંદ, મુખ્ય વિષય અને નિરૂપણનો ક્રમ એમ વિવિધ બાબતોમાં સમાનતા છે.

**વિશેષતાઓ**— પ્રાચીન કર્મગ્રન્થો પૈકી પહેલા ત્રણના કરતાં એ જ નામના નવ્ય ત્રણ કર્મગ્રંથો નાના છે. તેમ છતાં વિષયો તો પૂરેપૂરા અપાયા છે એટલું જ નહિ, પણ કેટલીક નવીન બાબતો પણ રજૂ કરાઈ છે. છેલ્લા બે નવ્ય કર્મગ્રંથોની ગાથા છેલ્લા બે પ્રાચીન કર્મગ્રંથો જેટલી જ છે. તેમ છતાં એમાં પણ કેટલીક નવીન બાબતોને સ્થાન અપાયું છે. આ પ્રમાણેની ગ્રંથરચના દેવેન્દ્રસૂરિની કુશળતાનું દ્યોતન કરે છે.

શ્રુતજ્ઞાનના પર્યાયાદિ વીસ પ્રકારોનું તેમ જ જ્ઞાનાવરણાદિ આઠ કર્મપ્રકૃતિઓના બંધના હેતુઓનું નિરૂપણ પ્રાચીન કમ્મવિવાગમાં નથી.[1] પ્રાચીન બન્ધસામિત્તમાં ગતિ વગેરે માર્ગણાઓમાં ગુણસ્થાનોની સંખ્યાનો નિર્દેશ પૃથક્ કરાયો છે જ્યારે નવ્ય બન્ધસામિત્તમાં તેમ ન કરાતાં યથાસંભવ ગુણસ્થાનોને લઈને બન્ધસ્વામિત્વ દર્શાવાયું છે.[2]

નવ્ય છાસીઈમાં છ ભાવોના પ્રકારો અને ઉપપ્રકારોનું અને

---

૧ જુઓ પ્રથમ હિંદી કર્મગ્રંથની પ્રસ્તાવના (પૃ. ૪૨).

૨ જુઓ તીસરા કર્મગ્રન્થની પ્રસ્તાવના (પૃ. ૧૧).

સંખ્યાના સંખ્યાતાદિ ત્રણ ભેદો અને એનાં પ્રભેદોનું જે નિરૂપણ છે તે પ્રાચીન છાસીઇમાં નથી.[1]

નવ્ય સયગમાં અને પ્રાચીન (બન્ધ)સયગમાં જે ભિન્નતા છે તે પૃ. ૨૩-૨૪માં મેં દર્શાવી છે.

સન્તુલન—કમ્મવિવાગની છઠ્ઠી ગાથા તે આવસ્સયની નિજ્જુત્તિની ૧૮મી અને વિસેસા૦ની ૪૫૪મી ગાથા છે.

**પાંચ નવ્ય કર્મગ્રંથો અને મૂલાચાર**–આ મૂલાચાર એ દિ. વટ્ટકેરની રચના છે. એમાં આવસ્સયની નિજ્જુત્તિની કેટલીક ગાથાઓ શાબ્દિક પરિવર્તનપૂર્વક પરંતુ અર્થદૃષ્ટિએ સમાન રૂપે જોવાય છે.

મૂલાચારગત 'પર્યાપ્તિ' અધિકાર નવ્ય કર્મગ્રંથો સાથે વિષયની દૃષ્ટિએ સમાનતા ધરાવે છે. એને લગતી ગાથાનાં અંક નીચે મુજબ છે[1] :—

| પ્રથમ કર્મગ્રન્થ | મૂલાચાર |
|---|---|
| ૨ | ૧૮૪ |
| ૩ | ૧૮૫–૧૮૬ |
| ૪ | ૧૮૭ |
| ૯ | ૧૮૮ |
| ૧૨ | ૧૮૯ |
| ૧૪ | ૧૯૦ |
| ૧૭ | ૧૮૯, ૧૯૧ |
| ૨૩ | ૧૮૩ |
| ૫૧ | ૧૯૭ |
| **દ્વિતીય કર્મગ્રંથ** | **મૂલાચાર** |
| ૨ | ૧૫૪–૧૫૫ |
| ૩–૧૨ | ૧૯૮–૧૯૯ |
| **ચતુર્થ કર્મગ્રંથ** | **મૂલાચાર** |
| ૨ | ૧૫૨–૧૫૩ |
| ૯ | ૧૫૬ |
| ૧૪–૨૩ | ૧૫૮ |
| ૧૯ | ૧૫૯ |
| ૩૭–૩૮ | ૧૭૯–૧૮૦ |
| **પંચમ કર્મગ્રંથ** | **મૂલાચાર** |
| ૨૬ | ૨૦૦ |
| ૨૭ | ૨૦૨ |

૧ જુઓ "चत्वारः कर्मग्रन्थाः"ની પ્રસ્તાવના (પૃ. ૧૫).

પાંચ નવ્ય કર્મગ્રથોનો વિષય ગોમ્મટસારના જીવકંડ અને કમ્મકંડ સાથે મળતો આવે છે.[1] પ્રથમ કર્મગ્રંથની ૧૦મી ગાથા દ્દવ્વસંગહની ગા. ૪ સાથે સરખાવી શકાય.[2] ચતુર્થ કર્મગ્રંથની ગા. ૭૧–૮૬ગત સંખ્યાને લગતું નિરૂપણ તિલોયસાર (ગા. ૧૩–૫૧)માં કંઈક પ્રકારાન્તરથી જોવાય છે[3]

## વિવરણાત્મક સાહિત્ય

**સ્વોપજ્ઞ ટીકા**—પાંચે નવ્ય કર્મગ્રન્થો ઉપર દેવેન્દ્રસૂરિએ જાતે સંસ્કૃતમાં ટીકા રચી છે પરંતુ **બન્ધસામિત્તની** ટીકા ઘણા સમયથી મળતી નથી. એ રચાઇ હતી એ વાત નવ્ય સયગ (ગા. ૨૫)ની સ્વોપજ્ઞ ટીકા (પૃ. ૨૬)માંના ઉલ્લેખ ઉપરથી તેમ જ આ **બન્ધસામિત્તની** અવચૂરિના અંતિમ ભાગ (પૃ. ૧૧૧) ઉપરથી જાણી શકાય છે. ઉપલબ્ધ ટીકાઓનું પરિમાણ ૧૦૧૩૧ શ્લોક જેવડું છે.

આ ઉપરાંતનું સાહિત્ય નીચે મુજબ છે—

**અવચૂરિઓ**—કમ્મવિવાગ ઉપર બે અવચૂરિ છે. એ પૈકી મુનિશેખરસૂરિકૃત અવચૂરિ ૨૯૫૮ શ્લોક જેવડી છે જ્યારે વિક્રમની ૧૫મી સદીમાં ગુણરત્નસૂરિએ રચેલી ૫૪૦૭ શ્લોક જેવડી છે.

કમ્મત્થય ઉપર કમલસંયમ ઉપાધ્યાયે ૧૫૦ શ્લોકનું વિવરણ રચ્યું છે. **જિ. ર. કો.** (વિ. ૧. પૃ. ૭૩)માં આ વિવરણ

---

૧ જુઓ "જૈ. આ. સ." તરફથી ૧૯૪૦માં પ્રકાશિત પંચમ અને ષષ્ઠ કર્મગ્રથ (સટીક)નાં પૃ. ૧–૩૨. અંહીં દિગંબરીય ગાથાઓ અપાઈ છે.

૨ એજન, પૃ. ૨.

૩ એજન, પૃ ૧૫.

આ કર્મગ્રન્થ ઉપર છે કે પ્રાચીન ઉપર એવો પ્રશ્ન ઉઠાવાયો છે. વિશેષમાં એમાં આ નવ્ય કર્મગ્રંથ ઉપર કોઈકનું ભાસ અને યશઃસોમગણિનો બાલાવબોધ હોવાનું કહ્યું છે.

કર્મપ્રકાશ—આ કમ્મત્થય ઉપર કર્મસ્તવપ્રકાશ નામની સંસ્કૃત [1]ટીકા મુનિ (હાલ સૂરિ) નંદનવિજયજીએ વિ.સં. ૧૯૭૯માં ખંભાતમાં રચી છે.

બન્ધસામિત્ત ઉપર અજ્ઞાતકર્તૃક અવચૂરિ છે. ૪૨૬ શ્લોક અને ૨૮ અક્ષરની એક અવચૂરિ છે તે આ જ છે?

છાસીઈ ઉપર સ્વોપજ્ઞ ટીકા સિવાય કોઈ અવચૂરિ વગેરે હોય એમ જાણવામાં નથી.

સયગ ઉપર કોઈકની અવચૂરિ છે.

બાલાવબોધો—પાંચ નવ્ય કર્મગ્રંથ તેમ જ સત્તરિયા એમ ૭ કર્મગ્રંથો ઉપર વિક્રમની ૧૭મી સદીમાં જયસોમે ૧૦૦૦૦ શ્લોક જેવડો અને જીવવિજયે વિ. સં. ૧૮૦૩માં ૧૦૦૦૦ શ્લોક જેવડો તેમ જ ગુણચન્દ્રના શિષ્ય મતિચન્દ્રે [2]૧૨૦૦૦ શ્લોક જેવડો એકેક બાલાવબોધ યાને ટબ્બો ગુજરાતીમાં રચ્યો છે. સોમસુન્દરસૂરિએ બન્ધસામિત્ત ઉપર બાલાવબોધ રચ્યો છે.

શબ્દાર્થ, ગાથાર્થ ઈત્યાદિ—પ્રથમ અને દ્વિતીય એમ બે કર્મગ્રંથના શબ્દાર્થ અને ગાથાર્થ તેમ જ જીવવિજયકૃત સ્તબકાર્થ તથા પં. પ્રભુદાસ બેચરદાસ દ્વારા સંકલિત [3]કર્મગ્રંથપ્રદીપ સહિતની

---

૧ આ માણેકલાલ મનસુખભાઈએ છપાવી છે પરંતુ એમાં પ્રકાશનવર્ષનો ઉલ્લેખ નથી

૨. કમ્મવિવાગ ઉપર ૧૪૬૫ શ્લોક જેવડો છે.

૩. આ બે હપ્તે છપાયાં છે. પ્રથમ કર્મગ્રંથને અંગેનો પહેલો હપ્તો પહેલા કર્મગ્રંથને અંતે છે.

ત્રીજી આવૃત્તિ જે શ્રે. મં. તરફથી ઇ. સ. ૧૯૪૬માં પ્રકાશિત કરાઈ છે. તૃતીય અને ચતુર્થ એમ બે કર્મગ્રંથની ત્રીજી આવૃત્તિ શબ્દાર્થ અને ગાથાર્થ તેમ જ ઉપર્યુક્ત સ્તબકાર્થ તથા બંને કર્મગ્રંથના અંતમાં કુંવરજી મૂળચંદે રચેલાં ટિપ્પણો સહિત "જૈ. શ્રે. મં" તરફથી વિ. સં. ૨૦૧૦માં છપાવાઈ છે.

તૃતીય કર્મગ્રંથનાં ટિપ્પણો પછી બંધસ્વામિત્વ–યંત્ર, ઉદય-સ્વામિત્વ ઉદીરણા-સ્વામિત્વ અને સત્તાસ્વામિત્વ છે અને ત્યાર બાદ ચતુર્થ કર્મગ્રંથને અંગેના ટિપ્પણો છે.

પંચમ કર્મગ્રંથનો ગુજરાતીમાં [1]અનુવાદ પં. ચંદુલાલ નાન-ચંદે કર્યો છે.

---

૧. આ યંત્રો, આકૃતિઓ અને વિશિષ્ટ વિવેચન સહિત વિ. સં. ૧૯૯૨માં "મુ. ક. જૈ. મો. માલા"ના ગ્રંથાંક ૩૭ તરીકે પૃ. ૩૪+૩૪૬માં છપાયો છે. એનું સંપાદન પંન્યાસ (હાલ સૂરિ) ધર્મવિજયજીએ કર્યું છે. આ સંસ્થા તરફથી એની બીજી આવૃત્તિ વિ. સં. ૨૦૧૭માં પ્રકાશિત કરાઈ છે. એના મુખ-પૃષ્ઠ ઉપર વચ્ચોવચ્ચ સિદ્ધ પરમાત્માનું અને એને ફરતાં લગભગ ગોળાકારે જ્ઞાનાવરણાદિ આઠ કર્મોને અંગેનાં પાટા વગેરે સુપ્રસિદ્ધ ઉદાહરણોનો બોધ કરાવ-નારાં નાનાં નાનાં આઠ ચિત્રો અપાયાં છે. આ આવૃત્તિની આ ઉપરાંતની વિશેષતાઓ એ છે કે મૂળની ગાથાઓ પ્રારંભમાં અપાઈ છે તેમ જ આ સયગના વિષયોને અંગે કેટલીક વધારાની બાબતો પૃ. ૫૦માં અપાઈ છે. પાછળના પૂંઠા ઉપર પણ એક ચિત્ર છે. એ દ્વારા કર્મબંધના મિથ્યાત્વાદિ પાંચ મુખ્ય કારણો અને એથી ઉદ્ભવતાં આઠ કર્મોને કાષ્ઠ કલ્પી એને ધર્મધ્યાન અને શુક્લ ધ્યાનરૂપ ચિનગારી વડે સળગાવી દઈ આઠ અક્ષય ગુણોથી અલંકૃત સિદ્ધ પરમાત્મા બન્યાનું દૃશ્ય રજૂ કરાયું છે. આ દ્વિતીય આવૃત્તિમાં ૨૦૯ ટિપ્પણો છે.

**હિન્દી અનુવાદો**—[1]પાંચ નવ્ય કર્મગ્રંથો પૈકી પહેલા ચારના હિન્દી અનુવાદ પં. સુખલાલે અને પાંચમાનો પં. કૈલાશચન્દ્રે કરેલા છે.

**હિન્દી પ્રસ્તાવનાઓ**—પહેલા ચાર કર્મગ્રંથો ઉપર પં. [2]સુખલાલ સંઘવીની અને પાંચમા ઉપર પં. કૈલાશચન્દ્રની પ્રસ્તાવના છે. આ પાંચેના વિષયો હું અનુક્રમે નોંધું છું :—

## (૧) પ્રથમ કર્મગ્રન્થની પ્રસ્તાવનાના વિષયો

(૧) કર્મવાદનું મંતવ્ય, (૨) કર્મવાદ ઉપર થનારા મુખ્ય ત્રણ આક્ષેપ અને એનાં સમાધાન, (૩) વ્યવહાર અને પરમાર્થમાં કર્મવાદની ઉપયોગિતા, (૪) કર્મવાદના સમુત્થાનનો કાળ અને એનું સાધ્ય, (૫) કર્મશાસ્ત્રનો સંપ્રદાયભેદ, સંકલના અને ભાષા એ ત્રણની દૃષ્ટિએ પરિચય, (૬) કર્મશાસ્ત્રમાં શરીર, ભાષા, ઇન્દ્રિયાદિ ઉપર વિચાર, (૭) કર્મશાસ્ત્રનું અધ્યાત્મકશાસ્ત્રત્વ, (૮) વિષયપ્રવેશ--(અ) 'કર્મ' શબ્દનો અર્થ, (આ) એના કેટલાક પર્યાયો, (ઇ) કર્મનું સ્વરૂપ, (ઈ) પુણ્યપાપની કસોટી, (ઉ) સાચી નિર્લેપતા, (ઊ) કર્મનું અનાદિત્વ, (ઋ) કર્મબંધનાં કારણો અને

---

૧. આના અનુવાદો મૂળ સહિત "આ. જૈ પુ. પ્ર. મંડળ" તરફથી આગ્રાથી અનુક્રમે ઇ. સ. ૧૯૪૯ (ત્રીજી આવૃત્તિ), ૧૯૪૬ (બીજી આવૃત્તિ), ૧૯૨૭ (દ્વિતીય સંસ્કરણ), ૧૯૨૨ અને ૧૯૪૨માં પ્રકાશિત કરાયા છે. આ પ્રકાશનોનાં નામ અનુક્રમે કર્મવિપાક અર્થાત્ કર્મગ્રંથ (પ્રથમ ભાગ), दूसरा कर्मग्रंथ, तीसरा कर्मग्रंथ, षडशीति અપરનામક चौथा कर्मग्रंथ અને शतकनामक पंचमकर्मग्रंथ રખાયાં છે. આમાં અનુક્રમે ૫, ૧, ૩, ૪ અને ૬ પરિશિષ્ટો છે. વિશેષમાં ચતુર્થ કર્મગ્રંથના જીવસ્થાન, માર્ગણાસ્થાન અને ગુણસ્થાન નામના ત્રણ અધિકાર પૈકી પ્રત્યેકના અંતમાં અનુક્રમે ૬, ૧૦ અને ૩ પરિશિષ્ટો છે.

૨ એમની પ્રસ્તાવનાઓ दर्शन और चिन्तन નામના એમના લેખાદિ સંગ્રહમાં (ખંડ ૨)માં છપાવાઈ છે. બને ખંડ "પં. સુખલાલજી સન્માન સમિતિ" તરફથી અમદાવાદથી એકસાથે ઈ. સ. ૧૯૫૭માં પ્રકાશિત કરાયા છે.

(૮) કર્મથી છૂટવાનો ઉપાય, (૯) આત્મતત્ત્વનું સાત પ્રમાણો દ્વારા સ્વતંત્ર અસ્તિત્વ, (૧૦) 'કર્મ'તત્ત્વને અંગે જૈન દર્શનની વિશેષતા તથા (૧૧) ગ્રન્થ-પરિચય—(અ) સામાન્ય પરિચય અને (આ) વિશેષ પરિચય—નામ, વિષય, વર્ણન, ક્રમ, રચનાનો મૂળ આધાર, પરિમાણ, ભાષા અને કર્તા.

## (૨) દ્વિતીય કર્મગ્રંથની પ્રસ્તાવનાના વિષયો

(૧) ગ્રન્થરચનાનું ઉદ્દેશ્ય, (૨) વિષય-વર્ણન-શૈલી, (૩) વિષય-વિભાગ, (૪) 'કર્મસ્તવ' નામ રાખવાનું કારણ, (૫) ગ્રન્થ-રચનાનો આધાર, (૬) ગોમ્મટસારમાં 'સ્તવ' શબ્દનો સાંકેતિક અર્થ અને (૭) ગુણસ્થાનનું સંક્ષિપ્ત સામાન્ય સ્વરૂપ.

## (૩) તૃતીય કર્મગ્રન્થની પ્રસ્તાવનાના વિષયો

(૧) માર્ગણા, (૨) ગુણસ્થાન અને વૈદિક સાહિત્ય, (૩) માર્ગણા અને ગુણસ્થાનમાં અંતર, (૪) પ્રથમ અને દ્વિતીય કર્મગ્રંથની સાથે તૃતીયની સંગતિ, (૫) દ્વિતીય કર્મગ્રંથના જ્ઞાનની અપેક્ષા અને (૬) ગોમ્મટસાર સાથે તુલના.

## (૪) ચતુર્થ કર્મગ્રન્થની પ્રસ્તાવનાના વિષયો

(૧) નામ, (૨) સંગતિ, (૩) પ્રાચીન અને નવીન ચતુર્થ કર્મગ્રન્થ, (૪) ચતુર્થ કર્મગ્રન્થ અને આગમ, પંચસંગ્રહ તથા ગોમ્મટસાર, (૫) વિષયપ્રવેશ, (૬) ગુણસ્થાનનું વિશેષ સ્વરૂપ, (૭) દર્શનાન્તરની સાથે જૈન દર્શનનું સામ્ય, (૮) 'યોગ' સંબંધી વિચાર, (૯) યોગના ભેદ અને એનો આધાર, (૧૦) યોગના ઉપાય અને ગુણસ્થાનોમાં યોગાવતાર, (૧૧) પૂર્વસેવા ઇત્યાદિ શબ્દોની વ્યાખ્યા, (૧૨) યોગજન્ય વિભૂતિઓ અને (૧૩) ગુણસ્થાન જેવો બૌદ્ધશાસ્ત્રગત વિચાર.

## (૫) [1]પંચમ કર્મગ્રન્થની પ્રસ્તાવનાના વિષયો

(૧) કર્મસિદ્ધાન્ત—(અ) કર્મસિદ્ધાન્તનો આશય, (આ) કર્મનું સ્વરૂપ, (ઇ) જૈન દર્શન પ્રમાણેનું કર્મનું સ્વરૂપ, (ઈ) કર્મોના કર્તા અને ભોક્તા કોણ? (ઉ) કર્મ પોતાનું ફળ કેવી રીતે આપે છે? (ઊ) વિવિધ દર્શનો અનુસાર કર્મના ભેદો અને (ઋ) કર્મોની વિવિધ દશાઓ; (૨) કર્મવિષયક સાહિત્ય—(અ) જૈન સાહિત્યમાં 'કર્મ'-સાહિત્યનું સ્થાન, (આ) કર્મ-સાહિત્યનો ઉત્કર્ષકાળ, (ઇ) કાર્મિક અને સૈદ્ધાન્તિક મતભેદો, (ઈ) કમ્મપયડિ વગેરેના પઠનપાઠનની મહત્તાનું કારણ અને (ઉ) પ્રોત્સાહનનું એક અન્ય કારણ; (૩) નવીન કર્મગ્રન્થો— (અ) નામ, (આ) નામ અંગે ઋણ, (ઇ) કર્મ-ગ્રન્થોનું પૌર્વાપર્ય, (ઈ) કર્મગ્રન્થોના વિષય અને (ઉ) કર્મગ્રન્થોનો આધાર; (૪) નવીન કર્મગ્રન્થોના રચયિતા—(અ) રચયિતા, (આ) એમની રચનાશૈલી, (ઇ) એમની અધ્યયનશીલતા અને (ઈ) ગ્રન્થકારનો સમય.

## પાંચે કર્મગ્રન્થોનાં પરિશિષ્ટો

પ્રથમ કર્મગ્રન્થના અંતમાં નીચે મુજબનાં પાંચ પરિશિષ્ટો છેઃ

(૧) શ્વેતાંબરો અને દિગંબરોમાં કર્મવિષયક મતભેદ, (૨) પ્રથમ કર્મગ્રંથગત શબ્દોનો સંસ્કૃત સમીકરણ અને હિન્દી અર્થ સહિતનો કોશ, (૩) મૂળ ગાથાઓ, (૪) શ્વેતાંબરીય કર્મવિષયક ગ્રંથો અને (૫) દિગંબરીય કર્મવિષયક ગ્રંથો.

દ્વિતીય કર્મગ્રંથના અંતમાં ગુણસ્થાનને લગતી શ્વે. અને દિ. માન્યતાઓને લગતું એક જ પરિશિષ્ટ છે. એમાં કોશ તેમ જ મૂળ ગાથા જેવાં પણ પરિશિષ્ટો નથી.

તૃતીય કર્મગ્રન્થને અંગેનાં ૭ પરિશિષ્ટો પૈકી ગોમ્મટ-સારનાં જોવાલાયક સ્થળો નામનું પ્રથમ પરિશિષ્ટ મહત્ત્વનું છે.

[1] આને અંગેનું પં સુખલાલ સંઘવીનું પૂર્વ કથન નોંધપાત્ર છે.

ચતુર્થ કર્મગ્રંથમાં 'જીવસ્થાન' અધિકાર, 'માર્ગણાસ્થાન' અધિકાર અને 'ગુણસ્થાન' અધિકાર એમ ત્રણ અધિકાર છે. એ પૈકી પ્રથમ અધિકારના અંતમાં (૧) લેશ્યા, (૨) દ્રવ્યેન્દ્રિય અને ભાવેન્દ્રિય, (૩) સંજ્ઞા, (૪) પર્યાપ્તિ. (૫) કેવલીનો ઉપયોગ અને (૬) એકેન્દ્રિયનો ઉપયોગ એમ ૭ પરિશિષ્ટો છે.

દ્વિતીય અધિકારને અંગે (૧) યોગ, (૨) સમ્યક્ત્વ, (૩) અચક્ષુ-દર્શન, (૪) અનાહારક, (૫) અવધિદર્શન, (૬) આહારક, (૭) દૃષ્ટિ-વાદ, (૮) ચક્ષુર્દર્શનમાં યોગ, (૯) કેવલિ-સમુદ્ઘાત અને (૧૦) કાળ એમ દસ પરિશિષ્ટો છે.

તૃતીય અધિકાર પરત્વે (૧) બન્ધના હેતુઓ, (૨) મૂળ ભાવ અને (૩) એક જીવની ભિન્ન ભિન્ન સમયમાંના અને અનેક જીવોના એક તેમ જ ભિન્ન ભિન્ન સમયમાંના ભાવ.

આ ઉપરાંત અંતમાં નિમ્નલિખિત ૭ પરિશિષ્ટો છે. તેમાંનાં પહેલાં ચાર નીચે મુજબ છે:—

(૧) શ્વે. અને દિ. સંપ્રદાયનાં કેટલાંક સમાન તથા અસમાન મંતવ્યો, (૨) કાર્મગ્રન્થિકો અને સૈદ્ધાન્તિકોના મતભેદ, (૩) ચતુર્થ કર્મગ્રન્થ અને (શ્વે.) પંચસંગ્રહ તથા (૪) પ્રકીર્ણક મનનીય બાબતો.

પંચમ કર્મગ્રંથનાં ૭ પરિશિષ્ટો પૈકી 'પિણ્ડ'પ્રકૃતિસૂચક શબ્દોનો કોશ નોંધપાત્ર ગણાય.

कर्मग्रन्थसूत्राणि—પાંચ નવ્ય કર્મગ્રંથોના આધારે તદ્ગત વિષય સંસ્કૃતમાં સૂત્રરૂપે આ કૃતિમાં આગમોદ્ધારકે રજૂ કર્યો છે.[1] એ ૧૨૫ શ્લોક જેવડી કૃતિ એમણે વિ. સં. ૧૯૬૮માં રચી છે.[2] એ સત્વર પ્રસિદ્ધ કરાવી ઘટે.

---

૧-૨ જુઓ આગમોદ્ધારકની શ્રુતઉપાસના (પૃ. ૨૮).

**જર્મન [1]મહાનિબન્ધ**—ડૉ. હર્મણ યાકોબીના શિષ્ય ડૉ. હેલ્મુથ વૉન [2]ગ્લાસેનાપ (Helmuth von Glasenapp) નામના જર્મન વિદ્વાને કર્મસિદ્ધાન્તને અંગે ખાસ કરીને પાંચ નવ્ય કર્મગ્રંથના આધારે [3]Die Lehre von Karman in der Philosophie der Jainas nach den Karmagranthas dargestellt નામનો મહાનિબંધ જર્મન ભાષામાં લખ્યો હતો. જર્મનીમાંની બૉન (Bonn) વિદ્યાપીઠ તરફથી એ મહાનિબંધ માટે એમને પી. એચ.ડી.ની પદવી ઈ. સ. ૧૯૧૪માં મળી હતી.

**[4]અંગ્રેજી અનુવાદ**—ગ્લાસેનાપે પોતાના ઉપર્યુક્ત જર્મન નિબંધમાં સહેજસાજ સુધારાવધારા કર્યાં બાદ એનો અંગ્રેજી અનુવાદ જી. બેરિ ગિફોર્ડ (G. Barry Gifford) ઈ.સ. ૧૯૨૧માં તૈયાર કર્યો હતો. એનું નામ "The Doctrine of Karman in Jain Philosophy" રખાયું છે.

---

૧ આ મહાનિબંધ લાઇપ્ત્સિગ (Leipzig)થી ઑટ્ટો હેરેસોવિત્સે (Otto Harrassowiz) ઇ. સ. ૧૯૧૫માં પ્રકાશિત કર્યો હતો. એની નકલો ઈ. સ. ૧૯૧૯ સુધીમાં વેચાઈ ગઈ હતી. આની એક પણ નકલ હજી સુધી તો મારા જોવામાં આવી નથી.

૨ એમણે 'ટ્યુબિંગન' વિદ્યાપીઠમાં સંસ્કૃત વિભાગના અધ્યક્ષ તરીકે કામ કર્યું હતું થોડાક વખત ઉપર એમનું અવસાન થયાનું કેટલાક કહે છે.

૩ જુઓ પરમપ્પયાસની ડૉ. એ. એન. ઉપાધ્યેની પ્રસ્તાવના [પૃ. ૪૦. ટિ.].

૪ આ અનુવાદ પ્રકાશકીય નિવેદન, પ્રો. રૉબર્ટ ઝિમર્મેન (Zimmermann)-ના અંગ્રેજી અગ્રવચન, જર્મન આવૃત્તિની પ્રસ્તાવનાનો અંગ્રેજી અનુવાદ તેમ જ ગિફોર્ડના અનુવાદને ઉદ્દેશીને ડૉ. ગ્લાસેનાપના વક્તવ્ય સહિત "બાઈ વીજીબાઈ જીવનલાલ પન્નાલાલ ચેરિટી ફંડ"ના ટ્રસ્ટીઓએ ઈ.સ. ...કાશિત કર્યો છે. એનું સંપાદન કેટલાક અંગ્રેજી ટિપ્પણોપૂર્વક મેં કર્યું છે.

[1]યંત્રપૂર્વક કર્માદિવિચાર—પાંચ નવ્ય કર્મગ્રન્થોના અને [2]સત્તરિયાના દોહનરૂપે તૈયાર કરાયેલું આ ગુજરાતી પુસ્તક છે.[3] આમાં કર્મસિદ્ધાન્તને લગતી વિવિધ બાબતો રજૂ કરાઈ છે. સાથે સાથે જાતજાતનાં કોષ્ઠકો (યંત્રો) અપાયાં છે. આ યંત્રો પૃ. ૯–૧૪, ૧૦૧–૧૧૮, ૨૧૦–૨૭૦ અને ૨૭૨–૨૭૭માં અપાયાં છે.

આ પુસ્તકની અનુક્રમણિકા જોતાં જણાય છે કે એમાં છ કર્મગ્રંથોના ક્રમે વિષયોનું નિરૂપણ છે.

[4]કર્મપ્રકૃતિગણિતમાલા—આ ગુજરાતી પુસ્તકના યોજક દેવશ્રી તથા હેતશ્રી એમ બે જૈન સાધ્વીઓ છે. આમાં પાંચ નવ્ય કર્મગ્રંથો તેમ જ શ્વે. સત્તરિયા એમ છનો ગુજરાતીમાં સારાંશ કેટલાંક યંત્રો સહિત અપાયો છે. અંતમાં ઉપર્યુક્ત છ યે કર્મગ્રંથ (મૂળ) અપાયા છે. તેમાં સત્તરિયાની ૯૧ ગાથા છે.

* * *

---

૧ આ કૃતિ "જૈ૦ ધ૦ પ્ર૦ સ૦" તરફથી 'દેવનાગરી' લિપિમાં વિ. સં. ૧૯૭૩માં છપાવાઈ છે.

૨ આનું વિવરણ પૃ. ૧૨૧–૨૦૯માં છે.

૩ આ ઉપરાંત કોઈ કોઈ વિગત અન્ય સાધનોને આધારે અપાઈ છે.

૪ આ પુસ્તક વિઠ્ઠલજી હીરાલાલ લાલને ઈ.સ. ૧૯૩૫માં સ્વ. નવલભાઈ જેઠાભાઈના સ્મરણાર્થે પ્રસિદ્ધ કર્યું છે.

## પ્રકરણ ૮ : આઠ પ્રકીર્ણક કૃતિઓ

### (૧) [1]કમ્મમાઇવિયારસારલવ (કર્માદિવિચારસારલવ) કિંવા સુહુમત્થવિયારલવ (સૂક્ષ્માર્થવિચારલવ) યાને સડ્ઢસયગ (સાર્ધશતક)

આ પ્રાચીન છાસીઇના કર્તા જિનવલ્લભગણિએ જ. મ. માં [2]૧૫૨ પદ્યોમાં રચેલી કૃતિ છે. પદ્યની સંખ્યા ઉપરથી આ કૃતિની વૃત્તિમાં ધનેશ્વરસૂરિએ આનું 'સાર્ધશતક' નામ દર્શાવ્યું છે. એમાં કર્મસિદ્ધાન્તને લગતી વિવિધ બાબતો ઉપરાંત અન્ય વિષય વિષે પણ માહિતી અપાઇ છે : 'કર્મ' શબ્દની વ્યુત્પત્તિ, કર્મબંધના ભેદો, આઠ [3]મૂળ પ્રકૃતિનાં અને એ પ્રત્યેકની [4]ઉત્તર પ્રકૃતિઓનાં નામ, ધ્રુવબંધિની, ધ્રુવોદયા, ધ્રુવસત્તાકા, સર્વદેશ-ઘાતિની, શુભ, અપરાવર્તમાના એ ૭ અને એની સપ્રતિપક્ષિણી ૭નાં નામો, ગતિઓ આશ્રીને બંધ, બંધકાળ ઇત્યાદિ ૭ ભાવ, ગુણસ્થાનો, સ્થિતિ-બંધ, રસ-બંધ અને પ્રદેશ-બંધનું વિસ્તૃત નિરૂપણ, વર્ગણાઓ, ૧૧ ગુણશ્રેણિઓ, પુદ્ગલપરાવર્ત તથા પલ્યના તેમ જ સંખ્યાના પ્રકારો.

---

૧. આ ધનેશ્વરસૂરિકૃત વૃત્તિ તેમ જ સંસ્કૃતમાં પ્રસ્તાવના અને વિષયાનુક્રમ તથા અંતમાં સંપૂર્ણ મૂળ સહિત "જૈ. ધ. પ્ર. સ." તરફથી ઈ. સ. ૧૯૧૫માં છપાવાયો છે. એનું નામ 'સૂક્ષ્માર્થવિચારસારોદ્ધારઃ (સાર્ધશતકમ્)' રખાયું છે.

૨. ૨૯મી ગાથા પ્રક્ષિપ્ત છે.

૩. આનાં નામ દર્શનાવરણ, જ્ઞાનાવરણ, અંતરાય, મોહનીય, આયુષ્ય, ગોત્ર, વેદનીય અને નામ એમ સામાન્ય ક્રમ કરતાં ભિન્ન રીતે અપાયાં છે. એની સકારણતા વૃત્તિમાં વિચારાઈ છે.

૪. 'નામ'ની ઉત્તર પ્રકૃતિઓ ભિન્ન ભિન્ન પ્રકારે ગણાઈ છે. જેમકે ૪૨ (૧૪ પિંડપ્રકૃતિ+૨૮ પ્રત્યેક પ્રકૃતિ), ૬૭, ૯૩ અને ૧૦૩.

૧૪મી ગાથામાં સંહનન એટલે શક્તિવિશેષ એમ સૂત્રમાં કહ્યાનો ઉલ્લેખ છે તેને અંગે તેમ જ ૮૬મી ગાથામાં દર્શાવેલા અલ્પબહુત્વ અને ૯૫મી ગાથામાં આપેલા વર્ગણાના સ્વરૂપ પરત્વે પ્રસ્તાવનામાં ચર્ચા કરાઈ છે.

## વિવરણાત્મક સાહિત્ય

(૧) **ભાસ**—જૈ. ગ્રં. (પૃ. ૧૧૮)માં આનો ઉલ્લેખ છે. કોઈ કર્તું ૧૦૮ કે ૧૧૦ ગાથાનું ભાસ છે. તે આ **સડ્ઢસયગ** ઉપર છે ?

(૨) **ચુણ્ણિ**—મુનિચન્દ્રસૂરિએ વિ. સં. ૧૧૭૦માં આ રચી છે.

(૩) **વૃત્તિ**—આ ૩૭૦૦ શ્લોક જેવડી વૃત્તિ **શીલભદ્ર**ના શિષ્ય ધનેશ્વરસૂરિએ વિ. સં. ૧૧૭૧માં રચી છે. છાસીઇ ઉપરની **યશોભદ્ર**-સૂરિની ટીકામાં તેમ જ વિચારરત્નસંગ્રહમાં આ વૃત્તિનો ઉલ્લેખ છે.

(૪) **ટીકા**—જિનવલ્લભગણિના શિષ્ય **રામદેવગણિએ** આ રચી છે. ગણહરસડ્ઢસયગની **સુમતિ** વાચકકૃત વૃત્તિમાં આનો ઉલ્લેખ છે પરંતુ આની કોઈ હાથપોથી મળે છે ખરી ?

(૫) **ટીકા**—આ **મહેશ્વરસૂરિ**ની રચના છે.

(૬) **વૃત્તિ**—આ ૮૫૦ શ્લોક જેવડી વૃત્તિ વિ. સં. ૧૧૭૨માં હરિભદ્રસૂરિએ રચી છે.

(૭) **પાઇયવિત્તિ**—આના કર્તાનું નામ જાણવામાં નથી.

(૮) **વૃત્તિ**—આ **ચક્રેશ્વરસૂરિ**ની રચના છે. એ આ સૂરિએ રચેલા સડ્ઢસયગની તો વૃત્તિ નથી ?

(૯) **ટીકા**—આ અજ્ઞાતકર્તૃક છે.

(૧૦) **વૃત્તિટિપ્પણ**—આ ૧૪૦૦ શ્લોક જેવડું કોઈએ રચ્યું છે.

## (૨–૫) [1]ચાર સંસ્કૃત કર્મગ્રંથો

૧. આ "જૈ. ધ. પ્ર. સ." તરફથી છપાયાનું સાંભળ્યું છે.

આ કૃતિ 'આગમ' ગચ્છના વિક્રમની પંદરમી સદીના જયતિલકસૂરિની ૫૬૯ શ્લોક જેવડી રચના છે. એ નિમ્નલિખિત ચાર વિભાગોમાં વિભક્ત છેઃ–

(૧) પ્રકૃતિ-વિચ્છેદ, (૨) સૂક્ષ્માર્થસંગ્રાહક, (૩) પ્રકૃતિ-સ્વરૂપ અને (૪) બંધ-સ્વામિત્વ.

આ ચાર વિભાગોને 'ચાર કર્મગ્રંથ' તરીકે ઓળખાવાય છે.

## (૬) કર્મગ્રંથ

આ શ્રીગતિલક કવિએ રચ્યો છે. એઓ શ્વે. હશે અને એમની આ કૃતિ સંસ્કૃતમાં હશે.

વૃત્તિ—આ કર્તાએ જાતે રચી છે.

## (૭) [1]કર્મવિચાર

આ ગુરુશિષ્યના સંવાદરૂપે બાલજીવોને ઉદ્દેશીને ત્રણ ભાગમાં ગુજરાતીમાં પં. પ્રભુદાસ બેચરદાસ પારેખે યોજેલી કૃતિ છે. એ ભાગોમાં અનુક્રમે બંધ, સત્તા અને ઉદય વિષે નિરૂપણ છે. પ્રથમ ભાગમાં ૧૮ પાઠ છે. ૧૮મો પાઠ સંગ્રહરૂપ છે. એની પહેલાના કેટલાક પાઠના અંતમાં તે તે પાઠના મુદ્દાઓ રજૂ કરાયા છે. [2]બીજા ભાગમાં ૧૪ પાઠો છે. ૧૪મો પાઠ સંગ્રહરૂપ છે. એમાં પ્રશ્નો અને ઉત્તરો અપાયા છે જ્યારે પહેલા ૧૩ પાઠો પૈકી પ્રત્યેકના અંતમાં તેને લગતા પ્રશ્નો છે. ત્રીજા ભાગમાં 'બહિરંગ વિચાર'

---

૧. આના પહેલા ભાગની ત્રીજી આવૃત્તિ અને બીજાની બીજી એક જ પુસ્તકરૂપે હિંમતલાલ પ્રભુદાસ પારેખે અને લલિતકુમાર પ્રભુદાસ પારેખે ઈ. સ. ૧૯૪૯માં પ્રસિદ્ધ કરી છે. ત્રીજો ભાગ યોજકે જાતે ઈ. સ. ૧૯૨૮માં છપાવ્યો છે અને આ એની પહેલી આવૃત્તિ છે.

૨. આના પૃ. ૧૬૩માં કહ્યું છે કે પ્રકૃતિ વગેરે ચારે બંધ એક અથવા બે સમયમાં બને છે.

અને 'અંતરંગ' વિચાર એવા બે પેટાવિભાગ પાડી પ્રત્યેકના નવ નવ પાઠો અપાયા છે. આમ ત્રણ ભાગમાં એકંદર ૧૮+૧૪+૧૮=૫૦ પાઠ છે.

## (૮) [1]જૈન દર્શનનો કર્મવાદ

આ ગુજરાતી પુસ્તકના લેખક અને પ્રકાશક માસ્તર ખૂબચંદ કેશવલાલ છે. આ પુસ્તકમાં નીચે મુજબનાં દસ પ્રકરણો છે:–

(૧) આત્માની સ્વભાવદશા, (૨) આત્માની વિભાવદશા, (૩) પુદ્ગલ-વર્ગણાઓનું સ્વરૂપ અને વૈજ્ઞાનિક વિચારણા, (૪) તત્ત્વજ્ઞાન દ્વારા પદાર્થના મૌલિક તત્ત્વની સમજ, (૫) પુદ્ગલનાં ગ્રહણ અને પરિણમન, (૬) પ્રકૃતિબંધ, (૭) કર્મપ્રકૃતિઓનું વિવિધ રીતે વર્ગીકરણ, (૮) સ્થિતિબંધ, રસબંધ અને પ્રદેશબંધ, (૯) કર્મબંધના હેતુઓ અને (૧૦) સંવર, નિર્જરા અને મોક્ષ.

* * *

૧. પ્રકાશકીય નિવેદન અને પં. રાજેન્દ્રવિજયજીની પ્રસ્તાવના સહિત આ પુસ્તક વિ. સં. ૨૦૧૮માં પ્રસિદ્ધ કરાયું છે. એમાં કોઈ યન્ત્ર—કોષ્ઠક જેવાને સ્થાન અપાયું નથી.

## પ્રકરણ ૯ : કર્મસિદ્ધાન્તના અંશ અંગેની કૃતિઓ

કર્મસિદ્ધાન્તના અનેક અંશો છે. એ પૈકી એકાદ અંશને કેન્દ્રમાં રાખી કેટલીક કૃતિઓ રચાઇ છે. ગુણસ્થાનો એ કર્મસિદ્ધાન્તનો એક મહત્ત્વનો અંશ છે એટલે આ પ્રકરણનો પ્રારંભ હું એને લગતી કૃતિઓથી કરું છું :

### ગુણસ્થાન સંબંધી ૧૯ કૃતિઓ

(૧) **ગુણસ્થાનકનિરૂપણ**—આ હર્ષવર્ધનની રચના છે. એની હાથપોથીઓ અહીંના (સુરતના) જૈનાનન્દ પુસ્તકાલયમાં તથા કેટલાક ભંડારોમાં છે. ગુણુસ્થાનસ્વરૂપ એ આ કૃતિનું અન્ય નામ હોય એમ લાગે છે.

(૨) [1]**ગુણસ્થાનક્રમારોહ**—આ વજ્રસેનસૂરિના શિષ્ય રત્નશેખરસૂરિએ વિ. સં. ૧૪૪૭માં રચેલી સંસ્કૃત કૃતિ છે. એના ઉપર સ્વોપજ્ઞ વૃત્તિ છે તેમ જ કોઇકની અવચૂરિ અને શ્રીસારકૃત બાલાવબોધ છે.

મૂળ કૃતિનાં અપર નામ [2]ગુણસ્થાનક અને ગુણસ્થાનરત્નરાશિ છે. એના શ્લો. ૩૬ની સ્વોપજ્ઞ વૃત્તિગત અવતરણો નોંધપાત્ર છે.

---

૧. આ કૃતિ સ્વોપજ્ઞ વૃત્તિ સહિત "દે. લા. જૈ. પુ. સંસ્થા" તરફથી ઈ.સ. ૧૯૧૬માં પ્રકાશિત કરાઈ છે. મૂળ કૃતિ ગુજરાતી ભાવાનુવાદ સહિત "શ્રીસ્વાધ્યાયશ્રેયસંદોહ" (પૃ. ૪૩૩-૪૭૨)માં છપાવાઇ છે. આ. સ્વા. ગ્રં. સં. સારાભાઈ જેસિંગભાઈએ અમદાવાદથી વિ. સં. ૨૦૧૩માં પ્રસિદ્ધ કરેલ છે. વિશેષમાં 'જૈ. ધ. પ્ર. સ." તરફથી વિ. સં. ૧૯૮૯માં મૂળ કૃતિ એના તેમજ સ્વોપજ્ઞ વૃત્તિના ગુજરાતી અનુવાદપૂર્વક પ્રસિદ્ધ કરાઈ છે. વિશેષ માટે જુઓ પૃ. ૯૨.

૨ ગુણસ્થાનક' એ ગોમ્મટસારનું અપર નામ છે. જુઓ જિ. ૨. કો (વિ. ૧, પૃ ૧૦૫).

સ્વોપજ્ઞ વૃત્તિ (પત્ર ૩૭ અને ૩૮)માં ધ્યાનદંડકસ્તુતિમાંથી એકેક અવતરણ અપાયું છે. 'ચર્પટિન્'ની કોઈ કૃતિમાંથી પાંચ પદ્યો પત્ર ૪૦-૪૧માં અપાયાં છે.

**ભાવાનુવાદ**—આ ગુજરાતી અનુવાદકનું નામ દર્શાવાયું નથી.

**હિન્દી અનુવાદ**—મૂળ કૃતિનો શબ્દાર્થ પૂરતો હિન્દી અનુવાદ બનારસના નિવાસી સિતારેહિન્દ રાજા શિવપ્રસાદની ભગિની ગોમતિબાઈએ કરી પ્રકાશિત કર્યો હતો. [૧]

[૨]**હિન્દી શ્લોકાર્થ** અને [૩]**હિન્દી વ્યાખ્યા**—આ બંનેના કર્તા—અનુવાદક શ્રીતિલકવિજયજી પંજાબી છે. પ્રારંભમાં આઠ મૂળ પ્રકૃતિઓનાં નામ અને કાર્ય તેમ જ ઉત્તર પ્રકૃતિઓનાં નામ દર્શાવાયાં છે. મૂળના પ્રત્યેક પદ્યનો વિષય તે તે પદ્યની શરૂઆતમાં જણાવાયો છે.

(૩) **ગુણસ્થાનક્રમારોહ**—આ વિમલસૂરિની ૨૦૦૦ શ્લોક જેવડી રચના છે.

(૪) **ગુણસ્થાનક્રમારોહ**—આ જયશેખરસૂરિની કૃતિ છે.

(૫) **ગુણટ્ઠાણક્કમારોહ** (ગુણસ્થાનક્રમારોહ)—આ જિનભદ્રસૂરિએ 'जिणदंसण विणा जं'થી શરૂ કરેલી કૃતિ છે એ સ્વોપજ્ઞ 'લોકનાલ' વૃત્તિથી વિભૂષિત છે.

(૬) **ગુણસ્થાનદ્વાર**—આની એક હાથપોથી જૈનાનન્દ પુસ્તકાલયમાં છે. એનો ક્રમાંક ૧૪૮૭ છે.

---

૧. જુઓ "શ્રીઆત્મતિલક ગ્રંથ સોસાયટી" તરફથી પ્રકાશિત ગુણસ્થાનક્રમારોહની હિન્દી પ્રસ્તાવના (પૃ ૩).

૨-૩ આ બંને મૂળ સહિત "ગુણસ્થાનક્રમારોહ"ના નામથી "આ. તિ. ગ્ર. સો." તરફથી વિ. સં. ૧૯૭૫માં પ્રસિદ્ધ કરાયેલ છે.

૪. 'નામ' કર્મની ૯૩ ઉત્તર પ્રકૃતિઓ ગણાવાઈ છે.

(૭) ગુણટ્ઠાણસય (ગુણસ્થાનશત)—આ જ૦મ૦માં ૧૦૭ પદ્યોમાં દેવચન્દ્રે રચેલી કૃતિ છે. એનાં આદ્ય અને અંતિમ પદ્યો નીચે મુજબ છે :–

"नमिअ जिणं गुणठायं मूलुत्तरबंधुदयुदीरणया।

सत्ता ३२ जीअ ३३ गुणयोगो ३५ वउ(ओ ?)ग ३६ लेसा ३७ दुविहहेऊ ४३ ॥१॥"

"भंगा संवेहाओ गुणट्ठाणसयं च देवचंदेण।

भणी(णि ?)यं विणयावयणसंतिदासस्स वयणेणं ॥ १०७॥"

આ અંતિમ પદ્યમાં કર્તાના નામનો તેમજ એમણે શાન્તિદાસના કથનથી આ કૃતિ રચ્યાનો ઉલ્લેખ છે. આ કૃતિમાં ચૌદ ગુણસ્થાનોનું નિરૂપણ છે. આ કૃતિની પ્રસ્તુત નામથી જિ૦ર૦કો૦માં નોંધ નથી. વળી આ કૃતિ કોઈ સ્થળેથી પ્રકાશિત થયાનું જાણવામાં નથી. આની એક હાથપોથી અહીંના (સુરતના) "શ્રી મોહનલાલજી જ્ઞાનભંડાર"માં છે. એના પોથીનો અંક '૩૨૨' છે. પ્રસ્તુત કૃતિ સાત પત્રની છે.

(૮) ગુણટ્ઠાણમગ્ગણટ્ઠાણ (ગુણસ્થાનમાર્ગણાસ્થાન)—આ નેમિચન્દ્રની કૃતિ છે. એઓ દિ. છે ?

(૯) ગુણસ્થાનવિચારચોપાઈ—આ 'વડતપ' ગચ્છના સાધુકીર્તિએ ગુજરાતીમાં રચેલી કૃતિ છે. એમણે વિ. સં. ૧૪૯૯માં વિક્રમચરિત્રકુમારરાસ રચ્યો છે.[1]

(૧૦) [2]ગુણસ્થાનકગર્ભિત આદિજિનની થોય—આ ચાર પદ્યની ગુજરાતી થોય દ્વારા મેઘવિજયે ચૌદ ગુણસ્થાનોનાં નામ, એ દરેકનું

૧ જુઓ જૈ૦ સા. સં. ઈ. (પૃ. ૪૯૭).
૨ આ સ્તુતિતરંગિણી (ભા. ૧, પૃ. ૨૫૧)માં છપાવાઈ છે.

કાલમાન અને બે શ્રેણિ વિષે માહિતી આપી છે. આ થોય 'ભુજ' નગરના મંડનરૂપ ઋષભદેવને લક્ષીને રચાઈ છે.

(૧૧) **ગુણસ્થાનગર્ભિત જિનસ્તવન**—આ ૧૯ કડીની કૃતિ જિનરાજસૂરિએ જેસલમેરની ભાષામાં વિ. સં. ૧૬૬૫માં રચી હતી[1] શિવનિધાને વિ. સં. ૧૬૯૨માં એનો બાલાવબોધ રચ્યો છે.[2]

(૧૨) [3]**ગુણસ્થાનકગર્ભિત વીરસ્તવન**—આ વૈયાકરણ વિનયવિજયગણિની ૭૩ કડીની રચના છે એમાં ચૌદ ગુણસ્થાનોની આછી રૂપરેખા છે.

(૧૩) **गुणस्थानद्वाराणि**—આ નામની કૃતિની એક હાથપોથી અહીંના જૈનાનંદ પુસ્તકાલયમાં છે. આ કૃતિ તે આ પૂર્વે પૃ. ૯૨માં નોંધેલ ગુણસ્થાનદ્વાર તો નથી?

(૧૪) [4]**ગુણઠાણવિચાર**—આ સાત કડીની ગુજરાતી કૃતિ ન્યાયાચાર્ય **યશોવિજયગણિએ** રચી છે. એના પરિચય મેં [5]યશો-દોહન (ખંડ ૨, ઉપખંડ ૩, પ્રકરણ ૩)માં ચૌદ ગુણસ્થાનકની સજ્ઝાયના નામથી આપ્યાં છે. એમાં ગુણસ્થાનકોના કાલમાનનો

---

૧ જુઓ જૈ. ગૂ. ક. (ભા. ૩, ખંડ ૨, પૃ. ૧૬૦૦).

૨. જૈ. ગૂ. ક (ભા. ૩. ખંડ ૨, પૃ. ૧૬૬૭)માં ગુણસ્થાનસ્તવનબાલાવબોધનો ઉલ્લેખ છે.

૩ આના આદિમ અને અંતિમ અંશ ઇત્યાદિ માટે જુઓ મારું પુસ્તક નામે વિનયસૌરભ (પૃ. ૬૦–૬૧).

૪ આ કૃતિ ગૂર્જર સાહિત્ય સંગ્રહ (વિ. ૧, પૃ. ૪૪૬–૪૪૭)માં ગુણસ્થાનકસઝાય'ના નામથી છપાવાઇ છે.

૫. આ મારું રચેલું પુસ્તક મારી સંમતિ વિના—મનસ્વીપણે ફેરફાર અને કાપકૂપ કરીને અને કોઇક પાસે મુદ્રણપત્રો તપાસાવીને છપાવાય છે એમ જાણવા મળ્યું છે.

નિર્દેશ છે. આ ઉપરાંત નિશ્ચય અને વ્યવહાર નયની અપેક્ષાએ ગુણસ્થાનકનો વિચાર કરાયો છે.

(૧૫) [1]जघन्योत्कृष्टपदे एककालं गुणस्थानकेषु बन्धहेतुप्रकरणम्— આ નામથી ઓળખાવતી પાઇય કૃતિમાં ત્રણ ગાથા છે. એમાં ગુણસ્થાનકોને વિષે જઘન્યથી તથા ઉત્કૃષ્ટથી એકીસાથે જે બન્ધ થાય તેનું નિરૂપણ છે.

અવચૂરિ—આના ઉપર સંસ્કૃતમાં અવચૂરિ છે. એમાં એક યન્ત્ર છે.

(૧૬) ઉપશમ-શ્રેણિ-સ્વરૂપ—આ કૃતિ સંસ્કૃતમાં હશે. એના કર્તાનું નામ કે એનું પરિમાણ જાણવામાં નથી. એની એક હાથપોથી અમદાવાદના ડહેલાના ભંડારમાં છે.[2] આ જાતની સ્વતંત્ર કૃતિ શ્વેતાંબરીય સાહિત્યમાં અન્ય હોય એમ જણાતું નથી.

(૧૭) ઉપશમશ્રેણિની સજ્ઝાય— આ ઉપશમશ્રેણિને લગતી કૃતિ તે ન્યાયાચાર્યકૃત [3]ગુણઠાણવિચારથી ભિન્ન છે.

(૧૮) ક્ષપક-શ્રેણિ-સ્વરૂપ—આ કૃતિ સંસ્કૃતમાં હશે. એના કર્તાના નામ કે એનાં પરિમાણ વિશે કોઈ ઉલ્લેખ જોવાજાણવામાં નથી. આની એક હાથપોથી અમદાવાદના ડહેલાના ભંડારમાં છે.[4]

(૧૯) ખવગસિક્ખા ([5]ક્ષપકશિક્ષા)—આ જિનેશ્વરસૂરિના શિષ્ય જિનચન્દ્રસૂરિએ ૧૨૩ ગાથામાં રચી છે. શું આ કૃતિ ક્ષપક-

૧ આ નાનકડી કૃતિ અને એની અવચૂરિ સવૃત્તિક બન્ધહેતૂદયત્રિભંગી તેમ જ "चतुर्दशजीवस्थानेषु जघन्योत्कृष्टपदे युगपद् बन्धहेतुप्रकरणम्" અને એની ટીકા સહિત "જૈ. આ. સા." તરફથી વિ. સં. ૧૯૭૪માં છપાવાઈ છે.

૨. જુઓ જિ૦ ર૦ કો૦ (વિ. ૧, પૃ. ૫૪).

૩. જુઓ પૃ. ૯૪.

૪. જુઓ જિ. ર. કો. (વિ. ૧, પૃ. ૯૭).

૫. એજન, પૃ. ૯૭.

શ્રેણિના નિરૂપણરૂપ છે? 'ખવગ'ના ક્ષય કરનાર, એક તપસ્વી મુનિ અને ક્ષપક-શ્રેણિ ઉપર આરૂઢ એમ ત્રણ અર્થ થાય છે.

## ૨૮ અવશિષ્ટ કૃતિઓ

(૧) [1]**કર્મવિપાક**—આ મલ્લિદાસની કૃતિ છે. એઓ 'વિજયા' ગચ્છના પદ્મસાગરના શિષ્ય દેવરાજના શિષ્ય થાય છે.[2]

(૨) **કમ્મવિવાગકુલય** (કર્મવિપાકકુલક)—આનો ઉલ્લેખ જૈ. ગ્રં. (પૃ. ૧૯૭)માં છે.

(૩) **કર્મપ્રકૃતિદ્વાત્રિંશિકા**—"चत्वारः कर्मग्रन्थाः"ના છઠ્ઠા પરિશિષ્ટ (પૃ. ૧૯)માં આ કૃતિમાં ૩૨ ગાથા હોવાનો ઉલ્લેખ છે. આ કૃતિ પાઈયમાં છે કે સંસ્કૃતમાં તે તેમ જ એની કોઈ હાથપોથી મળે છે કે કેમ તે જાણવું બાકી રહે છે. જિ૦ ર૦ કો૦માં તો આ નામથી કોઈ કૃતિની નોંધ નથી.

(૪) **કર્મપ્રકૃતિવિચાર**—આ કોઈકે સંસ્કૃતમાં રચેલી કૃતિ છે.[3]

(૫) **કર્મબન્ધભેદ**—આના રચનારનું નામ જાણવામાં નથી.[4]

(૬) **કર્મવિચારગર્ભિત-પાર્શ્વનાથસ્તોત્ર**—આ 'ખરતર' ગચ્છના જિનસિંહસૂરિના શિષ્ય જિનચન્દ્રે રચ્યું છે. આની એક હાથપોથી જેસલમેરના ભંડારમાં છે.

(૭) **કમ્માઇવિયારસાર** (કર્માદિવિચારસાર)—આમાં ૧૫૨ ગાથા છે. એનો પ્રારંભ "सयलन्तरायवीरं"થી થાય છે.

(૮) **કર્મપંચવિંશતિકા**—આ તેજશિંહે રચી છે.

(૯) **કર્મપ્રકાશ**—આ અજ્ઞાતકર્તૃક કૃતિ છે.

---

૧. આ કર્મસિદ્ધાંતના એક અંશના નિરૂપણરૂપ હશે એમ માની મેં એની અહીં નોંધ લીધી છે.

૨. જુઓ જિ૦ ર૦ કો૦ (વિ. ૧, પૃ. ૭૩).

૩. એજન, પૃ. ૭૨.

૪. એજન, પૃ. ૭૨.

(૧૦) પ્રકૃતિપ્રબન્ધ— આ શું કર્મવિષયક કૃતિ છે? એના કર્તાનું નામ જાણવામાં નથી.

(૧૧) પ્રકૃતિવિચાર—આ કર્મની પ્રકૃતિઓને લગતી કૃતિ હશે. એના કર્તા કોણ છે તે જાણવામાં નથી.

(૧૨) કર્મસંબ(વે?)ધભંગપ્રકરણ—આ ૪૦૦ શ્લોક જેવડી કૃતિ રાજહંસના શિષ્ય દેવચન્દ્રે રચી છે.

(૧૩) [1]બન્ધહેઉદયતિભંગી (બન્ધહેતૂદયત્રિભંગી) કિંવા ત્રિભંગિકાસૂત્ર—આ લક્ષ્મીસાગરસૂરિના શિષ્ય હર્ષકુલગણિએ ૬૫ ગાથામાં રચી છે. એમાં ગુણસ્થાનો અને માર્ગણાસ્થાનોનાં નામ આપી આ બંનેને ઉદ્દેશીને કર્મબંધના હેતુઓના ઉદયના સ્વામિત્વનું નિરૂપણ છે.

વૃત્તિ—આ વાનરર્ષિગણિએ વિ. સં. ૧૬૦૨માં ૧૧૫૦ શ્લોક જેવડી સંસ્કૃતમાં રચેલી વૃત્તિ છે. આ વાનરર્ષિનું બીજું નામ વિજયવિમલ છે અને તેઓ આનંદવિમલસૂરિના શિષ્ય થાય છે. આ વૃત્તિમાં મૂળ કૃતિને 'ત્રિભંગિકાસૂત્ર' કહેલી છે અને એમાં યન્ત્રો આપ્યાં છે. આ વૃત્તિની વિ. સં. ૧૬૬૨માં લખાયેલી એક હાથપોથી મળે છે.

ટીકા—આ આનંદસૂરિએ રચેલી ટીકા છે. એ આ વાનરર્ષિ-કૃત હશે એમ જિ૦ ર૦ કો૦ (વિ. ૧, પૃ. ૨૮૧)માં કહ્યું છે.

અવચૂરિ—પ્રસ્તુત કૃતિ ઉપર એક અવચૂરિ રચાઈ છે.

(૧૪) [2]બન્ધુદયસત્તાપયરણ (બન્ધોદયસત્તાપ્રકરણ)—આ વિજયવિમલગણિએ ૨૪ ગાથામાં રચેલી કૃતિ છે. એમાં સંસારી જીવના

---

૧. આ વાનરર્ષિની વૃત્તિ તેમજ "जघन्योत्कृष्टपद एककालं गुणस्थानकेषु बन्धहेतुप्रकरणम् तथा चतुर्दशजीवस्थानेषु जघन्योत्कृष्टपदे युगपद्बन्धहेतुप्रकरणम्" એમ અન્ય બે લઘુ કૃતિઓ સહિત "જૈ૦ આ૦ સ૦" તરફથી વિ. સં. ૧૯૭૪માં પ્રકાશિત કરાઈ છે.

૨. આ કૃતિ સ્વોપજ્ઞ મનાતી અવચૂરિ સહિત "જૈ૦ આ૦ સ૦" તરફથી વિ. સં. ૧૯૭૪માં પ્રસિદ્ધ કરાઈ છે.

એકેન્દ્રિયાદિ ૧૪ પ્રકારોની બંધ-પ્રકૃતિની, ઉદય-પ્રકૃતિની અને સત્તા-પ્રકૃતિની સંખ્યા દર્શાવાઈ છે અર્થાત્ સૂક્ષ્મ એકેન્દ્રિયાદિ જીવો કેટલી પ્રકૃતિ બાંધે, એ જીવોને કેટલી ઉદયમાં આવે અને કેટલી સત્તામાં હોય તે આ કૃતિમાં નિરૂપાયું છે.

**અવચૂરિ**—સત્તરિયાની મલયગિરિસૂરિકૃત [1]વિવૃતિના આધારે આ રચાઈ છે. "चत्वारः कर्मग्रंथाः"ના છઠ્ઠા પરિશિષ્ટ (પૃ. ૧૯)માં આને 'સ્વોપજ્ઞ' કહી એનું પરિમાણ ૩૦૦ શ્લોકનું દર્શાવાયું છે. આમાં યન્ત્રો અપાયાં છે.

**(૧૫) [2]ભાવપયરણ ( ભાવપ્રકરણ )**—આ પ્રકરણ વિમલવિજયગણિએ ૩૦ ગાથામાં જ. મ.માં રચ્યું છે. એમાં એમણે નિમ્નલિખિત આઠ દ્વારને અંગે ઔપશમિકાદિ છ ભાવ વિચાર્યા છે:

(૧) ધર્માસ્તિકાય, (૨) અધર્માસ્તિકાય, (૩) આકાશ, (૪) કાળ, (૫) સ્કન્ધ, (૬) કર્મ, (૭) ગતિ અને (૮) જીવ.

ત્રીજી ગાથામાં ચૌદ ગુણસ્થાનોનાં અને ચોથીમાં છ ભાવનાં નામ દર્શાવાયાં છે.

**અવચૂર્ણિ**—આ સ્વોપજ્ઞ છે. એ ૩૨૫ શ્લોક જેવડી છે અને એ વિ. સં. ૧૬૨૩માં રચાઈ છે. એમાં કેટલાંક યંત્ર અપાયાં છે.

**(૧૬) [3]चतुर्दशजीवस्थानेषु जघन्योत्कृष्टपदे युगपद्बन्धहेतुप्रकरणम्**—આ નામથી પ્રકાશિત કરાયેલી આ પાઇય કૃતિમાં બે ગાથા છે. એમાં ચૌદ પ્રકારના જીવોને અંગે જઘન્યથી અને ઉત્કૃષ્ટથી સમકાળે જે બન્ધના હેતુ હોય તે દર્શાવાયા છે.

[4]**ટીકા**—આ નાનકડી અજ્ઞાતકર્તૃક રચના છે. એમાં એક યન્ત્ર છે.

---

૧. જુઓ પૃ. ૪૮.

૨. આ સ્વોપજ્ઞ અવચૂર્ણિ સહિત "જૈ. આ. સ." તરફથી વિ. સં. ૧૯૬૮માં છપાઈ તે.

૩-૪. આ બંને સવૃત્તિક બન્ધહેતૂદયત્રિભંગીની સાથે છપાવાયાં છે. જુઓ પૃ. ૯૫.

(૧૭) ભૂયારાઈવિચાર (ભૂયસ્કારાદિવિચાર)—જૈ. ગ્રં. (પૃ ૧૩૭)માં આની નોંધ છે. "चत्वारः कर्मग्रन्थाः"ના છઠ્ઠા પરિશિષ્ટ (પૃ. ૧૯) પ્રમાણે આમાં ૬૦ ગાથા છે. એ વિક્રમની સત્તરમી સદીમાં વિદ્યમાન લક્ષ્મીવિજયે રચી છે. બંધસ્થાનોના (૧) ભૂયસ્કાર, (૨) અલ્પતર, (૩) અવસ્થિત અને (૪) અવક્તવ્ય એમ જે ચાર પ્રકારોનું અને એના ઉપપ્રકારોનું નિરૂપણ દેવેન્દ્રસૂરિએ સયગ (ગા. ૨૨-૨૫)માં કર્યું છે તે આ કૃતિમાં રજૂ કરાયું હશે એમ એનું નામ વિચારતાં ભાસે છે.

(૧૮) અષ્ટકર્મવિપાક કિંવા કર્મવિપાક—શું આ શુભશીલગણિએ આઠ કર્મનાં ફળને સૂચવનારી રચેલી કથા છે? જો એમ જ હોય તો આ કૃતિ અત્ર પ્રસ્તુત ન જ ગણાય.

(૧૯) મણથિરીકરણ (મનઃસ્થિરીકરણ)—આ પ્રકરણ મહેન્દ્રસૂરિએ જ મ.માં ૧૬૭ ગાથામાં વિ. સં. ૧૨૮૪માં રચ્યું છે. એનો પ્રારંભ "नमिऊण वद्धमाणं"થી કરાયો છે.

સ્વોપજ્ઞ વૃત્તિ—આ સંસ્કૃત વૃત્તિ (વિવરણ) પણ વિ. સં. ૧૨૮૪ની રચના છે. એનું પરિમાણ ૨૩૦૦ શ્લોક જેવડું છે.

(૨૦) [1]સંયમશ્રેણિવિચાર—આ 'કૂર્ચાલી-શારદ' વાચક યશોવિજયગણિએ ગુજરાતીમાં રચેલી 'સંયમશ્રેણિવિચાર' નામની સજ્ઝાય છે. આમાં કંડકોને અંગેનો વિષય ત્રણ ઢાલમાં નિરૂપાયો છે. આનો પરિચય મેં યશોદોહન (ખંડ ૨, ઉપખંડ ૩, પ્રકરણ ૩)માં આપ્યો છે.

સ્વોપજ્ઞ ટબ્બો—આ ન્યાયાચાર્યે રચ્યો છે. એ અપ્રકાશિત હોય એમ લાગે છે.

(૨૧) [2]સંયમશ્રેણિવિચારસ્તવન—ઉપર્યુક્ત સજ્ઝાયના વિસ્તારરૂપે પં. ઉત્તમવિજયે આ સ્તવન ત્રણ ઢાલમાં રચ્યું છે.

---

૧-૨ આ બંને કૃતિઓ "સ્તવન, સ્વાધ્યાય આદિ શ્રુતરત્નસંગ્રહ"મા "જૈન ગ્રંથ પ્રકાશક સભા" (અમદાવાદ) તરફથી વિ. સં. ૧૯૯૬માં યન્ત્રાદિ સહિત છપાવાઈ છે.

ચારિત્રની શુદ્ધિ-અશુદ્ધિની તરતમતા યાને સંયમસ્થાન વિષે કેટલીક હકીકત શ્રીભગવતી-સાર (પૃ. ૭૮-૮૦)માં અપાઈ છે.

(૨૨) [1]સંયમશ્રેણિપ્રકરણ—આ ગદ્યમાં રચાયેલી કૃતિ તે પૃ. ૯૭ગત ટબ્બો જ છે કે એને અંગેની મૂળ કૃતિ છે કે અન્ય જ કોઇ કૃતિ છે તે જાણવું બાકી રહે છે.

(૨૩) [2]The Karma Philosophy—[3]વીરચંદ રાઘવજી ગાંધીએ કર્મ-સિદ્ધાંતને અંગે વિદેશમાં જે ભાષણો આપ્યાં હતાં અને કેટલુંક લખાણ કર્યું હતું તે સ્વ. ભગુભાઈ એફ. કારભારીએ સંકલિત અને સંપાદિત કર્યાં હતાં. એ ગ્રન્થસ્થ સ્વરૂપે પ્રકાશિત કરતી વેળા એનું આ નામ રખાયું છે.

(૨૪) [4]સંક્રમકરણ—આમાં આઠ કરણો પૈકી 'સંક્રમ' કરણનું વિસ્તૃત નિરૂપણ છે. આ સંસ્કૃત કૃતિના પ્રણેતા શ્રીવિજય-

---

૧. આની નોંધ "ન્યાયવિશારદ ન્યાયાચાર્ય મહોપાધ્યાય શ્રીયશોવિજયગણિ સ્મૃતિગ્રંથ" (પૃ. ૧૬૨)માં છે.

૨. આ કૃતિ "દે. લા. જૈ. પુ. સંસ્થા" તરફથી ઈ. સ. ૧૯૧૩માં છપાવાઈ છે.

૩. એમનો જન્મ ઈ. સ. ૧૮૬૪માં થયો હતો અને ૩૭ વર્ષની વયે એમનું અવસાન થયું હતું.

૪. આ કૃતિ બે વિભાગમાં પ્રકાશિત કરાઇ છે. પ્રથમ વિભાગ ઈ. સ. ૧૯૩૧માં અને દ્વિતીય વિભાગ ઈ. સ. ૧૯૩૩માં વિવિધ યંત્રો અને ચિત્રો યાને સ્થાપનાઓ સહિત છપાવાયા છે. પ્રથમ વિભાગના પ્રકાશક રણછોડદાસ શેષકરણ છે જ્યારે બીજાના શાન્તિદાસ ખેતસી છે. આ બંને તે તે સમયે "યંગ મેન્સ જૈન સોસાયટી"ના પ્રમુખ હતા. પ્રથમ વિભાગ અંગે 'વાઙ્મુખ' અને દ્વિતીયને અંગે 'કિંચિદ્ વક્તવ્ય' સંસ્કૃતમાં છે અને એ બંને મુનિશ્રી રક્ષિતવિજયજીની રચના છે. પ્રથમ વિભાગમાં યંત્રો અને ચિત્રોની સળીને સંખ્યા ૮૫ છે જ્યારે દ્વિતીય વિભાગમાં યંત્રો અને ચિત્રોની ભેગી સંખ્યા ૨૧૦ છે અને એ બધાંનાં નામ સંસ્કૃતમાં અપાયાં છે. પ્રથમ વિભાગમાંનાં કેટલાંક યંત્રો સીનોરવાળા ચંદુલાલ નાનચંદે તૈયાર કર્યાં હતાં. પ્રથમ વિભાગગત બંને વિભાગોમાંના વિષયોની અનુક્રમણિકા તે તે ભાગમાં સંસ્કૃતમાં અપાઈ છે. એ ઉપરથી આઠ કરણો પૈકી 'સંક્રમ' કરણ વિષે અપાયેલી વિવિધ માહિતી મળી રહે છે.

પ્રેમસૂરિ છે એમ આ કૃતિના અંતમાંની પ્રશસ્તિ (શ્લો. ૩૪)માં કહ્યું છે. પ્રારંભમાં ૮ પદ્યો છે જ્યારે અંતમાંની પ્રશસ્તિમાં ૪૧ પદ્યો છે. બાકીનું લખાણ ગદ્યમાં છે. આ કૃતિના સંશોધનમાં શ્રીવિજયમેઘસૂરિએ સહાય કરી છે આ કૃતિ વિ. સ. ૧૯૮૭માં રચાઈ છે

(૨૫) [1]માર્ગણાદ્વારવિવરણ—જીવસમાસની છઠ્ઠી ગાથા તરીકે, પવયણસારુદ્ધારનાં દાર ૨૨૫ની–૧૩૦૩મી ગાથારૂપે અને પ્રાચીન બંધસામિત્તમાં દ્વિતીય ગાથારૂપે એમ વિવિધ કૃતિઓમાં નિમ્નલિખિત પદ્ય જોવાય છે :—

"गइ १ इन्दिए २ य काये ३ जोए ४ वेए ५ कसाय ६ नाणेसुं ७
संजम ८ दंसण ९ लेसा १० भव ११ सम्मे १२ सन्नि १३ आहारे १४॥"

આમાં દર્શાવાયેલાં ચૌદ માર્ગણા-સ્થાનોનું એના અવાંતર બાસઠ ભેદોપૂર્વક ઉપાધ્યાય (હાલ સૂરિ) શ્રીપ્રેમવિજયજીએ સંસ્કૃતમાં લગભગ સાડા બાર હજાર શ્લોક જેવડું જે વિવરણ વિ સં. ૧૯૯૧માં રચ્યું છે તે આ કૃતિ છે

(૨૬) [2]શ્રીકર્મબોધપ્રભાકર—આ પુસ્તક વજિંગ (વિજયચંદ) સદાજી જૈને ગુજરાતીમાં રચ્યું છે અને એનું સંશોધન અભિધાનરાજેન્દ્રના પ્રણેતા શ્રીવિજયરાજેન્દ્રસૂરિજીના શિષ્ય શ્રીયતીન્દ્રવિજયજીએ કર્યું છે. આ પુસ્તકમાં ૬૨ માર્ગણાઓમાં ૧૦૧ દ્વારની વિગતો બાળબોધ લિપિમાં પરંતુ ગુજરાતી ભાષામાં રજૂ કરાઈ છે. આ પુસ્તકનો પ્રારંભ મંગલાચરણરૂપે ૬૧ ગુજરાતી

---

૧. આ કૃતિ આ નામથી 'ધી યંગ મૅન્સ જૈન સોસાયટી' તરફથી ઈ. સ. ૧૯૩૫માં પત્રાકારે પ્રસિદ્ધ કરાઈ છે. એના પ્રકાશકીયમાં આ વિવરણના કર્તાને પંચસંગ્રહપંજરંગની ટીકા રચવાનો મનોરથ હોવાનો ઉલ્લેખ છે એમ કહ્યું છે પણ તે મુજબ અદ્યાપિ કાર્ય થયું નથી.

૨. આ પુસ્તક હિંમતલાલ, વિનયચંદ, મેઘાજી, વજિંગજી અને પેમાજીએ ઈ. સ. ૧૯૨૧માં "શ્રીરાજેન્દ્રસૂરિ જૈન ગ્રંથમાલા"નાં પુષ્પ ૧ તરીકે છપાવ્યું છે.

દોહાથી કરાયો છે. અંતમાં આ પુસ્તકમાં કર્મપ્રકૃતિઓ માટે વપરાયેલી સંજ્ઞાઓ, પંદર બંધનની સમજણ, યતીન્દ્રવિજયજીએ સંસ્કૃતમાં નવ પદ્યમાં વિજયરાજેન્દ્રસૂરિને ઉદ્દેશીને રચેલું ગુર્વષ્ટક તેમ જ ગતિ, ક્ષેત્ર, લિંગ ઇત્યાદિને લક્ષીને સિદ્ધ થનારની સંખ્યા અપાયાં છે.

(૨૭) [1]શ્રીદ્વાષષ્ટિમાર્ગણાસંગ્રહ [ યંત્રપૂર્વક ]— આ પુસ્તક શ્રીવિશાલવિજયજીએ રચ્યું છે. એમાં જાતજાતનાં યંત્રો અપાયાં છે. સાથે સાથે વિગતો પણ સમજાવાઈ છે.

(૨૮) [2]કર્મ-સિદ્ધિ—આ કૃતિ અનુયોગાચાર્ય [3]શ્રીપ્રેમવિજયગણિએ (હાલ સૂરિએ) વિ. સં. ૧૯૮૨માં રચી છે. પ્રારંભમાં એક પદ્ય છે જ્યારે અંતમાં પ્રશસ્તિનાં સાત પદ્યો છે આ કૃતિમાં જગતની વિચિત્રતાનું કારણ 'કર્મ' છે એમ દર્શાવી 'કર્મ' માટે અન્ય દર્શનકારોએ યોજેલી અદૃષ્ટ ઇત્યાદિ સંજ્ઞાઓ જણાવી કર્મની સિદ્ધિ માટે જૈન તેમ જ અજૈન કૃતિઓમાંથી અવતરણો આપી આ વિષય પલ્લવિત કરાયો છે. સાથે સાથે કાલવાદી અને નિયતિવાદીના પક્ષો રજૂ કરી એ એકાંતવાદીઓનાં મંતવ્યોનું નિરસન કરાયું છે અને સાપેક્ષ રીતે કાળ, સ્વભાવ ઇત્યાદિનો સ્વીકાર કરાયો છે. પૃ. ૨૦માં સૂયગડમાંથી બે પદ્યો ઉદ્ધૃત કરી

૧. આ પુસ્તક "ય. જૈ. ગ્રં." તરફથી ભાવનગરથી વિ. સં. ૨૦૦૩માં છપાવાયું છે.

૨ આ કૃતિ લુડીચંદ દીપચંદે ઇ. સ. ૧૯૨૯માં પ્રકાશિત કરી છે. મુનિ શ્રીરક્ષિતવિજયજીએ સંસ્કૃતમાં વાઙ્મુખ લખ્યું છે.

૩. આ ગણિએ કમ્મપયડિસંગહણી કે જે ન્યાયાચાર્ય યશોવિજયગણિની ટીકા સહિત "જૈ. ધ. પ્ર. સ." તરફથી પ્રકાશિત થનારી હતી તેની પ્રસ્તાવના તરીકે સંસ્કૃતમાં લખાણ કર્યું હતું પરંતુ એનું પરિમાણ વધારે જણાતાં એ છપાવાયું નહિ. કાલાંતરે થોડાક વિવરણપૂર્વક આ ગણિએ એ ફરીથી તૈયાર કરી એનું 'કર્મસિદ્ધિ' નામ યોજ્યું. એ આ પ્રસ્તુત પુસ્તક છે

તેની વૃત્તિ રજૂ કરાઈ છે. 'વાસના' અને કર્મમાં ભેદ દર્શાવાયો છે. અમૂર્તનો મૂર્ત સાથે સંબંધ કેમ હોય એ પ્રશ્ન ચર્ચાયો છે. એકંદર રીતે આ લઘુ કૃતિ મહત્ત્વની છે એટલે એનો ગુજરાતીમાં ભાવાનુવાદ તૈયાર કરાવી એ પ્રસિદ્ધ કરાવવો ઘટે.

(૨૬) કર્મફલવિચાર—કર્મનું ફળ આપનાર ઈશ્વર કે અન્ય કોઈ નથી પણ કર્મ જ છે. એ બાબત યુક્તિપૂર્વક આ કૃતિમાં આગમોદ્ધારકે સંસ્કૃતમાં ૭૨ પદ્યોમાં વિ.સં. ૧૯૮૪માં રજૂ કરી છે.[1] આ કૃતિ અદ્યાપિ અપ્રકાશિત છે.

## પરિશિષ્ટ : ગુજરાતી લેખો

કર્મસિદ્ધાન્તને અંગે મેં અત્યાર સુધીમાં ચાળીસેક લેખો લખ્યા છે. એ બધા તો અત્યાર સુધીમાં છપાઈ ગયા નથી. પ્રકાશિત લેખો પૈકી ૧૧નાં નામ અને એ જે સામયિકોમાં છપાયા છે તેનાં નામ મેં મારી પુસ્તિકા નામે [2]હીરક-સાહિત્ય-વિહાર ( પૃ. ૨૫-૨૬ )માં આપ્યાં છે એટલે અહીં તો અત્યારે [3]અપ્રકાશિત પરંતુ હવે પછી પ્રસિદ્ધ થનારા લેખોનાં નામ નીચે મુજબ દર્શાવું છું:—

૧. આયુષ્ય
૨. 'ઉપશમ' શ્રેણિ અને 'ક્ષપક'-શ્રેણિ સંબંધી સાહિત્ય
૩. કરણોનું દિગ્દર્શન
૪. કર્મદલિકની વહેંચણી
૫. કર્મવિષયક કૃતિઓનું પૌર્વાપર્ય
૬. કર્મવિષયક શંકાઓ અને સમાધાનો
૭. 'કર્મ' શબ્દની વ્યુત્પત્તિઓ

---

૧ જુઓ આ. સુ. ( પૃ. ૨૮ ).

૨ આ bibliography મેં ઈ.સ. ૧૯૬૦માં છપાવી છે. એમાં એ સમય સુધીમાં મારા પ્રકાશિત તથા અપ્રકાશિત ગ્રંથો તેમ જ ૫૪૬ પ્રકાશિત લેખોની નોંધ છે. ત્યાર બાદ છપાયેલા કર્મવિષયક કેટલાક લેખોનાં નામાદિ મેં આ પ્રસ્તુત પુસ્તકમાં આપ્યાં છે.

૩ બધા લેખો સ્થળાંતર કરવું પડ્યું હોવાથી એકત્રિત કરી શકાયા નથી.

૮. કર્મસિદ્ધાન્ત અંગેનાં ઉદાહરણો
૯. કર્મસિદ્ધાન્ત અંગેની કેટલીક વિગતોમાં શ્વેતામ્બરો અને દિગંબરોમાં મતભેદ
૧૦. કર્મસિદ્ધાન્ત સંબંધી પદ્યાત્મક રચનાઓ
૧૧. જૈન કર્મસિદ્ધાન્તનું તુલનાત્મક અવલોકન
૧૨. જૈન દર્શનનો કર્મસિદ્ધાન્ત
૧૩. જૈન દૃષ્ટિએ ઉત્ક્રાન્તિ (evolution) અને અપક્રાન્ત ( involution ) [આત્મોન્નતિનાં સોપાન]
૧૪. જૈન ધર્મ અને આત્મવિકાસનો ક્રમ
૧૫. જૈન ધર્મ અને કર્મનો સિદ્ધાન્ત
૧૬. પુણ્ય અને પાપ
૧૭. પ્રકૃતિબન્ધના પ્રકારોનું વર્ગીકરણ
૧૮. બૃહત્કર્મપ્રકૃતિ અને એની ચૂર્ણિ
૧૯. શિવશર્મસૂરિ, આચાર્ય ગુણધર અને મુનિ યતિવૃષભ તેમજ એ ત્રણેના ગ્રન્થો
૨૧. સમાનનામક કર્મગ્રન્થો અને ગ્રન્થાંશો
૨૧. સૈદ્ધાન્તિકો અને કાર્મગ્રન્થિકો વચ્ચે મતભેદો

* * *

## પ્રકરણ ૧૦: એકત્રીસ આનુષંગિક રચનાઓ

જેમ કર્મસિદ્ધાન્તને અંગે અનાગમિક સાહિત્યના એક અંગરૂપે સ્વતંત્ર કૃતિઓ રચાઇ છે તેમ આ સાહિત્યને લગતી કેટલીક કૃતિઓમાં કર્મસિદ્ધાન્તનું પ્રાસંગિક નિરૂપણ છે. આવી કેટલીક પ્રાયઃ મહત્ત્વની કૃતિઓ નીચે મુજબ છે:—

(૧) **તત્ત્વાર્થાધિગમસૂત્ર**—આ વિદ્યાવારિધિ ઉમાસ્વાતિની સંક્ષિપ્ત પરંતુ સંગીન સૂત્રાત્મક કૃતિ છે. એના પ્રત્યે શ્વેતાંબરો તેમ જ દિગંબરો પણ વિશેષ આદરભાવ સેવે છે અને એના ઉપર બંને ફિરકાના વિદ્વાનોએ મહત્ત્વપૂર્ણ ટીકાઓ રચી છે. આના આદ્ય અધ્યાયમાં સમ્યગ્દર્શનનું લક્ષણ આપી અને એની ઉત્પત્તિનાં નિમિત્તો દર્શાવી પાંચે જ્ઞાનનું વિસ્તૃત નિરૂપણ કરાયું છે.

અ. ૨માં ઔપશમિકાદિ ભાવો, ઇન્દ્રિયો. પાંચે શરીર અને આયુષ્યના પ્રકારો એમ વિવિધ બાબતો રજૂ કરાઈ છે.

અ. ૬માં કર્મબંધના હેતુઓનું નિરૂપણ છે.

અ. ૮માં બંધના મિથ્યાદર્શનાદિ પાંચ કારણો, બંધનું સ્વરૂપ અને એના પ્રકારો, મૂળ અને ઉત્તર પ્રકૃતિઓનાં નામ, સ્થિતિ–બંધ, અનુભાવ–બંધ અને પ્રદેશ–બંધ એમ જાતજાતની માહિતી અપાઈ છે.

અ. ૯માં પરીષહો અને ધ્યાનો વિષે નિરૂપણ છે.

અ. ૧૦માં સર્વજ્ઞતાની પ્રાપ્તિ, મોક્ષનું લક્ષણ, કેટલાક ભાવોના અભાવથી થતી મુક્તિ તેમ જ સિદ્ધ પરમાત્માઓને લગતી બાર બાબતો એમ વિવિધ બીના રજૂ કરાઈ છે.

(૨) **પ્રાચીન સંસ્કૃત કર્મશાસ્ત્ર**—વિદ્યાવારિધિ ઉમાસ્વાતિના ત. સૂ. ઉપર તેમ જ એના સ્વોપજ્ઞ ભાષ્ય ઉપર સિદ્ધસેનગણિએ

મહત્ત્વપૂર્ણ ટીકા સંસ્કૃતમાં રચી છે અને એમાં વિવિધ અવતરણો આપ્યાં છે. ત.સૂ.ના અ. ૮નાં સૂત્ર ૨-૪, ૧૦, ૧૧, ૨૨, ૨૪ અને ૨૬માં જે કર્મવિષયક સંસ્કૃત અવતરણો આ ગણિએ આપ્યાં છે એની સંખ્યા અનુક્રમે નીચે મુજબ છે:—

૧૩ (૫+૮), ૮ (૧+૭), ૪ (૧+૧+૨), ૧૫ (૧+૨+૧+૧+૧+૧+૧+૧+૧+૧+૧+૧+૧) ૧, ૧૦ (૧+૩+૨+૧+૩), ૧ અને ૧૨ (૭+૫).

આમ કુલ્લે ૬૪ અવતરણો છે. તેમાંના છેલ્લાં પાંચ કોઈ 'યાપનીય' કૃતિનાં હોય તો બાકીનાં ૫૯ અવતરણો પણ એમાંનાં જ હશે અથવા અન્ય કોઈ એક જ કૃતિમાંથી ઉદ્ધૃત કરાયાં હોવાં જોઈએ. આ અવતરણો એકસાથે છપાવવાં જોઈએ જેથી લુપ્ત જણાતા ગ્રંથ કે ગ્રંથોનો પત્તો લાગે.

એમ લાગે છે કે આ સિદ્ધસેનગણિની સામે કોઈ પણ પ્રાચીન સંસ્કૃત કર્મશાસ્ત્ર કે કર્મશાસ્ત્રો હશે અથવા તો જૈન દર્શનને અંગેના કોઈ પ્રાચીન ગ્રંથમાં કર્મ સંબંધી પ્રાસંગિક નિરૂપણ હશે.

(૩) [1]**જીવસમાસ**—આ ૨૮૬ ગાથાની કૃતિ કોઈકે 'વલભી' વાચના અનુસાર રચી છે. એમાં કર્મસિદ્ધાન્ત અને તેમાં ખાસ કરીને ગુણસ્થાનો વિષે નિરૂપણ છે. એનું સ્પષ્ટીકરણ 'મલધારી' હેમચન્દ્રસૂરિએ

---

૧ આ કૃતિ 'મલધારી' હેમચન્દ્રસૂરિની મોડામાં મોડી વિ.સં. ૧૧૬૪માં રચાયેલી વૃત્તિ સહિત "આગમોદય સમિતિ" તરફથી ઈ.સ. ૧૯૨૭માં પ્રકાશિત કરાઈ છે. જિ. ૨. કો. (વિ. ૧., પૃ. ૧૪૨)માં આ કૃતિમાં ૨૯૭ ગાથા હોવાનો અને પૃ. ૧૪૩માં આ ઉપર શીલાંકસૂરિની તેમ જ એક અજ્ઞાતકર્તૃક ટીકા હોવાનો ઉલ્લેખ છે. ઉપર્યુક્ત મુદ્રિત વૃત્તિમાં આ પૂર્વે બે ટીકા રચાયાનો ઉલ્લેખ છે તે કઈ તે જાણવું બાકી રહે છે. જીવોનો ચૌદ ગુણસ્થાનોમાં સંગ્રહ સૂચવનાર આ જીવસમાસનો ગુજરાતી ભાવાર્થ માસ્તર ચંદુલાલ નાનચંદે પ્રકાશિત કર્યો છે.

વૃત્તિ દ્વારા કર્યું છે અને ગુજરાતી ભાવાનુવાદ ચંદુલાલ માસ્તરે કર્યો છે. ગુણસ્થાનોને લગતી ગાથાઓના ક્રમાંક નીચે મુજબ છેઃ—

૮, ૯, ૨૨–૨૪, ૨૬, ૫૮, ૬૫, ૧૪૪–૧૪૯, ૨૧૯–૨૨૮, ૨૫૭–૨૫૯ અને ૨૭૭–૨૮૧.

(૪) [1]કુવલયમાલા—આ મનનીય કથા ઉદ્દ્યોતનસૂરિએ ઉર્ફે દાક્ષિણ્યચિહ્નસૂરિએ એમના પોતાના કથન મુજબ 'હ્રી' દેવીના વચનથી શકસંવત્ ૭૦૦માં એક દિવસ ઓછો હતો ત્યારે પૂર્ણ કરી હતી એમાં કર્મસિદ્ધાન્તને લગતી કેટલીક વિગતો પ્રસંગોપાત્ત છૂટીછવાઇ પીરસાઈ છે. જેમકે ભા. ૧, પૃ. ૨૩૦–૨૩૨માં શુભ અને અશુભ કર્મના વિપાકોનો ગતિ, વેદ ઇત્યાદિપૂર્વક નિર્દેશ છે. પૃ. ૨૪૧માં જ્ઞાનાવરણાદિ કર્મોનાં ઉદય, ક્ષય, ક્ષયોપશમ અને ઉપશમનાં શાં નિમિત્તો છે એવો પ્રશ્ન રજૂ કરાયો છે અને પૃ. ૨૪૨માં દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભવ અને ભાવની અપેક્ષાએ [2]ઉદાહરણપૂર્વક એનો ઉત્તર અપાયો છે.

(૫) ઉપમિતિભવપ્રપંચાકથા—આ કથા સિદ્ધર્ષિએ વિ. સં. ૯૬૨માં રચી છે. એ રૂપકાત્મક સાહિત્યનો બેનમૂન નમૂનો છે એમાં કર્મસિદ્ધાન્તને લગતી વિગતો છૂટીછવાઈ નજરે પડે છે. એ એકત્રિત કરાવી ઘટે. તેમ કરવામાં શ્રીસિદ્ધર્ષિ નામના [3]પુસ્તકના અંતમાં અપાયેલો વિષયાનુક્રમ સહાયક થઇ પડે તેમ છે.

---

૧ આ સંપૂર્ણ કૃતિ (મૂળ માત્ર) પ્રથમ ભાગ તરીકે "સિંઘી જૈન ગ્રન્થમાલા"માં ઈ. સ. ૧૯૫૯માં પ્રસિદ્ધ કરાઇ છે. આનો ગુજરાતીમાં ભાવાનુવાદ શ્રીહેમસાગરસૂરિજીએ કર્યો છે અને એ છપાય છે.

૨ દા. ત. જેમ વજરૂપ દ્રવ્ય વડે હણાયેલાને વેદના થાય તેમ મોહનીય કર્મના વિપાકની વેળા થાય.

૩ આ પુસ્તક "જૈ. ધ. પ્ર. સ." તરફથી ઈ. સ. ૧૯૩૯માં છપાવાયું છે.

(૬) [1]પવયણસારુદ્ધાર અને એની વૃત્તિ—નેમિચન્દ્રસૂરિએ પવયણસારુદ્ધાર રચ્યો છે અને સિદ્ધસેનસૂરિએ એની વિસ્તૃત વૃત્તિ "કરિ-સાગર-રવિ" વર્ષમાં અર્થાત્ વિ. સં. ૧૨૪૮ કે ૧૨૭૮માં રચી છે. મૂળ કૃતિનાં નિમ્નલિખિત દાર (દ્વાર)માં કર્મવિષયક નિરૂપણ છે અને એનું સ્પષ્ટીકરણ એની વૃત્તિમાં છે:—

૪૭માથી ૫૮મા એમ બાર દારમાં સિદ્ધો વિષે વિવિધ માહિતી અપાઈ છે.

૮૯મા દારમાં 'ક્ષપક'શ્રેણિ અને ૯૦મામાં 'ઉપશમ'શ્રેણિનું નિરૂપણ છે.

૧૪૮મા દારમાં સમ્યક્ત્વના ૬૭ ભેદોનો અને ૧૪૯મામાં ૧૦નો નિર્દેશ છે.

૧૫૮મા, ૧૫૯મા અને ૧૬૨મા એ ત્રણ દારમાં અનુક્રમે પલ્યોપમ, સાગરોપમ અને પુદ્ગલપરાવર્ત વિષે માહિતી અપાઈ છે.

૧૬૫મામાં આઠ મદનો ઉલ્લેખ છે.

૧૭૦મામાં દસ પ્રાણો ગણાવાયા છે.

૧૭૩માથી ૧૮૪મા દારમાં નારકોને લગતી હકીકત છે.

૧૮૫મા દારમાં એકેન્દ્રિયાદિની કાયસ્થિતિ અને ૧૮૬મામાં ભવસ્થિતિ વર્ણવાઈ છે.

૧૮૮માથી ૧૯૧મા દારમાં અનુક્રમે ઇન્દ્રિયોનું સ્વરૂપ જીવોની લેશ્યાઓ તેમ જ એકેન્દ્રિયાદિની ગતિ તથા આગતિની બાબત રજૂ કરાઈ છે.

૧૯૭મા દારમાં ભવનપતિ વગેરેની લેશ્યા તેમ જ ૨૦૨મા અને ૨૦૩મા દારમાં અનુક્રમે એમની ગતિ અને આગતિની વિચારણા છે.

૧. આ ગ્રંથનું ગુજરાતી ભાષાંતર ભીમશી માણેકે છપાવ્યા બાદ દસેક વર્ષે એનો તેમ જ સિદ્ધસેનીય વૃત્તિનો આધાર લઈ હીરાલાલ હંસરાજે કરેલું ગુજરાતી ભાષાંતર મૂળ સહિત બે ભાગમાં મોહનલાલ ગોવિંદજીએ પત્રાકારે પાલીતાણાથી અનુક્રમે ઈ. સ. ૧૯૨૧ અને ઈ. સ. ૧૯૨૨માં પ્રસિદ્ધ કર્યું હતું.

૨૦૭મા દ્વારમાં આઠ પ્રમાદ વિષે ઉલ્લેખ છે.

૨૧૫મા દ્વારમાં આઠ મૂળ પ્રકૃતિનો અને ૨૧૬મામાં એની ઉત્તર પ્રકૃતિઓનો ઉલ્લેખ છે.

૧૭મા દ્વારમાં બંધ, ઉદય, ઉદીરણા અને સત્તાનો તેમ જ ૨૧૮મામાં અબાધાકાળ સહિત કર્મસ્થિતિનો વિચાર કરાયો છે.

૨૧૯મા દ્વારમાં ૪૨ પુણ્યપ્રકૃતિઓનો અને ૮૨ પાપપ્રકૃતિઓનો ઉલ્લેખ છે.

૨૨૧મા દ્વારમાં ઔપશમિકાદિ છ ભાવોનું નિરૂપણ છે.

૨૨૪મા દ્વારમાં ૧૪ ગુણસ્થાનો અને ૨૨૫મામાં માર્ગણાસ્થાનોને લગતી વિગતો છે.

૨૨૭મા દ્વારમાં પંદર યોગનો નિર્દેશ છે.

૨૨૯મા દ્વારમાં ગુણસ્થાનોનાં કાલમાન દર્શાવાયાં છે.

૨૩૧મા દ્વારમાં સાત સમુદ્ઘાતનો અધિકાર છે.

૨૩૨મા દ્વારમાં છ પર્યાપ્તિનું સ્વરૂપ આલેખાયું છે.

૨૪૯મા દ્વારમાં સમ્યક્ત્વાદિનાં અંતરોનો નિર્દેશ છે.

૨૬૦મા દ્વારમાં ષટ્સ્થાનવૃદ્ધિહાનિ વિચારાઇ છે.

૨૭૬મા—અંતિમ દ્વારમાં સિદ્ધના ૩૧ ગુણો ગણાવાયા છે.

સિદ્ધસેનસૂરિકૃત વૃત્તિ—આમાં કર્મવિષયક નિમ્નલિખિ શબ્દોની [1]વ્યુત્પતિ અપાઇ છે :—

અનન્તાનુબન્ધિન્, અન્તરાય, અપ્રત્યાખ્યાન, અરતિમોહનીય અવધિ, આયુસ્, આવરણ, ઉપઘાત, કષાય, ગતિ, ગોત્ર, ચારિત્ર-મોહનીય, જુગુપ્સામોહનીય, જ્ઞાન, ત્રસ, દર્શન, દર્શનમોહનીય નપુંસકવેદ, નામન્, નિદ્રા, નોકષાય, પરિભોગ, પુંવેદ, પ્રચલા,

---

૧ દા. ત. "नियतं द्राति कुत्सितत्वम्–अविस्पष्टत्वं चैतन्यं गच्छति अनया इति निद्रा".

પ્રત્યાખ્યાનાવરણ, બન્ધન, ભયમોહનીય, ભોગ, ગતિ, મિથ્યાત્વ-મોહનીય, રતિમોહનીય, વિહાયોગતિ, વેદનીય, શોકમોહનીય, શ્રુત, સંઘાતન, સંજ્વલન, સમચતુરસ્ર, સેવાર્ત, સ્ત્યાનગૃદ્ધિ, સ્ત્યાનર્દ્ધિ, સ્ત્રીવેદ અને હાસ્યમોહનીય.

**(૭) યોગશાસ્ત્ર અને એનું સ્વોપજ્ઞ વિવરણ**—આ મૂળ કૃતિ તેમ જ એનું સ્વોપજ્ઞ વિવરણ 'કલિ૦' હેમચન્દ્રસૂરિની રચના છે. એના પ્ર. ૪, શ્લો. [1]૭૮માંના આ વિવરણ (પત્ર ૩૦૬આ-૩૦૮અ)માં વિવિધ કર્મના બંધના હેતુઓ દર્શાવાયા છે અને એનો ઉલ્લેખ દેવેન્દ્રસૂરિએ કમ્મવિવાગ (ગા. ૫૩-૬૦)ની સ્વોપજ્ઞ ટીકા (પૃ. ૫૯-૬૪)માં કર્યો છે.

**(૮) અર્થદીપિકા**—આ વન્દિત્તુસુત્તની રત્નશેખરસૂરિએ વિ. સં. ૧૪૯૬માં રચેલી સંસ્કૃત વૃત્તિ છે. વન્દિત્તુસુત્ત (ગા. ૬)ની આ વૃત્તિ (પત્ર ૨૪આ-૨૮અ)માં સમ્યક્ત્વના સ્વરૂપનું વિસ્તૃત નિરૂપણ છે.

**(૯) લોકપ્રકાશ**—આ વૈયાકરણ વિનયવિજયગણિએ જુનાગઢમાં વિ. સં. ૧૭૦૮માં પૂર્ણ કરેલો મહામૂલ્યશાળી જૈન વિશ્વકોશ (encyclopædia) છે. એના સર્ગ ૧માં પલ્યોપમ અને સાગરોપમ વિષે કથન છે.

સ. ૨માં સિદ્ધને લગતી કેટલીક વિગતો અપાઈ છે.

સ. ૩માં પર્યાપ્તિ, ભવસ્થિતિ, કાયસ્થિતિ, શરીર, સંસ્થાનો, સમુદ્ઘાતો, ગતિ, આગતિ, લેશ્યા, સંહનનો, કષાયો, સંજ્ઞા, ઇન્દ્રિયો, ત્રણ વેદ, સમ્યક્ત્વ, મિથ્યાદૃષ્ટિના પાંચ પ્રકાર,

---

૧ આ શ્લોકમાં અશુભ કર્મના હેતુઓ નીચે મુજબ ગણાવાયા છે :-

કષાયો, વિષયો, યોગો, પ્રમાદ, અવિરતિ, મિથ્યાત્વ તથા આર્ત અને રૌદ્ર ધ્યાનો.

મિશ્ર દૃષ્ટિ, ચૌદ ગુણસ્થાનો, પંદર યોગ અને ભવસંવેધ એમ વિવિધ બાબતો રજૂ કરાઈ છે.

સ. ૪માં સૂક્ષ્મ એકેન્દ્રિયાદિ અને સ. ૫માં બાદર એકેન્દ્રિય, સ ૬માં વિકલેન્દ્રિય, સ. ૭માં મનુષ્યો અને સ. ૮માં દેવોને લગતી પર્યાપ્તિ વગેરેનો નિર્દેશ છે.

સ. ૧૦માં ભવસંવેધ, કર્મબંધના હેતુઓ, મૂળ પ્રકૃતિઓનાં અને ઉત્તર પ્રકૃતિઓનાં નામ, સ્થિતિ, અબાધાકાળ, નિષેક તેમ જ પુણ્યપ્રકૃતિઓ અને પાપપ્રકૃતિઓ તથા ઘાતી અને ભવોપ-ગ્રાહી (અઘાતી) કર્મો વિષે નિરૂપણ છે.

'ક્ષેત્રલોક' અંગેના ચૌદમા સર્ગમાં નારકોની લેશ્યા, આયુષ્ય વગેરે વિષે માહિતી અપાઈ છે.

'કાલલોક' સંબંધી પાંત્રીસમા સર્ગમાં ચાર જાતના પુદ્ગલ-પરાવર્ત, ઔદારિકાદિ આઠ વર્ગણા અને સ્પર્ધકોનું નિરૂપણ છે.

'ભાવલોક' પરત્વેના છત્રીસમા સર્ગમાં ઔપશમિકાદિ ૭ ભાવોનું વિસ્તૃત વર્ણન છે. એ દ્વારા પહેલા પાંચ ભાવોના ૫૩ પ્રકારો, છઠ્ઠા 'સાન્નિપાતિક' ભાવના ૨૬ સાંયોગિક ભંગ (ભાંગા), આઠ કર્મોને લક્ષીને ભાવો, ૧૪ ગુણસ્થાનકો સંબંધી ભાવો, ૧૪ ગુણસ્થાનકોને લગતા ઉત્તર ભાવોનું યંત્ર તેમ જ ઔદયિકાદિ ભાવોના સાદિસાંત વગેરે ચાર ભંગ એમ વિવિધ બાબતો આલેખાઈ છે.

(૧૦) [1]**આધ્યાત્મિકમતખંડનની સ્વોપજ્ઞ ટીકા**—આ ટીકા ન્યાયાચાર્ય યશોવિજયગણિએ રચી છે. એના પત્ર ૫૦આ–૫૨આમાં બન્ધ, ઉદય, ઉદીરણા અને સત્તા એ ચારનાં લક્ષણ આપી કર્મની

---

૧ આને આધ્યાત્મિકમતપરીક્ષા પણ કહે છે. એનો તેમ જ એની સ્વોપજ્ઞ ટીકાનો પરિચય મેં યશોદોહન (ખંડ ૨, ઉપખ ૩, પ્રકરણ ૫)માં આપ્યો છે.

આઠ મૂળ પ્રકૃતિઓ તેમ જ ૧૫૮ ઉત્તર પ્રકૃતિઓ ગણાવાઇ છે. પત્ર ૬૨આમાં કેવલજ્ઞાનની ઉદય આશ્રીને ૪૨ પ્રકૃતિઓનો ઉલ્લેખ છે.

(૧૧) અભિધાનરાજેન્દ્ર—આ સાડા ચાર લાખ શ્લોક જેવડો મહાકાય પાઇય-સંસ્કૃત કોશ શ્રીવિજયરાજેન્દ્રસૂરિએ વિ. સં. ૧૯૪૬થી ૧૯૬૦ના ગાળામાં રચ્યો છે. એના [1]ત્રીજા ભાગ (પૃ. ૨૪૩-૩૩૫)માં 'કમ્મ' (કર્મ) વિષે નિમ્નલિખિત ૩૭ બાબતો સંસ્કૃતમાં રજૂ કરાઈ છે:-

૧ કર્મના ત્રણ પ્રકારો અને એનું સ્વરૂપ.
૨ કર્મ અને શિલ્પનો ભેદ.
૩ નૈયાયિકોએ અને વૈયાકરણોએ કરેલું 'કર્મ' પદાર્થનું નિરૂપણ.
૪ કર્મના નામાદિ નિક્ષેપના કથનપૂર્વક આધાકર્મનું સ્વરૂપ.
૫ કર્મનું સ્વરૂપ.
૬ પુણ્ય અને પાપરૂપ કર્મની સિદ્ધિ.
૭ અકર્મવાદી નાસ્તિકના મતનું નિરાકરણ.
૮ કર્મનું મૂર્તત્વ અને એને અંગેના આક્ષેપો તથા તેનો પરિહાર.
૯ જગતની વિચિત્રતા દ્વારા કર્મની સિદ્ધિ.
૧૦ જીવ અને કર્મનો સંબંધ.
૧૧ કર્મનું અનાદિત્વ.
૧૨ જગતની વિચિત્રતાનો હેતુ કર્મ જ, નહિ કે ઈશ્વરાદિ.
૧૩ સ્વભાવવાદીનું નિરાકરણ.
૧૪ કર્મની પુણ્ય અને પાપરૂપે વિચારણા.
૧૫ પુણ્ય અને પાપનાં પૃથક્ પૃથક્ લક્ષણો.
૧૬ કર્મના ચાર પ્રકારો.
૧૭ કર્મના બદ્ધવાદી અને સ્પૃષ્ટવાદી ગોષ્ઠામાહિલના મતનું નિરૂપણ.

૧ આ ભાગ "જૈન શ્વેતામ્બર સમસ્ત સંઘ" તરફથી ઈ. સ. ૧૯૧૪માં પ્રકાશિત કરાયો છે.

૧૮ કર્મ સંબંધી અજૈનોનો મત દર્શાવવા પૂર્વક કર્મના ચાર પ્રકારોનું નિરૂપણ.
૧૯ મૂળ પ્રકૃતિના અને ઉત્તર-પ્રકૃતિના નિરૂપણપૂર્વક એના નામાદિ લઈને ૮ પ્રકારો
૨૦ કર્મના ધ્રુવબંધી અને અધ્રુવબંધી એ બે પ્રકારો.
૨૧ ધ્રુવબંધિની અને અધ્રુવ-બંધિની પ્રકૃતિઓનાં ભંગો અને સત્તા.
૨૨ કર્મની સર્વઘાતી અને દેશઘાતી પ્રકૃતિઓ.
૨૩ ક્ષેત્રવિપાકાદિ પ્રકૃતિઓનું પ્રતિપાદન.
૨૪ પ્રકૃતિના ઉદયના પાંચ હેતુ.
૨૫ જ્ઞાનાવરણાદિ પ્રકૃતિના વિસ્તૃત વિવેચનપૂર્વક સ્થિતિ આદિનું નિરૂપણ.
૨૬ સમ્યક્ત્વ-વેદનીય,મિથ્યાત્વ-વેદનીય, સ્ત્ર્યાદિ વેદ વગેરે અને આયુષ્યની પૃચ્છા-પૂર્વક નામાદિનું પ્રતિપાદન.
૨૭ 'તીર્થંકર-નામ' કર્મ અને આહારકદ્વિકની સ્થિતિ સંબંધી મતાંતર.
૨૮ જ્ઞાનાવરણાદિના જઘન્ય સ્થિતિબંધનું સ્વામિત્વ.
૨૯ અવિરતસમ્યક્ત્વી આદિનો સ્થિતિબંધ.
૩૦ જ્ઞાનાવરણના અવિભાગ પરિચ્છેદો
૩૧ મૂળ પ્રકૃતિના બંધન પરત્વે ચાર પ્રકૃતિસ્થાનો.
૩૨ કર્મના બંધને વિષે કર્મ-પ્રકૃતિના બંધનો વિચાર.
૩૩ કર્મના વેદન અને એના બંધની સાથે એના ઉદયનો વિચાર.
૩૪ ઉત્તર પ્રકૃતિઓના સંવેધાદિ.
૩૫ ક્રિયાવાદીઓનો કર્મની વિચારણા દ્વારા નાશ કરી એમના મતનું ખંડન.
૩૬ સોપક્રમ અને નિરુપક્રમનાં ઉદાહરણો.
૩૭ કર્મોના ક્ષયનો વિચાર.

આ ઉપરાંત આ કોશમાં યથાસ્થાન કર્મવિષયક કેટલાક શબ્દો વિષે માહિતી અપાઈ છે.

(૧૨)[1]**તત્ત્વપ્રભા** — આ ન્યાયાચાર્ય યશોવિજયગણિકૃત

૧ આ ન્યાયાલોક સહિત "જૈન ગ્રન્થ પ્રકાશક સભા" તરફથી વિ. સં. ૧૯૯૪માં છપાવાઈ છે.

ન્યાયાલોક ઉપર તીર્થોદ્ધારક શ્રીવિજયનેમિસૂરિજીએ સંસ્કૃતમાં વિ. સં. ૧૯૭૨માં રચેલી વિવૃતિ છે. એમાં ચૌદ ગુણસ્થાનકો અને સમુદ્ઘાતનું વિસ્તૃત નિરૂપણ છે.

(૧૩) [1]જૈનતત્ત્વપ્રદીપ—આ જીવાદિ તત્ત્વોને અંગેની વિ. સં. ૧૯૭૩માં સંસ્કૃતમાં રચાયેલી કૃતિ છે. એના પ્રણેતા ન્યાયતીર્થ ન્યાયવિશારદ ઉપાધ્યાય શ્રીમંગળવિજયજી છે. એમાં 'બંધ' વગેરેમાં કર્મવિષયક વાનગીઓ પીરસાઇ છે.

(૧૪) [2]આર્હત દર્શન દીપિકા—આ જૈનતત્ત્વપ્રદીપનું ગારું વિસ્તૃત વિવેચન—સ્પષ્ટીકરણ છે. એમાં કર્મસિદ્ધાન્તને અંગે નીચે મુજબના વિષયોનું નિરૂપણ છે :—

આસ્રવની વ્યુત્પત્તિ [3](૩), પુણ્ય અને પાપ (૭–૮), અદૃષ્ટની સિદ્ધિ (૪૦–૪૩), પુણ્ય અને પાપના પુણ્યાનુબંધી પુણ્ય ઇત્યાદિ પ્રકારો (૪૦–૪૧), મૂર્ત કર્મથી અમૂર્ત આત્માનું બન્ધન (૪૩–૪૪), અંતર્મુહૂર્તની વ્યાખ્યા (૫૨), ગુણસ્થાનનો અર્થ (૭૪), સમ્યગ્દર્શનની રૂપરેખા (૭૫–૧૪૫)—પલ્યોપમ અને સાગરોપમ (૭૮–૮૨), પુદ્ગલ-પરાવર્તના પ્રકારો (૮૨–૮૬), વર્ગણાનું લક્ષણ અને એના સાત પ્રકારો (૮૩), કાર્મગ્રન્થિકો અને સૈદ્ધાંતિકો વચ્ચેના મતભેદો (૧૦૯–૧૧૧), સમ્યક્ત્વની સ્થિતિ (૧૧૮), ૧૪ ગુણસ્થાનકોનાં નામ (૧૧૮), સમ્યગ્દર્શનનાં સત્, ગતિ, ઇન્દ્રિય ઇત્યાદિ તેર કે વીસ દ્વારો (૧૬૧–૧૬૪), પાંચ જ્ઞાનોનું નિરૂપણ (૧૭૭–૨૭૨), ઔપશમિકાદિ ભાવો (૩૩૧–૩૬૪), લેશ્યાઓ (૩૫૦–૩૬૩), સ્પર્ધક (૩૪૪), ભાવવેદના ત્રણ પ્રકારો (૪૭૦), આયુષ્યમીમાંસા (૪૭૧–

---

૧. આ કૃતિ આર્હત દર્શન દીપકા સહિત "ય. જૈ ગ્રં." તરફથી ઈ. સ. ૧૯૩૨માં પ્રકાશિત કરાઈ છે.

૨. આ પ્રકાશિત છે. જુઓ. ટિ. ૧.

૩. આ પૃષ્ઠાંક છે.

૪૮૧), કર્મ અને નોકર્મ વચ્ચે તફાવત (૬૪૬), વર્ગણા (૭૧૩-૭૧૮), આસ્રવનો અર્થ અને કર્માશયાદિ સાથે સંતુલન (૭૩૮-૭૩૯), આસ્રવ, કર્મ અને યોગનાં લક્ષણ (૭૪૦-૭૪૧), કષાયની વ્યુત્પત્તિ (૭૪૩), અશુભ કર્મનાં કારણો (૭૬૪), કષાયાદિના અર્થ (૭૪૪), સાંપરાયિક અને ઐર્યાપથિક કર્મ (૭૪૭), આસ્રવના ૪૨ ભેદો (૭૬૨), કર્મબંધની વિશેષતાનાં કારણો (૭૬૬), પરિસ્રવ અને અનાસ્રવ (૭૬૭), મૂળ પ્રકૃતિઓ (૭૭૮), આઠ કર્મના તેમ જ મોહનીય કર્મના ભેદોના આસ્રવો (૭૭૮-૮૧૧), બંધનાં કારણો (૯૭૫), અવિરતિનું પ્રમાદ અને કષાયથી પૃથક્ત્વ (૯૭૫), અવિરતિનો કષાયમાં ક્વચિત અંતર્ભાવ (૯૭૫), મિથ્યાદર્શનાદિ અને ગુણસ્થાનો (૯૭૬), બંધનાં કારણોની સંખ્યા પરત્વે મતભેદ (૯૭૬), અવિરતિ, કષાય અને પ્રમાદનાં લક્ષણ (૯૯૦), પ્રમાદના પ્રકારો (૯૯૧), અમૂર્ત આત્મા અને કર્મનું ગ્રહણ (૯૯૨), બંધનો અર્થ (૯૯૨), કર્મબંધની બદ્ધાદિ ત્રિવિધતા (૯૯૩), ગોષ્ઠામાહિલ (૯૯૪), પ્રકૃતિ, સ્થિતિ વગેરેનાં લક્ષણ અને એનાં ઉદાહરણો (૯૯૬-૯૯૮), જ્ઞાનાવરણાદિનો પરસ્પર સંબંધ (૧૦૦૦), ઉત્તર પ્રકૃતિઓ (૧૦૦૨-૧૦૫૦), જ્ઞાનાવરણાદિની સ્થિતિ અને એનો અબાધાકાળ (૧૦૫૧), નિર્જરાની વિવિધતા (૧૦૫૨), અનુભાગનો અર્થ (૧૦૫૩), પુણ્યની વ્યાખ્યા (૧૦૫૫), ૪૨ પુણ્યપ્રકૃતિ (૧૦૫૬), પુણ્ય બાંધવાના ૯ પ્રકારો (૧૦૫૮), પાપ બાંધવાના ૧૮ પ્રકારો (૧૦૫૮), પુણ્ય અને પાપના ભભણે પ્રકારો (૧૦૫૮), 'સમચતુરસ્ર'નો અર્થ (૧૦૫૯), ગતિ પ્રમાણે પુણ્યપ્રકૃતિઓનો વિભાગ (૧૦૫૯), જાતિ પ્રમાણે પુણ્યપ્રકૃતિઓનો વિભાગ (૧૦૬૦), ગતિ પ્રમાણે પાપ-પ્રકૃતિઓનો વિભાગ (૧૦૬૦), જાતિ પ્રમાણે પાપ-પ્રકૃતિઓનો વિભાગ (૧૦૬૧), પુણ્ય અને પાપનાં તારતમિક અને સ્વતંત્ર અસ્તિત્વ (૧૦૬૧-૧૦૬૪), સંવર (૧૦૬૫-૧૧૦૫), ધ્યાન (૧૧૨૪-૧૧૩૬), 'શૈલેશી' અવસ્થા

(૧૧૪૨), મોહનીયાદિનો ક્ષય (૧૧૪૬) અને કેટલાક ભાવોનો નાશ (૧૧૪૭).

(૧૫) [1]ઉસભપંચાસિયાનું [2]સ્પષ્ટીકરણ—આ દ્વારા નિમ્નલિખિત બાબતો રજૂ કરાઈ છે:—

કર્મના આઠ પ્રકારો (૧૨), મોહનીય કર્મના ૨૮ ભેદો (૧૨), આઠે કર્મોના જઘન્ય અને ઉત્કૃષ્ટ સ્થિતિકાળ (૧૨–૧૩), સમ્યક્ત્વમીમાંસા (૧૩–૩૫), ધ્યાનનું દિગ્દર્શન (૮૩–૮૫), કષાયની વ્યુત્પત્તિ અને એના ચાર પ્રકારો (૯૦), પુણ્ય અને પાપની ચતુર્ભંગી (૧૦૫, પ્રથમ ગુણસ્થાનના નામની સાર્થકતા (૧૦૯–૧૧૦), અંતર્મુહૂર્તનો અર્થ (૧૩૮), બંધના પ્રકૃતિ વગેરે ચાર પ્રકાર (૧૪૭), જ્ઞાનાવરણના પાંચ ભેદ (૧૪૭), દ્રવ્ય–આયુષ્ય અને ભાવ–આયુષ્ય (૧૫૪), સોપક્રમ, નિરુપક્રમ, અપવર્તનીય અને અનપવર્તનીય આયુષ્ય (૧૫૪–૧૫૫), નોકષાયનો અર્થ અને એના નવ પ્રકારો (૨૦૫), નામ–કર્મ અને ગોત્ર–કર્મની સમજણ (૨૦૬) અને વેદના ત્રણ પ્રકારો (૨૩૬–૨૩૭).

(૧૬) [3]**વીરભક્તામરનું સ્પષ્ટીકરણ**—આ વીરભક્તામરના શ્લો. ૧૪ના સ્પષ્ટીકરણ (પૃ. ૩૨–૩૭)માં કષાયમીમાંસા અને શ્લો. ૪૧ના સ્પષ્ટીકરણ (પૃ. ૮૯–૮૮)માં સંસ્થાનવિચારને સ્થાન અપાયું છે.

---

૧. જુઓ "દે. લા. જૈ. પુ. સંસ્થા" તરફથી ઇ. સ. ૧૯૩૩માં પ્રકાશિત "ઋષભપંચાશિકા (ઉસભપંચાસિયા) અને વીરસ્તુતિયુગલરૂપ કૃતિકલાપ".

૨. આ સ્પષ્ટીકરણ મેં કર્યું છે.

૩. આ "શ્રીભક્તામરસ્તોત્રની પાદપૂર્તિરૂપ કાવ્યસંગ્રહ (પ્રથમ વિભાગ)"માં "આગમોદય સમિતિ" તરફથી ઈ. સ. ૧૯૨૬માં છપાયેલ છે. આનાં અનુવાદ અને સ્પષ્ટીકરણ મેં કર્યાં છે.

(૧૭) [1]આર્હત જીવન જ્યોતિ—આ મારા પુસ્તકની ચોથી કિરણાવલીમાં ૭ લેશ્યાનું સ્વરૂપ એક ચિત્ર સહિત અપાયું છે. પાંચમીમાં કર્મપ્રકૃતિ અને તેના પ્રકારોની સમજણ તેમ જ આઠ કર્મપ્રકૃતિ પૈકી પ્રત્યેકને અંગે એકેક ચિત્ર છે.

(૧૮) [2]The Jaina Religion and Literature—આ મારું રચેલું પુસ્તક બે ખંડમાં વિભક્ત કરાયું છે. એના પ્રથમ ખંડનું નિમ્નલિખિત નામવાળું તેરમું પ્રકરણ અત્ર પ્રસ્તુત છે :—

[3]The Doctrine of Karman

આમાં મેં વિવિધ બાબતો અંગ્રેજીમાં આલેખી છે: 'કર્મ'ની વ્યાખ્યા, કર્મના બે મુખ્ય વર્ગ, સાંપરાયિક કર્મના આઠ પ્રકારો તેમ જ એનાં લક્ષણો અને ઉપપ્રકારો, ક્રોધાદિકની સમયમર્યાદા, નવ નોકષાય, અપવર્તનીય અને અનપવર્તનીય આયુષ્ય, સત્તા વગેરે [4]પારિભાષિક શબ્દોની સમજણ, કર્મ સંબંધી જૈન અને અજૈન દૃષ્ટિબિન્દુઓ અને કર્મસિદ્ધાન્તનું મહત્ત્વ.

---

૧. આ પુસ્તકના ૧૧ ભાગ કરાયા છે. એ દરેકનો 'કિરણાવલી' તરીકે નિર્દેશ છે. અત્યાર સુધીમાં ૭ કિરણાવલીઓ અનુક્રમે ઈ. સ. ૧૯૩૪, ૧૯૩૫, ૧૯૩૫, ૧૯૩૬, ૧૯૩૭ અને ૧૯૪૨માં છપાવાઈ છે.

૨.: આ પુસ્તકનો પ્રથમ ખંડ મોતીલાલ બનારસીદાસે ઇ. સ ૧૯૪૪માં લાહોરથી પ્રકાશિત કર્યો છે. બીજો ખંડ છપાતો હતો તેવામાં મુદ્રણાલયને ગૂંડાઓએ બાળી નાખતાં એની મારી મુદ્રણાલયપુસ્તિકા નાશ પામી હતી, જો કે એની કામચલાઉ બીજી નકલ મારી પાસે છે.

૩ આને અંગે મેં D C G C M (Vol. XVIII)ની મારી અંગ્રેજી પ્રસ્તાવના (પૃ. ૧૩-૧૬)માં કેટલીક બીના રજૂ કરી છે.

૪. મારો "કર્મસિદ્ધાન્તને અંગેના પારિભાષિક શબ્દોનો સાર્થ કોશ" નામનો લેખ "જૈ. ધ. પ્ર." (પૃ. ૭૮, અં.૯-૧૦)માં છપાયો છે.

(૧૯) [1]**આધ્યાત્મિક પ્રબંધાવલી** — આના લેખક સ્વ. છોટાલાલ હરજીવન સુશીલ છે. એમણે આ પુસ્તક (પૃ. ૨૫૭-૩૫૬)માં "કર્મમીમાંસા"ના નામથી કર્મસિદ્ધાન્ત આલેખ્યો છે.

(૨૦) [2]**જૈન ધર્મનો પ્રાણ** — આ પં. સુખલાલ સંઘવીની રચના છે. આમાં કર્મ સંબંધી [3]કેટલીક બાબતો "કર્મતત્ત્વ"ના નામથી પૃ. ૧૮૩-૨૦૪માં અપાઈ છે. એમાં ડૉ. મૅક્સમૂલરનો કર્મ-સિદ્ધાન્તને અંગેનો અભિપ્રાય નોંધપાત્ર છે.

(૨૧) [4]**જૈન ધર્મનો સરળ પરિચય** (ભા. ૧-૨) — પ્રથમ ભાગ શ્રીવિજયપ્રેમસૂરિજીના શિષ્ય પં. ભાનુવિજયજી ગણિની રચના

---

૧. આની ચોથી આવૃત્તિ "પૂજ્યશ્રી દેવચંદ્રજી સાર્વજનિક પુસ્તકાલય" તરફથી લીંબડીથી વિ. સં. ૨૦૧૫માં છપાવાઈ છે. પહેલી ત્રણ આવૃત્તિઓ અનુક્રમે વિ. સં. ૧૯૭૭, ૧૯૮૦ અને ૨૦૦૧(?)માં છપાવાઈ હતી.

૨. આ પુસ્તક શ્રીરસિકલાલ ડાહ્યાભાઈ કેશરાએ ઈ. સ. ૧૯૬૨માં પ્રકાશિત કર્યું છે. આ પુસ્તકનું "બ્રહ્મ અને સમ" નામના લેખ સિવાયનું લખાણ દર્શન અને ચિન્તન (ભા. ૧-૨) તેમ જ दर्शन और चिन्तन (ખંડ ૧-૨)ને આભારી છે. આ ગુજરાતી બંને ભાગ પૃથક્ પૃથક્ અને હિંદી ખંડ ૧-૨ ભેગા એમ ત્રણ લેખાદિ-સંગ્રહ ઈ. સ. ૧૯૫૭માં "પં. સુખલાલજી સન્માન સમિતિ" તરફથી છપાવાયા છે.

૩. કર્મવાદની દીર્ઘ દૃષ્ટિ, 'કર્મ' તત્ત્વની આવશ્યકતા, કર્મ સંબંધી વિચાર અને એનો જ્ઞાતાવર્ગ, 'કર્મ' તત્ત્વની વિચારણાની પ્રાચીનતા અને સમાનતા તેમ જ ઈશ્વર કર્મના ફળને દાતા કેમ નહિ? કર્મશાસ્ત્રનો અધ્યાત્મશાસ્ત્રના અંશ તરીકે નિર્દેશ, 'કર્મ' શબ્દનો અર્થ અને એના કેટલાક પર્યાયો, કર્મનું સ્વરૂપ, પુણ્યબન્ધ અને પાપબન્ધની ખોટી અને સાચી કસોટી, સાચી નિર્લેપતા, કર્મની અનાદિતા, કર્મબન્ધનું કારણ, કર્મથી મુક્ત થવાના ઉપાયો, આત્માનું સ્વતંત્ર અસ્તિત્વ અને પુનર્જન્મ તેમ જ 'કર્મ'તત્ત્વ અંગે જૈન દર્શનની વિશેષતા.

૪. આનો પ્રથમ ભાગ "દિવ્ય દર્શન સાહિત્ય સમિતિ" તરફથી વિ. સં. ૨૦૧૮માં પ્રસિદ્ધ કરાયો છે જ્યારે દ્વિતીય "શ્રી જૈન ધાર્મિક શિક્ષણ ગ્રીષ્મ શિબિર સમિતિ" તરફથી વિ. સં. ૨૦૨૦માં પ્રકાશિત કરાયો છે.

છે. એમાં જે નિમ્નલિખિત બાબતો રજૂ કરાઈ છે તે કર્મસિદ્ધાન્ત સાથે સંબંધ ધરાવે છે:-

જીવનું વિકૃત સ્વરૂપ (પૃ ૪૪-૪૫), પાંચ આસ્રવ (પૃ. ૫૬-૬૫), આઠ કર્મ (પૃ. ૬૬-૮૧) અને ચૌદ ગુણસ્થાનક (પૃ. ૧૬૨-૧૬૭).

દ્વિતીય ભાગના લેખક તરીકે શ્રી વિજયપ્રેમસૂરિજીના શિષ્ય પં. શ્રીભાનુવિજયગણિનું નામ મુખપૃષ્ઠ ઉપર છે, જો કે એમાં "જૈન ધર્મના અનન્ય કર્મસિદ્ધાન્તનું વિજ્ઞાન" નામનું બીજું પ્રકરણ આ ગણિના પ્રશિષ્ય અને મુનિશ્રી ધર્માનન્દવિજયજીના શિષ્યશ્રી જયશેખરવિજયજીએ રચ્યું છે. એનાં પૃ. ૧-૧૦૩માં આ સિદ્ધાન્તનું નિરૂપણ છે જ્યારે પૃ. ૧૦૪માં ૧૫ પ્રશ્નો પૂરતી પ્રશ્નાવલિ છે. "ગણધરવાદ"ગત કર્મસંશય (પૃ. ૩૬)માં કર્મની સિદ્ધિની રૂપરેખા આલેખાઈ છે.

*	*	*

૧ આ ચોથું – અંતિમ પ્રકરણ છે.

# ખંડ ૨ : દિગંબરીય કૃતિઓ

## પ્રકરણ ૧૧ : કસાયપાહુડ તથા સન્તકમ્મપાહુડ

### (૧) [1]કસાયપાહુડ ( કષાયપ્રાભૃત ) કિંવા [2]પેજ્જ-[3]દોસપાહુડ ( પ્રેયોદ્વેષપ્રાભૃત )

**નામો**—આ ગ્રંથનાં બે નામો છે: (૧) પેજ્જદોસપાહુડ અને (૨) કસાયપાહુડ. આ બંને નામ યતિવૃષભે આ ગ્રંથને અંગેના ચૂર્ણિસૂત્ર (સૂ. ૨૧)માં દર્શાવ્યાં છે.

---

૧ આ મૂળ કૃતિ યતિવૃષભના ચૂર્ણિસૂત્ર તથા એ બંનેનાં હિન્દી અનુવાદ તેમ જ હિન્દી પ્રસ્તાવના અને સાત પરિશિષ્ટો સહિત "શ્રી વીર શાસન સંઘ" તરફથી "કસાયપાહુડસુત્ત"ના નામથી કલકત્તાથી ઇ. સ. ૧૯૫૫માં પ્રકાશિત કરાઈ છે. આના સંપાદક, અનુવાદક અને પ્રસ્તાવનાકાર પં. હીરાલાલ જૈન 'સિદ્ધાન્તશાસ્ત્રી' ન્યાયતીર્થ છે. આ પૂર્વે આ કસાયપાહુડ ઉપર્યુક્ત ચૂર્ણિસૂત્ર તથા જયધવલા તેમ જ એ ત્રણેના હિન્દી અનુવાદ સહિત "ભારતીય દિગંબર જૈન સંઘ" તરફથી મથુરાથી કટકે કટકે છપાવવું શરૂ કરાયું હતું. અત્યાર સુધીમાં એના નવ ભાગ અનુક્રમે ઈ. સ. ૧૯૪૪, ૧૯૪૮, ૧૯૫૫, ૧૯૫૬, ૧૯૫૬, ૧૯૫૮, ૧૯૫૮, ૧૯૬૧ અને ૧૯૬૩માં છપાવાયા છે. આ નવ ભાગમાં છ અધિકાર છે. તેમાં પહેલો અધિકાર ભા. ૧માં, બીજો ભા. ૨માં, ત્રીજો ભા. ૩-૪માં, ચોથો ભા. ૫માં, પાંચમો ભા. ૬-૭માં અને છઠ્ઠો ભા. ૮-૯માં છે. છ અધિકારનાં નામ અને એને અંગેના ગાથાંક નીચે મુજબ છે :–

પેજ્જદોસવિહત્તિ (ગા. ૧-૨૧), પયડિવિહત્તિ (ગા. ૨૨), ટ્ઠિદિવિહત્તિ (ગા. ૨૨), અણુભાગવિહત્તિ (ગા. ૨૨), પએસવિહત્તિ (ગા. ૨૨) અને બન્ધગ (ગા. ૨૩-૫૮).

નવમા ભાગમાં સંક્રમનું નિરૂપણ છે.

૨ 'પેજ્જ' એટલે પ્રેયસ્ યાને રાગ.

૩ 'દોસ' એટલે દ્વેષ.

**ગાથાની સંખ્યા**—પ્રારંભમાં મંગલાચરણ વિનાના અને અંતમાં ઉપસંહાર વિનાના આ ગ્રંથમાં કર્તાએ જાતે બીજા પદ્યમાં આમાં ૧૮૦ [1]ગાથા (પદ્યો) હોવાનું કહ્યું છે. આજે ૨૩૩ ગાથા જોવાય છે. જયધવલા (ભા. ૧, પૃ. ૧૮૩)માં સૂચવાયું છે કે કેટલાક વ્યાખ્યાનાચાર્યોના મતે ૫૩ ગાથા નાગહસ્તિની રચના છે.

૨૩૩ ગાથાઓ પછી-ખવણાહિયારચૂલિયા (ક્ષપણાધિકાર-ચૂલિકા)ની બાર ગાથાઓ છે. આ પૈકી આદ્ય અને અંતિમ એ બે ગાથાઓને બાદ કરતાં બાકીની દસ ગાથા તો ૨૩૩ ગાથાઓમાંની છે.

**વર્ગીકરણ**—કસાયપાહુડની [3]ગાથાઓના નીચે મુજબ ત્રણ વર્ગ પાડી શકાય :—

(૧) કેટલીક ગાથાઓ કેવળ પ્રશ્નરૂપ છે. એમાં વર્ણ્નીય વિષયો પ્રશ્નો તરીકે અપાયા છે. દા. ત. ગા. ૨૧ અને ૨૩

(૨) કેટલીક ગાથા પ્રતિપાદ્ય વિષયના સંક્ષિપ્ત સૂચનરૂપ છે. જેમકે ગા. ૪ અને ૫.

(૩) કેટલીક ગાથાઓ પ્રશ્નના ઉત્તરરૂપ ભાષ્યાત્મક છે. દા.ત. ગા. ૧૨૫-૧૨૯.

સંક્રામણ ઇત્યાદિ અંગે જે ૨૧ સૂત્રગાથા છે તેને લગતી ભાષ્યગાથા ૮૬ છે.[4]

**વિષય**—કષાયોની વિવિધ અવસ્થાઓ અને એનાથી છૂટવાનાં ઉપાયો તેમ જ એનો અભાવ થતાં આત્મામાં પ્રકટ થતા ગુણો એ

---

૧ આને 'ગાથાસૂત્ર', તેમ જ 'સૂત્રગાથા' પણ કહે છે.

૨ આ ક.પા. સુ.માં હિન્દી અનુવાદ સહિત પૃ. ૮૯૭-૮૯૯માં અપાઈ છે.

૩ પ્રથમ પરિશિષ્ટમાં ૨૩૩ ગાથાઓ અપાઈ છે. તમામના અંક જમણી બાજુએ અને ૧૮૦ ગાથાના અંક ડાબી બાજુએ અપાયા છે. ગાથાઓને અંતે તેને લગતા અધિકારનો નિર્દેશ કરાયો છે.

૪ પ્રથમ પરિશિષ્ટમાં પન્દરા અધિકારની ગ.ગા.ઓ મુદ્રાંક્ષ અને 'ભાષ્યગાથા' એમ બે શીર્ષકપૂર્વક રજૂ કરાઈ છે.

આ ગ્રંથનો મુખ્ય વિષય છે. ગ્રંથકારના મતે પ્રસ્તુત ગ્રંથ ૧૫ અધિકારોમાં વિભક્ત છે એનાં નામ એમણે જઈણુ સોરસેણીમાં ગા. ૧૩–૧૪માં આપ્યાં છે જ્યારે ચૂર્ણિસૂત્રકારે અને જયધવલાકારે આનાથી ભિન્ન જ દર્શાવ્યાં છે. ગા ૧૩-૧૪ને અંગેનાં સંસ્કૃત નામો નીચે મુજબ છે:—

(૧) પ્રાયોદ્વેષ વિભક્તિ, (૨) સ્થિતિ–વિભક્તિ, (૩) અનુભાગ-પદ્ધતિ, (૪) (અકર્મબન્ધની અપેક્ષાએ) બન્ધક, (૫) (કર્મબન્ધની અપેક્ષાએ) બન્ધક યાને સંક્રામક, (૬) વેદક, (૭) ઉપયોગ, (૮) ચતુઃસ્થાન, (૯) વ્યંજન યાને પર્યાયક, (૧૦) દર્શનમોહો-પશામના, (૧૧) દર્શનમોહક્ષપણા, (૧૨) દેશવિરતિ, (૧૩) સંયમ, (૧૪) ચારિત્રમોહોપશામના અને (૧૫) ચારિત્રમોહક્ષપણા.

આ પંદર અધિકારો પૈકી પહેલા છમાં કર્મપ્રકૃતિના પ્રકૃતિ-બન્ધ ઇત્યાદિ ચાર પ્રકારો તેમ જ ઉદય, ઉદીરણા, સત્ત્વ અને સંક્રમણનું નિરૂપણ 'મહાકમ્મપયડિ' પાહુડના આધારે કરાયું છે.[1]

**પ્રણેતા**—કસાયપાહુડના કર્તાનું નામ ગુણધર છે. એઓ દિગંબર હોવાનું મનાય છે

**ઉત્પત્તિ**—આ ગ્રંથ એના આદ્ય પદ્યમાં સૂચવાયા મુજબ પાંચમા પુવ્વ નામે નાણપ્પવાયના દસમા વત્થુના ત્રીજા પાહુડ નામે [2]પેજ્જ(દોસ)પાહુડ' યાને [3]કસાયપાહુડ'ના આધારે રચાયો છે આ પાહુડનું પરિમાણ ૧૬૦૦૦ મધ્યમ પદ પૂરતું છે.

**સમય**—આચાર્ય ગુણધરના સમયના સંબંધમાં ક. પા સુ.ની પ્રસ્તાવના (પૃ. ૫૭–૫૮)માં નીચે મુજબ કથન છે:—

---

૧ જુઓ ક. પા. સુ.ની પ્રસ્તાવના (પૃ. ૫).

૨ બીજા પુવ્વના એક પાહુડનું નામ પણ આ છે. જુઓ ક. પા. સુ.ની પ્રસ્તાવના (પૃ. ૫).

૩ જુઓ ક. પા. સુ.ની પ્રસ્તાવના (પૃ. ૧૦).

અર્હદ્‌બલિનો સમય પ્રાકૃતપટ્ટાવલી પ્રમાણે વીરસંવત્ ૫૬૫ અર્થાત્ વિ. સં. ૯૫ છે. આ અર્હદ્‌બલિએ સ્થાપન કરેલા એક સંઘનું નામ 'ગુણધર' છે એટલે ગુણધર અર્હદ્‌બલિ કરતાં સો એક વર્ષ પહેલાં થયા હશે. આ હિસાબે ગુણધર એ [1]ધરસેન કરતાં લગભગ ૨૦૦ વર્ષ પહેલાં -એટલે કે વિક્રમની પહેલાની એક શતાબ્દિમાં થયા હશે.[2] ગુણધર ધરસેનના પુરોગામી છે[3] એ વાત માનવા માટે નીચે પ્રમાણેની વિચારણા કરાઈ છે :—

(૧) કસાયપાહુડની રચના પાંચમા પુવ્વના 'પેજ્જદોસ' પાહુડનો ઉચ્છેદ થવાના અરસામાં કરાઈ છે જ્યારે છખંડાગમની રચના દ્વિતીય પુવ્વના 'મહાકમ્મપયડિ' પાહુડના ઉચ્છેદ થવાનો [4]સંભવ જણાતાં કરાઈ છે.

(૨) કસાયપાહુડના કર્તાના સમયમાં મહાકમ્મપયડિ' પાહુડનું પઠનપાઠન ચાલુ હતું. એથી તો કસાયપાહુડમાં પહેલા પાંચ અધિકારો ત્રણ જ ગાથામાં રજૂ કરાયા છે.

**સામ્ય**—કસાયપાહુડની કેટલીક ગાથા કમ્મપયડિસંગહણીની ગાથાઓ સાથે મળતી આવે છે[5]

---

૧ એઓ પુષ્પદન્ત અને ભૂતબલિના કર્મસિદ્ધાન્તના અમુક અંશ પૂરતા વિદ્યાગુરુ થાય છે કેમકે એમની પાસેથી આ બોધ મેળવી આ બંનેએ સંયુક્તપણે છખંડાગમ રચ્યો છે.

૨ चत्वारः धर्मग्रन्थाःના છઠ્ઠા પરિશિષ્ટ (પૃ. ૨૦)માં તો ગુણધરનો સમય "અનુમાને વિક્રમની ૫મી સદી" દર્શાવાયો છે.

૩ જુઓ ક. પા. સુ.ની પ્રસ્તાવના (પૃ. ૧૫).

૪ કમ્મપયડિસંગહણીની રચના પણ આવા સમયે થઈ છે એમ એની ચુણ્ણિમાં કહ્યું છે. આ ઉપરથી પ્રસ્તાવનાકાર ગુણધરને શિવશર્મસૂરિ કરતાં પહેલાં થયાનું માને છે.

૫ જુઓ પૃ. ૩૧.

## વિવરણાત્મક સાહિત્ય

ઇન્દ્રનન્દિએ [1]શ્રુતાવતારમાં કસાયપાહુડ તેમ જ છખંડાગમ ઉપરની વિવિધ ટીકાઓનો ઉલ્લેખ કર્યો છે. એ ઉપરથી છખંડાગમ (ભા. ૧)ની પ્રસ્તાવનામાં આ ટીકાઓનો પરિચય અપાયો છે. એને આધારે અહીં થોડુંક કહું છું:—

(૧) ચૂર્ણિસૂત્ર—જયધવલાકારના મતે ૧૮૦ ગાથામાં રચાયેલા કસાયપાહુડ નામનો ગ્રંથ આર્ય [2]મંક્ષુ અને આર્ય [3]નાગહસ્તિને પ્રાપ્ત થયો અને એમની પાસેથી એનો અર્થ સાંભળી યતિવૃષભે આ ચૂર્ણિસૂત્ર રચ્યું. એની સૂત્રસંખ્યા ૭૦૦૯ છે.[4] આ પૈકી ૩૨૪૧ સૂત્રો તો કસાયપાહુડના પાંચ અધિકારોના સ્પષ્ટીકરણરૂપ છે

આ ચૂર્ણિસૂત્રમાં પ્રારંભમાં મંગલાચરણ કે ઉત્થાનિકા નથી.

પ્રારંભની ૧૨ સંબંધ-ગાથાઓ, અદ્ધા-પરિમાણ-સૂચક ૬ ગાથા તેમ જ 'સંક્રમ' અર્થાધિકારની ૩૧ ગાથા ઉપર ચૂર્ણિ નથી.[5] ૪ જુઓ ક. પા. સુ.ની પ્રસ્તાવના (પૃ ૧૦-૧૧) આમ ૪૯ ગાથા તેમ જ અન્ય ચાર ગાથા એટલે કે [6]૫૩ ગાથા ચૂર્ણિ વિનાની છે. ૧૮૦ ગાથાઓ ઉપર ચૂર્ણિસૂત્ર છે. ત્યાર બાદ આ ચૂર્ણિસૂત્રના એક અંશરૂપે [7]પચ્છિમખંધ (પશ્ચિમસ્કન્ધ) છે. એમાં ૫૨ સૂત્રો છે.

---

૧ આ ગ્રન્થ "માણિકચન્દ્ર દિગંબર ગ્રંથમાલા"માં ગ્રંથાંક ૧૩ તરીકે ઈ. સ. ૧૯૭૫માં પ્રસિદ્ધ કરાયો છે.

૨-૩. જયધવલકારના મતે આ બને મુનિવરો સમકાલીન છે જ્યારે શ્વે. માન્યતા મુજબ તેમ નથી. બંને વચ્ચે લગભગ ૧૫૦ વર્ષનું અંતર છે. વિશેષમાં નંદીની થેરાવલી (ગા. ૨૮) માં મંખુ(મંક્ષુ)ને બદલે 'મંગુ' નામ છે. જયધવલા સિવાય કોઈ પ્રાચીન દિ. ગ્રંથમાં આર્ય મંક્ષુ અને નાગહસ્તિનો ઉલ્લેખ હજુ સુધી તો મળ્યો જણાતો નથી.

૪. જુઓ ક. પા. સુ.ની પ્રસ્તાવના (પૃ. ૧૪).

૫-૬. જુઓ ક. પા. સુ.ની પ્રસ્તાવના (પૃ ૨૩). અહીં ૨-૧૨, ૧૫-૨૦, ૨૮-૫૮ અને ૮૬-૯૦નો ઉલ્લેખ છે.

૭. આ હિન્દી અનુવાદ સહિત ક.પા.સુ.માં પૃ. ૯૦૦—૯૦૬માં અપાયો છે.

**મતભેદો** — આ ચૂર્ણિસૂત્રમાં બે પ્રકારના ઉપદેશનો ઉલ્લેખ છે: (૧) પવાઈજ્જન્ત (પ્રવાહ્યમાન) અને (૨) અપવાઈજ્જન્ત (અપ્રવાહ્યમાન). આ દ્વારા મતભેદો સૂચવાયા છે.

**આધાર**—આ ચૂર્ણિસૂત્ર રચનામાં કમ્મપયડિસંગહણી, સયગ સત્તરિયા અને છખંડાગમનો ઉપયોગ કરાયો છે

કમ્મપયડિસંગહણી અને બન્ધસયગ તેમજ અજ્ઞાતકર્તૃક સત્તરિયા જે શ્વે. કૃતિઓ ગણાય છે અને જેની એકેક ચુણ્ણિ શ્વેતાંબરોના જ ભંડારમાંથી અત્યાર સુધીમાં મળી આવી છે અને શ્વેતાંબરોએ જ પ્રકાશિત કરી છે એ ત્રણે ચુણ્ણિ પણ યતિવૃષભની જ રચના છે એમ પ્રસ્તાવનાકારે કહ્યુ છે[1] અને એ માટે શબ્દાદિ સામ્યરૂપ હેતુ રજૂ કર્યો છે પરંતુ આ બાબત વિશેષ વિચારણા માંગી લે છે.

**યતિવૃષભનો સમય** — આ વિષય પ્રસ્તાવના (પૃ ૫૮–૫૯)માં નીચે મુજબ ચર્ચાયો છે:—

વિસેસા૦ (ગા ૨૭૮૧)માં 'આદેશકષાય'ના બે અર્થ વિષે મતભેદ દર્શાવાયો છે. તેમાંનો એક મત તે યતિવૃષભે કસાયપાહુડના ૪૯મા સૂત્રમાં કરેલા પ્રતિપાદન સાથે મળતો આવે છે આ ઉપરથી પ્રસ્તાવનાકાર યતિવૃષભને જિનભદ્રગણિ ક્ષમાશ્રમણના પુરોગામી માને છે. પરંતુ એ વાત વિચારણીય છે. સાસ્વાદન-સમ્યક્ત્વી મરીને દેવગતિમાં જ જાય. એ યતિવૃષભનો મત છે એમ નેમિચન્દ્રે લદ્ધિસાર-ક્ષપણાસાર (ગા. ૩૪૬)માં કહ્યું છે. એના આધારે

૧ જુઓ ક. પા. સુ.ની પ્રસ્તાવના (પૃ. ૪૯).

૨. એમણે રચેલા વિસેસા૦ની રચના શકસંવત્ ૫૩૧માં થયાનું જે (પૃ. ૫૯)માં કહ્યું છે તે ભ્રાન્ત છે. જુઓ ગણધરવાદની પ્રસ્તાવના (પૃ. ૩૨-૩૩). આ પ્રસ્તાવના (પૃ. ૩૪)માં જિનભદ્રગણિનો સમય વિ. સં. ૫૪૫-૬૫૦ને દર્શાવાયો છે.

પ્રસ્તાવકારે સર્વાર્થસિદ્ધિનો આને લગતો ઉલ્લેખ વિચારી એવો મત દર્શાવ્યો છે કે યતિવૃષભ આ સર્વાર્થસિદ્ધિના કર્તા પૂજ્યપાદના પુરોગામી છે. આ પૂજ્યપાદના શિષ્ય વજ્રનન્દિએ વિ. સં. ૫૨૬માં 'દ્રવિડ' સંઘની સ્થાપના કર્યાનું પ્રસ્તાવના (પૃ. ૫૯)માં કહ્યું છે. એના આધારે યતિવૃષભનો સમય વિક્રમની છઠ્ઠી શતાબ્દીનું પ્રથમ ચરણ હોવાનું પ્રસ્તાવનાકાર માને છે.

**પ્રશ્ન** — યતિવૃષભ એ આર્ય મંક્ષુ અને નાગહસ્તિના શિષ્ય થાય છે એમ જે જયધવલાકારે કહ્યું છે એ સાચું જ હોય તો પ્રશ્ન એ થાય છે કે નાગહસ્તિએ રચેલી મનાતી ૫૩ ગાથા ઉપર યતિવૃષભે કેમ સૂત્રો રચ્યાં નથી? શું સૂત્રો ૫૩ ગાથા રચાઈ તે પહેલાં રચાયાં હશે?

(૨) **ઉચ્ચારણાવૃત્તિ** — આ ૧૨૦૦૦ શ્લોક જેવડી અજ્ઞાતકર્તૃક વૃત્તિ છે એમ **જિ.** ર. કો. (વિ. ૧, પૃ. ૮૨)માં ઉલ્લેખ છે.

(૩) **પદ્ધતિ** — છખંડાગમના પહેલા ત્રણ ખંડ ઉપર પરિકમ્મ રચનારા **પદ્મનન્દિ** પછી કાલાંતરે થયેલા **શામકુંડ** નામના આચાર્યે કસાયપાહુડ ઉપર તેમ જ છખંડાગમના છઠ્ઠા ખંડને છોડીને એની પહેલાના પાંચ ખંડો ઉપર જે ટીકા રચી છે તે 'પદ્ધતિ' તરીકે ઓળખાવાય છે. **ધવલા**ના પ્રસ્તાવનાકારનું મંતવ્ય એવું છે કે આ કુન્દકુન્દ આચાર્યકૃત પરિકમ્મરૂપ વૃત્તિસૂત્ર ઉપરની ટીકા હશે.

આ ટીકા પણ **પરિકમ્મ**ની જેમ બાર હજાર શ્લોક જેવડી છે. એ પાઇય, સંસ્કૃત અને કન્નડ (કાનડી) એમ ત્રણ ભાષામાં રચાયેલી છે. ધવલા કે **જયધવલા**માં આનો કોઈ ઉલ્લેખ હોય તો તે જોવાજાણવામાં નથી. આ પદ્ધતિ આજે ઉપલબ્ધ નથી.

**શામકુંડ** વિક્રમની ત્રીજી સદીમાં થયા છે એમ છખંડાગમ (ભા. ૧)ની પ્રસ્તાવના (પૃ. ૫૩)માં નિર્દેશ છે

(૪) ચૂડામણિ—શામકુંડ પછી થયેલા [1]તુંબુલૂર નાગના આચાર્યે કસાયપાહુડ તેમ જ છખંડાગમના છઠ્ઠા ખંડ સિવાયના પહેલા પાંચ ખંડો ઉપર ટીકા રચી છે. આનું પરિમાણ ચોર્યાસી હજાર શ્લોક જેવડું છે. આની ભાષા કન્નડ છે. અકલંક કન્નડ શબ્દાનુશાસનમાં 'ચૂડામણિ' નામના તત્ત્વાર્થમહાશાસ્ત્રવ્યાખ્યાનનો ઉલ્લેખ કર્યો છે તે આ હશે. જો કે અહીં એનું પરિમાણ છન્નુ હજાર શ્લોક જેટલું દર્શાવ્યું છે.

તુંબુલૂરનો સમય વિક્રમની ચોથી સદી છે એમ ઉપર્યુક્ત પ્રસ્તાવનામાં ઉલ્લેખ છે.

(૫) પાઈય-ટીકા—શુભનન્દિ અને રવિનન્દિ નામના બે મુનિઓ પાસે અભ્યાસ કરનાર બપ્પદેવગુરુએ છખંડાગમના છ યે ખંડો ઉપર ટીકા રચ્યા બાદ કસાયપાહુડ ઉપર સાઠ હજાર શ્લોક જેવડી ટીકા પાઈયમાં રચી છે. એમનો સમય વિક્રમની છઠ્ઠી અને આઠમી સદીની વચગાળાનો છે એમ ધવલા (ભા. ૧)ની પ્રસ્તાવના (પૃ. ૫૩)માં કહ્યું છે.

(૬) જયધવલા—ચૂર્ણિસૂત્ર ઉપર વીરસેન આચાર્યે ટીકા રચવી શરૂ કરી હતી પરંતુ એ વીસ હજાર શ્લોક જેવડી રચાતાં એમનો સ્વર્ગવાસ થયો અને એ અપૂર્ણ ટીકા એમના શિષ્ય જિનસેન આચાર્યે ચાળીસ હજાર શ્લોક જેટલું લખાણ તૈયાર કરી પૂર્ણ કરી. આમ બે કટકે યોજાયેલી આ ટીકા શકસંવત્ ૭૫૯માં પૂર્ણ થઈ. આ ટીકાનું નામ 'જયધવલા' છે અને એનું સમગ્ર પરિમાણ ૬૦૦૦૦ શ્લોક જેવડું છે.

---

૧ આ આચાર્ય તુંબુલૂરના રહેવાસી હોવાથી એમનું આ નામ છે એમ મનાય છે.

૨ એમના મતે ગુણધર આચાર્યે જ ૨૩૩ ગાથાઓ, નહિ કે ૧૮૦ ગાથાઓ રચી છે. આ મતની આલોચના ક. પા. સુ.ની પ્રસ્તાવના (પૃ. ૧૧)માં કરાઈ છે.

**હિન્દી અનુવાદો** — કસાયપાહુડ, ચૂર્ણિસૂત્ર તેમ જ જયધવલા એ ત્રણેના હિન્દીમાં અનુવાદો થયેલા છે. જુઓ પૃ ૧૨૦.

## (૨) સન્તકમ્મપાહુડ (સત્કર્મપ્રાભૃત)

**વિષય**—'સંતકમ્મ' નામ વિચારતાં એમ ભાસે છે કે એમાં કર્મની સત્તા (સત્ત્વ) વિષે વિસ્તૃત નિરૂપણ હશે.

**ઉલ્લેખ**—ધવલા (ભા. ૧, પૃ. ૨૧૭)માં સત્કર્મપ્રાભૃતનો ઉલ્લેખ છે એટલું જ નહિ પરંતુ એમાંથી નિમ્નલિખિત મંતવ્ય રજૂ કરાયું છે:

નવમા ગુણસ્થાનવર્તી જીવ સ્ત્યાનગૃદ્ધિ ઇત્યાદિ ૧૬ પ્રકૃતિઓનો ક્ષય કર્યા બાદ ચાર પ્રત્યાખ્યાન કષાયોનો અને ચાર અપ્રત્યાખ્યાન કષાયોનો ક્ષય કરે છે. આ મંતવ્ય ગુણધરકૃત કસાયપાહુડથી વિપરીત છે.

**પ્રણેતા**—ધવલા (ભા. ૧, પૃ. ૨૨૧)માં કહ્યું છે કે સત્કર્મપ્રાભૃત તેમ જ કષાયપ્રાભૃત આચાર્યોનાં કરેલાં છે, નહિ કે જિનેશ્વરનાં. એથી એમાં કોઇ કોઈ બાબત પરસ્પર વિરોધી છે. આ ઉપરથી સત્કર્મપ્રાભૃત ધવલાકારની પહેલાં થયેલા કોઇ આચાર્યે રચ્યાનું ફલિત થાય છે. મહાકમ્મપયડિ' પાહુડમાં જે અઢાર અનુયોગદ્વારોનું વર્ણન છે તે **સંતકમ્મપાહુડ**માં છે પરંતુ છખંડાગમમાં નથી. ધવલામાં 'વર્ગણા' ખંડમાં ૫ થી ૧૮ અનુયોગદ્વારોનું વર્ણન છે અને એના ઉપર કોઈકે પંજિકા રચી છે.

**પ્રશ્ન**—ધવલા (ભા. ૯, પૃ. ૩૧૮)માં **સન્તકમ્મપયડિ**-પાહુડને અને એના પંદરમા ભાગ (પૃ. ૪૩)માં જે **સત્કર્મપ્રકૃતિ**-પ્રાભૂતનો ઉલ્લેખ છે તેનો **સન્તકમ્મપાહુડ** સાથે શો સંબંધ છે તે જાણવું બાકી રહે છે.

* * *

## પ્રકરણ ૧૨ : છખંડાગમ ( ષટ્ખણ્ડાગમ )

નામો—'છખંડાગમ' એવું નામ એના કર્તા તરફથી રજૂ થયું હોય એમ જણાતું નથી. ધવલા ( ભા. ૧, પૃ ૭૧ )માં આ કૃતિને 'ખંડસિદ્ધંત' ( ખંડસિદ્ધાન્ત ) કહી છે એના પૃ. ૭૪માં આ કૃતિના ૭ ખંડ હોવાનો ઉલ્લેખ છે. આ ઉપરથી 'છખંડસિદ્ધંત' (ષટ્ખણ્ડસિદ્ધાન્ત) એવું નામ છખંડાગમ (ભા. ૧)ની પ્રસ્તાવના (પૃ ૬૩)માં સુચવાયું છે. છખંડાગમ ઉપર જે 'ધવલા' નામની ટીકા છે તેમાં સિદ્ધંત' અને 'આગમ'ને એકાર્થક ગણેલા છે. એ રીતે વિચારતાં આ કૃતિને 'છખંડાગમ' ( ષટ્ખણ્ડાગમ ) કહી શકાય અને ઈન્દ્રનન્દિએ તો શ્રુતાવતારમાં 'ષટ્ખંડાગમ' એવું સંસ્કૃત નામ આપ્યું

---

૧ આ મૂળ કૃતિના પહેલા પાંચ ખંડ ધવલા અને એ બંનેના હિન્દી અનુવાદ, પ્રસ્તાવના અને પરિશિષ્ટો સહિત 'ષટ્ખંડાગમ'ના નામથી "જૈન સાહિત્યોદ્ધાર ફંડ કાર્યાલય" તરફથી અમરાવતી (વરાડ)થી સોળ ભાગમાં ઈસ્વીસનના નિમ્નલિખિત વર્ષોમાં અનુક્રમે છપાવાયા છે:—

૧૯૩૯, ૧૯૪૦, ૧૯૪૧, ૧૯૪૨, ૧૯૪૨, ૧૯૪૩, ૧૯૪૫, ૧૯૪૭, ૧૯૪૯, ૧૯૫૪, ૧૯૫૫, ૧૯૫૫, ૧૯૫૫, ૧૯૫૭, ૧૯૫૭ અને ૧૯૫૮.

સોળે ભાગના સંપાદક, અનુવાદક અને પ્રસ્તાવનાકાર ડૉ. હીરાલાલ જૈન છે.

છખંડાગમનો છઠ્ઠો ખંડ નામે 'મહાબન્ધ' છે. એ હિન્દી અનુવાદ ઇત્યાદિ સહિત "ભારતીય જ્ઞાનપીઠ, કાશી" તરફથી સાત ભાગમાં અનુક્રમે ઈ. સ. ૧૯૪૭, ૧૯૫૩, ૧૯૫૪, ૧૯૫૬, ૧૯૫૬, ૧૯૫૭ અને ૧૯૫૮માં છપાવાયો છે. એ ભાગોમાંની સૂત્રસંખ્યા અનુક્રમે નીચે મુજબ છે:-

૫૩૬, ૨૯૯, ૯૯૩, ૬૩૮, ૬૭૨, ૫૯૩ અને ૩૫૮૮.

પ્રથમ ભાગમાં અવધિજ્ઞાનના નિરૂપણાર્થે જે સત્તર ગાથા છે તેને એક સૂત્ર ૨૫ ગણી છે. આ ભાગના સંપાદક અને અનુવાદક પં. સુમેરુચન્દ્ર છે જ્યારે બાકીના છ ભાગનાં પં. ફૂલચન્દ્ર છે. દ્વિતીય ભાગમાં હિન્દીમાં 'કર્મમીમાંસા' છે.

પણ છે. આ સંસ્કૃત નામથી તેમ જ 'આગમ' અને 'પરમાગમ' એવાં નામથી પણ આ કૃતિ ધવલાકાર પછીથી મોટે ભાગે ઓળખાવાઈ છે. ધવલા (ભા: ૧)ની પ્રસ્તાવના (પૃ. ૭૦)માં કહ્યું છે કે 'મહાકર્મપ્રકૃતિ' અને 'સત્કર્મ' એ બંને સંજ્ઞા એક જ અર્થની દ્યોતક છે. એથી એ વાત સિદ્ધ થાય છે કે સમસ્ત પટ્ખંડાગમનું નામ [1]સત્કર્મપ્રાભૃત (પા. સંતકમ્મપાહુડ) છે. કેટલાક આને 'સત્કર્મપાહુડ' પણ કહે છે. છખંડાગમને 'તત્ત્વાર્થમહાશાસ્ત્ર' તરીકે કેટલાક નિર્દેશે છે. એના ઉપર જે ચૂડામણિ નામની ટીકા છે તેને અકલંકે 'તત્ત્વાર્થમહાશાસ્ત્રવ્યાખ્યાન' કહેલ છે.[2] આવો ઉલ્લેખ કરી ઉપર પ્રમાણે નામાંતર સૂચવાયું છે.

**છ વિભાગ અને એનાં નામ**—છખંડાગમના એકંદર છ વિભાગો છે એ દરેકને 'ખંડ' કહે છે. એનાં નામો અનુક્રમે નીચે મુજબ છે :—

(૧) જીવટ્ઠાણ (જીવસ્થાન), (૨) ખુદ્દાબંધ (ક્ષુદ્રકબન્ધ), (૩) બન્ધસામિત્તવિચય (બન્ધસ્વામિત્વવિચય), (૪) વેયણા (વેદના), (૫) વગ્ગણા (વર્ગણા) અને (૬) મહાબન્ધ યાને મહાધવલ.

**ભાષા અને ગાથા**—છખંડાગમની ભાષા જ. સો. છે. 'મહાબન્ધ' નામનો ખંડ મુખ્યતયા ગદ્યમાં રચાયો છે. પ્રારંભમાં સોળ ગાથા છે એવી રીતે સ્થિતિ–બંધરૂપ અધિકારમાં બે ત્રણ ગાથા છે.[3]

**પરિમાણ**—છખંડાગમના પ્રથમ પાંચ ખંડો છ હજાર સૂત્રોમાં ગુંથાયેલા છે.[4] છટ્ઠો ખંડ ત્રીસ હજાર શ્લોક જેવડો છે.[5] પ્રથમ

૧ આ નામ **જિ.ર. કો.** (વિ. ૧, પૃ. ૪૧૧)માં નોંધાયું છે.

૨ જુઓ છખંડાગમ (ભા. ૧)ની પ્રસ્તાવના (પૃ. ૫૧).

૩ જુઓ **મહાબન્ધ** (ભા. ૧)ની પ્રસ્તાવના (પૃ. ૩૩).

૪–૫ જુઓ ઇન્દ્રનન્દિકૃત શ્રુતાવતાર તેમ જ ધવલા (ભા. ૧)ની પ્રસ્તાવના (પૃ. ૮૮).

ખંડનું પરિમાણ ૧૮૦૦૦ પદોનું છે એમ ધવલા (ભા. ૧)ની પ્રસ્તાવના (પૃ. ૬૫)માં કહ્યું છે જ્યારે એના પૃ. ૬૬માં ચોથા ખંડનું પરિમાણ સોળ હજાર પદોનું કહ્યું છે.

ઇન્દ્રનન્દિએ શ્રુતાવતાર (શ્લો. ૧૩૯)માં મહાબન્ધનું પરિમાણ ૩૦૦૦૦ શ્લોક જેટલું કહ્યું છે. જ્યારે બ્રહ્મ-હેમચન્દ્રે ૪૦૦૦૦નું કહ્યું છે. આ સંબંધમાં મહાબન્ધની હિંદી પ્રસ્તાવના (ભા. ૧, પૃ. ૧૨)માં સુચવાયું છે કે ઉપલબ્ધ અક્ષરોને આધારે પ્રથમ ગણના કરાઇ હશે જ્યારે હેમચન્દ્રે સંક્ષિપ્ત કે સાંકેતિક અક્ષરોને સંભવત: પૂર્ણ માનીને તેમ કર્યું હશે.

વિષય—છખંડાગમનો વિષય જૈન કર્મસિદ્ધાંતનું નિરૂપણ છે. પહેલા ત્રણ ખંડ કર્મના બંધ કરનાર આત્માને અંગે છે અને બાકીના ત્રણ ખંડ કર્મના સ્વરૂપાદિને લગતા છે.[1]

પ્રથમ ખંડનું નામ જ કહી આપે છે તેમ એમાં જીવનાં સ્થાન વિષે હકીકત છે. (૧) સત્, (૨) સંખ્યા, (૩) ક્ષેત્ર, (૪) સ્પર્શન, (૫) કાળ, (૬) અંતર, (૭) ભાવ અને (૮) અલ્પબહુત્વ એ આઠ અનુયોગદ્વારોનો તેમ જ (૧) પ્રકૃતિસમુત્કીર્તના, (૨) સ્થાનસમુત્કીર્તના, (૩-૫) મહાદંડક, (૬) જઘન્ય સ્થિતિ, (૭) ઉત્કૃષ્ટ સ્થિતિ, (૮) સમ્યક્ત્વોત્પત્તિ અને (૯) ગતિ-આગતિ એ નવ 'ચૂલિકા'માં ગુણસ્થાનો અને માર્ગણાઓનો આશ્રય લઇ અહીં વિસ્તૃત વર્ણન કરાયું છે.

બીજા ખંડમાં કર્મબન્ધ કરનાર જીવનું કર્મબન્ધના ભેદો સહિત નીચે મુજબની અગિયાર પ્રરૂપણાઓ દ્વારા વર્ણન છે :-

---

૧. આને લક્ષીને ગોમ્મટસારમાં બે કંડ (કાંડ) રચાયાં છે: (અ) જીવ-કંડ અને (આ) કમ્મ-કંડ.

(૧) સ્વામિત્વ, (૨) કાળ, (૩) અંતર, (૪) ¹ભંગ-વિચય, (૫) દ્રવ્યપ્રમાણાનુગમ, (૬) ક્ષેત્રાનુગમ, (૭) સ્પર્શનાનુગમ, (૮) નાના-જીવ-કાલ, (૯) નાના-જીવ-અંતર, (૧૦) ભાગાભાગાનુગમ અને (૧૧) અલ્પબહુત્વાનુગમ.

આ ખંડમાં એકંદર ૧૫૮૯ સૂત્રો છે જ્યારે 'મહાબંધ' નામનો છઠ્ઠો ખંડ એનાથી ઘણો મોટો છે. આ અપેક્ષાએ આને 'ક્ષુદ્રકબંધ' કહ્યો છે કેમકે એમાં બંધનું સ્વરૂપ મહાબંધ સાથે સરખાવતાં સંક્ષેપમાં છે.

આ ખંડમાં માર્ગણાસ્થાનોની અંદર ગુણસ્થાનોની અપેક્ષા રાખીને પ્રરૂપણા કરાઇ છે જ્યારે પહેલા ખંડમાં ગુણસ્થાનોને અવલંબીને પ્રરૂપણા છે. બાકી વિષય બંનેનો સમાન છે. પ્રારંભમાં ચૌદ માર્ગણાઓને લક્ષીને કયો જીવ કર્મ બાંધે છે અને કયો બાંધતો નથી એ વિચારાયું છે. અંતમાં ચૂલિકારૂપ મહાદંડક છે.

ત્રીજા ખંડમાં કર્મ-બંધ સંબંધી વિષયોનું બંધક જીવને ઉદ્દેશીને વર્ણન છે. જેમકે કેટલી પ્રકૃતિઓ જીવ કયાં સુધી બાંધે છે? કેટલી પ્રકૃતિઓનો કયા ગુણસ્થાનમાં ઉચ્છેદ થાય છે? સ્વોદયબંધરૂપ પ્રકૃતિ અને પરોદય-બંધરૂપ પ્રકૃતિ કેટલી કેટલી છે? આ પ્રમાણે વિવિધ બાબતો અહીં વિચારાઇ છે. આમ બંધના સ્વામીની વિચારણાનું દ્યોતક એવું આ ખંડનું 'બંધસામિત્તવિચય' નામ સાર્થક છે. આમાં ૩૨૪ સૂત્ર છે. પહેલાં ૪૨ સૂત્રોમાં ઓઘ એટલે કે કેવળ ગુણસ્થાનો મુજબ કથન છે જ્યારે બાકીનાંમાં 'આદેશ' અનુસાર એટલે માર્ગણા અનુસાર ગુણસ્થાનોનું પ્રરૂપણ છે.

ચોથા ખંડનો પ્રારંભ પ્રથમ ખંડની જેમ મંગલાચરણથી કરાયો છે. આમાં કૃતિ અને વેદના એ બે 'અનુયોગદ્વાર' છે પરંતુ

---

૧. 'ભંગ' એટલે 'પ્રભેદ' અને 'વિચય' એટલે 'વિચારણા'. ભિન્ન ભિન્ન માર્ગણાઓમાં જીવ રહે છે કે કેમ એ અહીં વિચારાયું છે.

વેદના અંગેનું કથન મુખ્ય અને વિશેષ વિસ્તારવાળું હોવાથી એના નામથી આ ખંડ ઓળખાવાય છે.

કૃતિમાં ઔદારિક વગેરે પાંચ શરીરોની સંઘાતન અને પરિ-શાતનરૂપ કૃતિનું વર્ણન છે. વળી એમાં ભવના પ્રથમ અને અપ્રથમ સમયમાં રહેલા જીવોની કૃતિ, નોકૃતિ અને અવક્તવ્યરૂપ સંખ્યા-ઓનું પણ વર્ણન છે

કૃતિના સાત પ્રકારો છે: (૧) નામ, (૨) સ્થાપના, (૩) દ્રવ્ય, (૪) ગણના, (૫) ગ્રન્થ, (૬) કરણ અને (૭) ભાવ. આ પૈકી 'ગણના' નામની કૃતિ વિષે અહીં મુખ્યપણે વિચારણા છે.

વેદનાનું વર્ણન નિમ્ન-લિખત સોળ અધિકારપૂર્વક કરાયું છે:

(૧) નિક્ષેપ, (૨) નય, (૩) નામ, (૪) દ્રવ્ય, (૫) ક્ષેત્ર, (૬) કાળ, (૭) ભાવ, (૮) પ્રત્યય, (૯) સ્વામિત્વ, (૧૦) વેદના, (૧૧) ગતિ, (૧૨) અનન્તર, (૧૩) સન્નિકર્ષ, (૧૪) પરિમાણ; (૧૫) ભાગાભાગાનુગમ અને (૧૬) અલ્પબહુત્વાનુગમ.

પાંચમા ખંડનો મુખ્ય વિષય 'બંધનીય' છે. એમાં ૨૩ પ્રકારની વર્ગણાઓનું વર્ણન છે અને આ પૈકી કર્મબંધને યોગ્ય વર્ગણાઓનું વિસ્તારથી નિરૂપણ છે. વર્ગણાઓના અધિકાર ઉપરાંત સ્પર્શ, કર્મ અને પ્રકૃતિનો વિચાર કરાયો છે. જેમકે સ્પર્શનું નિક્ષેપ, નય ઈત્યાદિ સોળ અધિકારપૂર્વક વર્ણન કરી કર્મ-સ્પર્શનું પ્રયોજન દર્શાવાયું છે. એવી રીતે કર્મમાં નિક્ષેપાદિ સોળ અધિકારો દ્વારા (૧) નામ, (૨) સ્થાપના, (૩) દ્રવ્ય, (૪) પ્રયોગ, (૫) સમવધાન, (૬) અધસ્, (૭) ઈર્યાપથ, (૮) તપ, (૯) ક્રિયા અને (૧૦) ભાવ એમ દસ પ્રકારનાં કર્મોનું વર્ણન છે. પ્રકૃતિમાં પ્રકૃતિનાં પર્યાય-તરીકે 'શીલ' અને 'સ્વભાવ'નો ઉલ્લેખ કરી નામ, સ્થાપના, દ્રવ્ય અને ભાવ એ ચાર પ્રકારોમાંથી કર્મ-દ્રવ્ય-પ્રકૃતિનું નિક્ષેપાદિ સોળ અધિકારો દ્વારા વિસ્તૃત વર્ણન છે.

'મહાબંધ' યાને 'મહાધવલ' નામના છઠ્ઠા ખંડમાં એના નામ પ્રમાણે બંધવિધાનના પ્રકૃતિ, સ્થિતિ, અનુભાગ અને પ્રદેશ એ બંધોનું વિસ્તારથી વર્ણન છે. ભાગ ૧માં પ્રકૃતિબન્ધ, ભા. ૨ અને ૩માં સ્થિતિ-બન્ધ, ભા. ૪ અને ૫માં અનુભાગ-બન્ધ અને ભા. ૬ અને ૭માં પ્રદેશ-બન્ધનું નિરૂપણ છે. પ્રકૃતિ-બન્ધનું નિરૂપણ નિમ્નલિખિત ૨૪ અનુયોગદ્વાર વડે કરાયું છે:—

| | |
|---|---|
| ૧. પ્રકૃતિ-સમુત્કીર્તન | ૧૩. બન્ધ-કાલ |
| ૨. સર્વ-બન્ધ | ૧૪. „ -અન્તર |
| ૩. નો-સર્વ-બન્ધ | ૧૫ „ -સન્નિકર્ષ |
| ૪. ઉત્કૃષ્ટ „ | ૧૬. ભંગવિચય |
| ૫. અનુત્કૃષ્ટ „ | ૧૭. ભાગાભાગ |
| ૬. જઘન્ય „ | ૧૮. પરિમાણ |
| ૭. અજઘન્ય „ | ૧૯. ક્ષેત્ર |
| ૮. આદિ „ | ૨૦. સ્પર્શન |
| ૯. અનાદિ „ | ૨૧. કાળ |
| ૧૦. ધ્રુવ | ૨૨. અન્તર |
| ૧૧. અધ્રુવ | ૨૩. ભાવ |
| ૧૨. બન્ધસ્વામિત્વવિચય | ૨૪. અલ્પબહુત્વ |

છખંડાગમ (ભા. ૧)ની પ્રસ્તાવના (પૃ. ૬૮)માં કહ્યું છે કે મહાધવલનો મૂળ ગ્રંથ સંતકમ્મ (સત્કર્મન્) છે. એમાં 'મહાકમ્મ' પાહુડના ચોવીસ અનુયોગદ્વારો પૈકી વેદના-ખંડગત વેદના તેમ જ વર્ગણા-ખંડમાંનાં સ્પર્શ, કર્મ, પ્રકૃતિ, તથા બંધનનાં બંધ અને બંધનીય એમ એકંદર ૭ (૧+૫) અનુયોગદ્વારને છોડીને બાકીનાં અઢારનું વર્ણન છે.

આ ખંડને અંગે સ્વતંત્ર મંગલાચરણ નથી પરંતુ ચોથા ખંડના આરંભમાંના મંગલાચરણ સાથે આનો સંબંધ સમજવાનો છે.[1]

**વિભાજન**—'કમ્મપયડિ' પાહુડનાં ૨૪ અનુયોગદ્વારો વડે છખંડાગમના ચાર વિભાગ પડાય છે: (૧) વેયણા, (૨) વગ્ગણા, (૩) ખુદ્દાબન્ધ અને (૪) મહાબન્ધ. 'બન્ધક' અનુયોગદ્વારના 'બન્ધ-વિધાન' નામના ભેદ વડે જીવટ્ઠાણનો મોટો ભાગ અને બન્ધસામિત્ત-વિચય રચાયેલ છે.

**તાડપત્રીય પ્રતિ અને તેની થયેલી દુર્દશા**—અત્યાર સુધીમાં મહાબન્ધની એક જ તાડપત્રીય પ્રતિ ઉપલબ્ધ થઈ છે એ મૂડબિદ્રીમાં છે અને એ 'કન્નડ' લિપિમાં લખાયેલી છે. એ લગભગ ૭૦૦ વર્ષ જેટલી પ્રાચીન હોવાનું મનાય છે. એના ઉપરથી વર્ષો સુધી અન્ય પ્રતિકૃતિ તૈયાર કરાવાઈ નહિ તેનું ફળ એ આવ્યું છે કે લગભગ ત્રણ હજાર શ્લોક જેટલું લખાણ ખવાઈ ગયું છે—નાશ પામ્યું છે. મહાબન્ધનો પ્રારંભ સત્તાવીસમા પત્રથી થાય છે[2] અને એની પૂર્ણાહુતિ ૨૧૯ના પત્રે થાય છે.[3] વચમાં ચૌદ પત્રો નાશ પામ્યાં છે.[4]

આ નાશ પામેલું લખાણ અન્યત્ર મળી શકે એવો સંભવ જણાતો નથી. મહામહેનતે અને જગતના કલ્યાણની ભાવનાથી રચાયેલા ગ્રંથોની હાથપોથીઓ સડી જાય પરંતુ તેની અન્ય નકલ પણ જેની પાસે હાથપોથીઓ હોય તે કરાવે નહિ એ કઈ જાતની શ્રુત-ભક્તિ અને સંરક્ષણ-વૃત્તિ કહેવાય?

---

૧ વિશેષ માટે જુઓ ધવલાનો પરિચય (પૃ. ૧૪૨-૧૪૭).

૨-૩ પહેલાં ૨૬ પત્રોમાં "સત્કર્મપંજિકા" છે. એ છખંડાગમના અન્ય વિષયો પર પ્રકાશ પાડે છે. જુઓ: મહાબન્ધ (ભા. ૧)ની પ્રસ્તાવના (પૃ. ૩૨).

૪ એજન, પૃ. ૩૨.

પ્રણેતા — ધવલા (ભા. ૧, પૃ. ૬૭) પ્રમાણે સત્ અંગો અને પૂર્વોનો એક દેશ પરંપરાથી ધરસેન આચાર્યને પ્રાપ્ત થયો હતો. અષ્ટાંગ મહાનિમિત્તના પારગામી આ આચાર્ય 'સોરઠ' દેશમાં 'ગિરનાર' (ગિરિનગર)ની ચન્દ્ર ગુફામાં એક વેળા રહ્યા હતા ત્યારે ગ્રંથનો રખે ને વિચ્છેદ થશે એવા ભયથી એમણે 'મહિમા' નગરીમાં એકત્રિત થયેલા દક્ષિણાપંથના આચાર્યો ઉપર લેખ (પત્ર) મોકલ્યો. એ આચાર્યે બે મુનિઓને મોકલ્યા. ધરસેને એમને ભણાવ્યા અને એમના 'પુષ્પદન્ત' અને 'ભૂતબલિ' એવાં નામ પાડ્યાં. આ બે મુનિઓએ છખંડાગમ રચ્યો છે. તેમાં સત્પ્રરૂપણાના વીસે અધિકાર પૂરતો ભાગ પુષ્પદન્તે રચ્યો છે જ્યારે બાકીનો તમામ ભાગ—દ્રવ્યપ્રમાણાનુગમ યાને સંખ્યા-પ્રરૂપણાથી માંડીને અવશિષ્ટ રચના ભૂતબલિની છે. આમ ૭૭ સૂત્રોમાં ગુંથાયેલ સંતપરૂવણા (સત્પ્રરૂપણા) પૂરતો જ ભાગ પુષ્પદન્તે રચ્યો છે. બાકીનો સમગ્ર ગ્રંથ ભૂતબલિની કૃતિ છે.

જૈન દર્શનમાં સાત કે નવ તત્ત્વો જે ગણાવાય છે તે પૈકી 'બંધ' તત્ત્વને લગતો 'મહાબંધ' ખંડ ખૂબ મોટો હોવા છતાં અને એ એક જ આચાર્યની—ભૂતબલિની કૃતિ હોવા છતાં એમાં એના પ્રણેતાનું નામ નથી. કદાચ એ એમની નિર્મોહકતાનું સૂચક હશે.

પુષ્પદન્ત ભૂતબલિથી મોટા હોવાનું મનાય છે.

આધાર—દિટ્ઠિવાયના પુવ્વગય વિભાગના ચૌદ પેટાવિભાગ પૈકી બીજા પુવ્વનું નામ 'અગ્ગાયણીય' છે. એમાં ચૌદ અધિકાર છે. શ્વેતાંબરો એને 'વત્થુ' કહે છે. ચોથા અધિકારનું નામ 'ચયણલદ્ધિ' છે. એમાં વીસ પાહુડ છે. તેમાં ચોથાનું નામ 'કમ્મપયડિ' છે એને 'વેયણાકસિણ' (વેદનાકૃત્સ્ન) પણ કહે છે.[1] એનાં કૃતિ,

૧. જુઓ છખંડાગમ (ભા. ૨)ની પ્રસ્તાવના (પૃ. ૧૬).

વેદના ઈત્યાદિ ચોવીસ અણુઓગદાર (અનુયોગદ્વાર) છે. એ ચોવીસ વડે છખંડાગમના વેયણા, વગ્ગણા, ખુદ્દાબન્ધ અને મહાબન્ધ એ ચાર ખંડો નિષ્પન્ન થયા છે જ્યારે આ ૨૪ અણુઓગદારમાંના 'બન્ધણ' (બન્ધન) અણુઓગદારના ચાર પ્રકારો પૈકી 'બન્ધવિહાણ' (બન્ધવિધાન) નામના પ્રકારથી જીવટ્ઠાણના મોટા ભાગની તેમ જ બન્ધસામિત્તવિચયની એમ બીજા બે ખંડની રચના થઈ છે. આનો ખ્યાલ કોષ્ઠક દ્વારા છખંડાગમ (ભા. ૧)ની પ્રસ્તાવના (પૃ. ૭૨-૭૪)માં અપાયો છે. દિગંબરોની માન્યતા મુજબ છખંડાગમ અને કસાયપાહુડ એ બંનેનો દિટ્ઠિવાય સાથે સીધો સંબંધ છે એટલે કે દિટ્ઠિવાયના આધારે આની રચના થયેલી છે;

**સમય**—ધરસેનની ગુરુપરંપરા સુનિશ્ચિત સ્વરૂપે જાણવામાં નથી. કેટલાક એમને માઘનન્દિ પછી થયા એમ કહે છે. આ ધરસેન વીરસંવત્ ૬૧૪, ૬૮૩ કે ૭૨૩ પછી થયા એમ ભિન્ન ભિન્ન ઉલ્લેખ મળે છે. "चत्वारः कर्मग्रन्थाः"ના છઠ્ઠા પરિશિષ્ટ (પૃ. ૨૦)માં પુષ્પદન્ત અને ભૂતબલિનો સમય "અનુમાને વિક્રમની ૪-૫મી સદી" દર્શાવેલ છે.

**'સંજદ' પદ**—'જીવટ્ઠાણ' નામના પ્રથમ ખંડના ૯૩મા સૂત્રમાં 'સંજદ' પદ હોવું જોઈએ એમ એના સંપાદકે સૂચવ્યું હતું. ધવલા તેમ જ બીજા કેટલાક પ્રસંગો વિચારતાં એ વાત વાસ્તવિક જણાય છે. વિશેષમાં મૂડબિદ્રીની ત્રણ તાડપત્રીય પ્રતોમાંથી બેમાં તો આ પદ છે જ. (ત્રીજી પ્રતમાં આને લગતું તાડપત્ર નથી). આથી પણ આ 'સંજદ' પદ જોઈએ એમ સિદ્ધ થાય છે. રૂઢિચુસ્ત દિગંબરો સ્ત્રીની એ જ દેહે મુક્તિ માનતા નથી એટલે એમને આ પદ હોય તે ઈષ્ટ ન હોવાથી આ સંબંધમાં એમના તરફથી ઊહાપોહ શરૂ થયો હતો એનો ઉત્તર છખંડાગમ (ભા. ૭)ની પ્રસ્તાવના (પૃ.૩-૪)માં અપાયો છે. "જૈ૦ સ૦ પ્ર૦" (વ ૧૫, અં. ૭-૮)માં એક લેખ "દિગંબર સમાજની 'સંજદ' પદની ચર્ચા" નામનો છપાયો છે.

મૂળ હાથપોથીમાં જે પાઠ હોય તે પોતાના મંતવ્યની વિરુદ્ધ જતો જણાય એટલે જ એને ઉડાવી દેવો એ સજ્જનતાને લાંછનરૂપ અને સત્યનું ખૂન કરવા બરાબર ગણાય.

**છખંડાગમ અને કસાયપાહુડ**—ગુણધરાચાર્યકૃત કસાય-પાહુડનો છખંડાગમ ઉપર પ્રભાવ પડ્યો છે એમ ક. પા. સુ.ની પ્રસ્તાવના (પૃ.૬)માં ઉલ્લેખ છે. એ વાત સ્વીકારાતાં કોઈ અચકાય એટલે અહીં તો આ બે ગ્રંથોની તુલનારૂપ જે નિર્દેશ આ પ્રસ્તાવ-ના (પૃ. ૬–૭)માં કરાયો છે તેની હું નોંધ લઉં છું :

ક. પા. સુ.ની ૯૨મી ગાથાના દ્વિતીય ચરણગત [1]પ્રશ્નના ઉત્તરને લગતી પ્રતિજ્ઞા છખંડાગમના [2]પ્રથમ મહાદંડકચૂલિકા (સૂત્ર ૧)માં જોવાય છે જયારે ઉત્તર એના પછીનાં ત્રણ [3]મહાદંડક-સૂત્રોમાં અપાયો છે.

ક. પા. સુ. ની ૯૪મી ગાથાના ઉત્તરાર્ધમાં રજૂ કરાયેલા પ્રશ્નનો ઉત્તર છખંડાગમની [4]સમ્યક્ત્વોત્પત્તિચૂલિકાના સાતમા સૂત્રમાં નજરે પડે છે.

વિશેષમાં ૯૫મી ગાથા આ [5]ચૂલિકાના નવમા સૂત્ર સાથે અને ૧૧૦મી ગાથા આ ચૂલિકાનાં સૂત્ર ૧૨–૧૩ સાથે મળતી આવે છે.

**છખંડાગમ અને સર્વાર્થસિદ્ધિ** — છખંડાગમનાં અને ખાસ કરીને 'જીવટ્ઠાણ' નામના એના પહેલા ખંડનાં કેટલાંક સૂત્રો સંસ્કૃત સ્વરૂપમાં સર્વાર્થસિદ્ધિમાં નજરે પડે છે. આની નોંધ આ ખંડના ધવલા સહિત છપાયેલા વિવિધ ભાગોમાં ટિપ્પણરૂપે

---

૧. આ પ્રશ્ન નીચે મુજબ છે:—
દર્શનમોહનો ઉપશમ કરનાર કઈ કઈ પ્રકૃતિઓ બાંધે છે?
૨–૫ જુઓ ધવલા (ભા. ૬).

અપાયેલી છે. એનો ઉપયોગ હવે પછી જે સર્વાર્થસિદ્ધિની આવૃત્તિ છપાવાય તેમાં થવો ઘટે. વિશેષમાં છખંડાગમના અંતમાં આ સંબંધમાં એક પરિશિષ્ટ અપાય તો તે ઉપયોગી થઈ પડશે.

## વિવરણાત્મક સાહિત્ય

છખંડાગમના ઉપર નીચે મુજબ સાત વિવરણો રચાયાનું મનાય છે:—

(૧) પરિકમ્મ, (૨) [1]શામકુંડીય, (૩) ચૂડામણિ, (૪) પંચિકા, (૫) સામન્તભદ્રીય, (૬) વિયાહપણ્ણત્તિ અને (૭) ધવલા.

આનો આપણે ક્રમશઃ વિચાર કરીશું.

(૧) **પરિકમ્મ**—છખંડાગમ અને કસાયપાહુડ એ બંને ગ્રંથોનો બોધ 'કુન્દકુન્દપુર'ના પદ્મનન્દિ મુનિને ગુરુપરંપરાથી થયો હતો એમણે છખંડાગમના પહેલા ત્રણ ખંડ ઉપર 'પરિકમ્મ' નામની ટીકા બાર હજાર શ્લોક જેવડી રચી છે. આ ટીકા આજે મળતી નથી. ધવલામાં પરિકમ્મમાંથી જે અવતરણો અપાયાં છે એ તમામ પાઈયમાં હોવાથી અને એ ત્રણ જ ખંડ સાથે સંબદ્ધ હોવાથી આ પરિકમ્મ નામનું વિવરણ પાઈયમાં જ હોવાનું અને તે પણ ત્રણ જ ખંડ પૂરતું હશે એમ ધવલા (ભા. ૧)ની પ્રસ્તાવના (પૃ. ૪૭)માં સૂચવાયું છે. વિશેષમાં પ્રસ્તાવનાકારના મતે પદ્મનન્દિ તે જ સુપ્રસિદ્ધ કુન્દકુન્દાચાર્ય છે અને એમનો સમય વિક્રમની બીજી સદી છે.

ધવલામાં પરિકમ્મને 'પરિકમ્મસુત્ત' કહેલું છે પરંતુ વૃત્તિનો પણ કેટલીક વાર 'સૂત્ર' તરીકે ઉલ્લેખ જોવાય છે એમ કહી એના સમર્થનાર્થે પ્રસ્તાવનાકારે યતિવૃષભનો જયધવલા (મંગલાચરણ, ગા. ૮)માં 'વિત્તિ-સુત્તકત્તા' એવો ઉલ્લેખ નોંધ્યો છે.

---

૧ આ નામ મેં યોજ્યું છે.

(૨) **શામકુંડીય ટીકા** — આ [1]શામકુંડે ૬૦૦૦ શ્લોક જેવડી પહેલા પાંચ ખંડો ઉપર રચેલી ટીકા છે.

(૩) **ચૂડામણિ** — આ [2]તુંબુલૂર નામના આચાર્યે પહેલા પાંચ ખંડ ઉપર પ્રાચીન કન્નડમાં રચેલી ટીકા છે. એનું પરિમાણ ૫૪૦૦૦ શ્લોક જેવડું છે.

(૪) **પંચિકા**—તુંબુલૂર નામના આચાર્યે છખંડાગમના છઠ્ઠા ખંડ ઉપર એક વૃત્તિ પાઈયમાં રચી છે. આને **પંચિકા** કહે છે. આનું પરિમાણ સાત હજાર શ્લોકનું છે. આ **પંચિકાનો** ઉલ્લેખ **ધવલા** તેમ જ **જયધવલામાં** હોય એમ લાગતું નથી. **મહાધવલના** પરિચયમાં જે **પંચિકાનો** ઉલ્લેખ છે તે જ આ હશે એમ **ધવલા** (ભા. ૧)ની પ્રસ્તાવના (પૃ. ૪૯)માં કહ્યું છે. **મહાબન્ધ** (ભા. ૧)ની પ્રસ્તાવના (પૃ. ૩૨)માં તો એવો ઉલ્લેખ છે કે **પંજિકાનો** **મહાબન્ધ** સાથે કશો સંબંધ નથી. એ કોઈ અન્ય ટીકા હશે.

(૫) **સામન્તભદ્રીય ટીકા** — તુંબુલૂર આચાર્ય પછી **સમન્તભદ્ર** થયા. એ દિ. તાર્કિકાર્કે છખંડાગમના પહેલા પાંચ ખંડો ઉપર ઉડતાલીસ હજાર શ્લોક જેવડી સુંદર અને મૃદુલ સંસ્કૃતમાં ટીકા રચી છે. આ ટીકા વિષે પણ **ધવલા** કે **જયધવલામાં** કશો ઉલ્લેખ જણાતો નથી. **સમન્તભદ્રનો** સમય **વિક્રમની** પાંચમી સદી છે એમ **ધવલા** (ભા. ૧)ની પ્રસ્તાવના (પૃ ૫૩)માં કહ્યું છે.

(૬) [2]**વિયાહપણ્ણત્તિ**—કસાયપાહુડ ઉપર ટીકા રચનારા **બપ્પદેવગુરુએ** છખંડાગમના પહેલા પાંચ ખંડો ઉપર 'વિયાહ-પણ્ણત્તિ' નામની ટીકા રચી એમણે છઠ્ઠા ખંડ ઉપર ૮૦૦૫ શ્લોક જેવડી પાઈયમાં ટીકા રચી હતી એમ ઇન્દ્રનન્દિએ શ્રુતાવતાર (શ્લો. ૧૭૬)માં કહ્યું છે.

---

૧ જુઓ પૃ. ૧૨૬.

૨ જુઓ પૃ. ૧૨૭.

આમ કુંદકુંદ, શામકુંડ, તુંબુલૂર, સમન્તભદ્ર અને બપ્પદેવગુરુ દ્વારા જે ટીકાઓ ક્રમશઃ રચાઈ તે હજુ સુધી તો કોઈ સ્થળેથી મળી આવી નથી.

(૭) ધવલા — ઇન્દ્રનન્દિકૃત શ્રુતાવતાર પ્રમાણે ઉપર્યુક્ત વિયાહપણ્ણત્તિના આધારે આ ટીકા રચાઈ છે. ધવલાની પ્રશસ્તિ જોતાં જણાય છે કે એલાચાર્યની કૃપાથી આચાર્ય વીરસેને શકસંવત્ ૭૩૮માં એટલે કે ઈ. સ. ૮૧૬માં આ પૂર્ણ કરી. આ પ્રશસ્તિમાં ટીકાનું નામ 'ધવલા' અપાયું છે. વિશેષમાં આ ધવલાની પૂર્ણાહુતિના સમયને લગતી કેટલીક બાબતો અપાઈ છે કે જે ઉપરથી એની લગ્નકુંડળી ઉપર્યુક્ત પ્રસ્તાવના (પૃ. ૪૫)માં અપાઈ છે.

ધવલાનું પરિમાણ બોત્તેર હજાર શ્લોક જેવડું છે. વીસ વર્ષમાં જયધવલાના સાઠ હજાર શ્લોક રચાયા છે એમ માનતાં દર વર્ષે ૩૦૦૦ શ્લોક જેટલી રચના સરેરાશ ગણાય. એ હિસાબે ધવલાનો પ્રારંભ શકસંવત્ ૭૧૪માં થયો હશે એમ કહેવાય.

**નામકરણ** — 'ધવલા' નામ શાથી રખાયું એ બાબત વિવિધ અટકળો કરાય છે એ ધવલ પક્ષમાં પૂર્ણ થઈ એથી એમ હોય. એ અમોઘવર્ષ પહેલાના કે જેને 'અતિશય-ધવલ' એવી ઉપાધિ હતી એના રાજ્યના પ્રારંભમાં સમાપ્ત થઈ એથી આ નામે યોજાયું હોય કે 'ધવલા' ટીકાનો 'પ્રસાદ' ગુણ જણાવવા આ નામ રખાયું હોય. આ ટીકાનો લગભગ એક તૃતીયાંશ જેટલો ભાગ પાઇયમાં—જ૦ સો૦માં અને બાકીનો ભાગ સંસ્કૃતમાં છે. આ સમગ્ર ટીકા એના હિંદી અનુવાદ તેમ જ વિશિષ્ટ ટિપ્પણો, પરિશિષ્ટો અને સમુચિત પ્રસ્તાવના સહિત પ્રસિદ્ધ કરાઈ છે. ધવલાના આધારે ગોમ્મટસારની રચના થઈ છે અને એ વિશેષ પ્રસિદ્ધિમાં આવતાં ધવલાનો અભ્યાસ મંદ પડી ગયો હતો.

**હાથપોથી** — મૂડબિદ્રીની તાડપત્રની હાથપોથી ઉપરથી બીજી નકલો થઇ છે એટલે આ એક જ હાથપોથી ધવલા માટેનું સ્વતંત્ર સાધન છે.

**વિષય**—પ્રથમ ભાગમાં જીવટ્ઠાણગત "સન્તપરૂવણા"નાં સૂત્ર ૧-૧૭૭ છે.

બીજા ભાગમાં છખંડાગમનું એક સૂત્ર નથી અર્થાત્ ધવલારૂપ ટીકા જ છે. આની આદ્ય પંક્તિમાં સુચવાયા મુજબ પ્રથમ અંશ એ સંત-સુત્તનું એટલે કે સત્પ્રરૂપણાસૂત્રનું વિવરણ છે. એ પૂરું થયું હોવાથી પ્રરૂપણા કહેવાની પ્રતિજ્ઞા કરાઇ છે.

(૧) ગુણસ્થાન, (૨) જીવસમાસ, (૩) પર્યાપ્તિ, (૪) પ્રાણ, (૫) સંજ્ઞા, (૬-૧૯) ગતિ વગેરે ૧૪ માર્ગણા અને (૨૦) ઉપયોગ એમ વીસ પ્રરૂપણ છે. આ પૈકી પ્રાણ, સંજ્ઞા અને ઉપયોગ એ ત્રણ સિવાયની બાકીની પ્રથમ ભાગમાં કહેવાઇ છે એટલે અહીં આ ત્રણનો જ વિચાર કરાયો છે. આ સમગ્ર અધિકાર પૂર્ણ થતાં 'સન્તપરૂવણા' પૂર્ણ થાય છે, અને સાથે સાથે બીજો વિભાગ પણ પૂરો થાય છે. આ બીજા ભાગનું નામ સંપાદકે "સન્ત-પરૂવણા-આલાપ" રાખ્યું છે.

આ બીજા ભાગગત ધવલા (પૃ ૭૮૮)માં 'પિંડિયા' નામની કોઇ કૃતિના ઉલ્લેખપૂર્વક એક અવતરણ અપાયું છે.

ત્રીજા ભાગનું નામ 'દવ્વપમાણુગમ' રખાયું છે, આ જીવટ્ઠાણનો એક ભાગ છે, એમાં ૧૯૨ સૂત્રો છે. આ દ્વારા ગુણસ્થાનો અને માર્ગણાને આશ્રીને ક્યાં કેટલા જીવો હોય એનો વિચાર છે. આમ કરતી વેળા દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવ એમ ચારે પ્રકારે પ્રમાણ કામમાં લેવાયાં છે. આને અંગેના ધવલાગત કેટલાક પ્રસંગો સમજાવવા માટે ટિપ્પણોમાં બીજગણિતનો આશ્રય લેવાયો છે. આ ભાગમાં ધવલામાંથી ગણિતને અંગે કેટલીક માહિતી મળે છે.

બીજા ભાગની જેમ આ ત્રીજા ભાગમાં પણ ધવલામાં પિંડિયાના નામોલ્લેખપૂર્વક એમાંથી એક ગાથા અવતરણરૂપે અપાઈ છે.

આ ત્રીજા ભાગમાં ધવલા (પૃ. ૯૪)માં ઉત્તર-પડિવત્તિ (ઉત્તર-પ્રતિપત્તિ) અને દક્ખિણ-પડિવત્તિ (દક્ષિણ-પ્રતિપત્તિ) એવા પ્રયોગ છે.[1] આ બે મતાંતરો માટે વપરાયા છે. દવ્વપમાણાણુગમના સાતમા સૂત્રમાં 'પૃથક્ત્વ' એ અર્થમાં 'પુધત્ત' શબ્દ વપરાયો છે. ધવલા (ભા. ૩, પૃ. ૮૯)માં એનો અર્થ ત્રણથી અધિક અને નવથી નીચે એમ કરાયો છે.

ચોથા ભાગમાં જીવટ્ઠાણને લગતી અન્ય ત્રણ પ્રરૂપણા નામે ખેત્તાણુગમ (ક્ષેત્રાનુગમ), ફોસણાણુગમ (સ્પર્શાનુગમ) અને કાલાણુગમ (કાલાનુગમ) રજૂ કરાયેલ છે. આ ત્રણમાં અનુક્રમે ૯૨, ૧૮૫ અને ૩૪૨ સૂત્ર છે. ખેત્તાણુગમમાં જીવોના નિવાસક અને વિહારાદિ સંબંધી ક્ષેત્રનું માપ દર્શાવાયું છે. ફોસણાણુગમમાં ભિન્ન ભિન્ન ગુણસ્થાનમાં રહેલા જીવો તથા ગતિ વગેરે ભિન્ન ભિન્ન માર્ગણા-સ્થાનવાળા જીવો ત્રણે કાળમાં કેટલા ક્ષેત્રને સ્પર્શે છે એ હકીકત અપાઈ છે. કાલાણુગમમાં પણ ઉક્ત પ્રરૂપણાની જેમ ઓઘ અને આદેશથી કાળનો નિર્ણય કરાયો છે. જીવ કયા ગુણસ્થાનમાં અને કયા માર્ગણાસ્થાનમાં જઘન્યથી તેમ જ ઉત્કૃષ્ટથી કેટલો કાળ રહે એ બાબત વિચારાઈ છે. આ ત્રણે પ્રરૂપણા ધવલામાં વિસ્તારથી સમજાવાઈ છે. વિશેષમાં પ્રસ્તાવનારૂપે પ્રારંભમાં "ધવલાનું ગણિત" એ નામનો ડૉ. સિંહનો અંગ્રેજીમાં મનનીય લેખ છે. હિંદી પ્રસ્તાવનામાં સૂત્ર કોને કહેવાય એ બાબત ચર્ચી છખંડાગમ કે કસાયપાહુડ પણ ભગવઈઆરાહણા પ્રમાણે 'સુત્ત' (સૂત્ર) નથી એમ પ્રતિપાદન કરાયું છે. વિશેષમાં આ બે કૃતિઓ કે એની ધવલા

1. આ પ્રયોગો વિષે થોડીક ચર્ચા આ ત્રીજા ભાગની પ્રસ્તાવના (પૃ. ૧૫-૧૬)માં કરાઈ છે.

વગેરે ટીકાનું પઠન-પાઠન ગમે તે મનુષ્યને પણ કરવાનો અધિકાર છે એમ સુચવાયું છે. શ્રાવકોથી આ ન ભણાય કે ભણાવાય એ વાત ગલત છે એમ કહેવા માટે બે વાત દર્શાવાઈ છે :-

(૧) "અધિકાર નથી" એમ કહેનાર ગ્રંથકારો ઈ સ ની બારમી સદીની પછીના છે.

(૨) એમનું કથન સૂત્ર શેને કહેવાય એ બાબત નિર્ણયાત્મક નથી.

અપભ્રંશ કવિ પુષ્પદન્તે ધવલ અને જયધવલાને 'સિદ્ધાંત' કહેલ છે પણ તે એક સામાન્ય કથન છે, નહિ કે સૈદ્ધાંતિક.[1]

પાંચમા ભાગમાં અંતરાણુગમ, ભાવાનુગમ અને અપ્પાબહુગાણુગમ એમ બાકીની ત્રણ પ્રરૂપણાને સ્થાન અપાયું છે. એમાં અનુક્રમે ૩૯૭, ૯૩ અને ૩૮૨ સૂત્રો છે. ઉપર્યુક્ત ત્રણે પ્રરૂપણામાં ઓઘ અને આદેશની અપેક્ષાએ વિચાર કરાયો છે. 'ભાવ'થી ઔદયિક આદિ પાંચ ભાવ લેવાયા છે. પ્રસ્તાવનામાં "ધવલાનું ગણિત" નામના અંગ્રેજી લેખનો હિંદી અનુવાદ અપાયો છે. વિશેષમાં ચૌદ ગુણસ્થાનોને લક્ષીને જીવોના અંતર, ભાવ અને અલ્પબહુત્વને લગતું કોષ્ઠક અપાયું છે. માર્ગણા-સ્થાનોને અંગે પણ આ ત્રણ બાબતો કોષ્ઠકપૂર્વક રજૂ કરાઇ છે.

છટ્ઠા ભાગનું 'ચૂલિયા' (ચૂલિકા) એવું નામ ધવલાકારે સૂચવ્યું છે. આ જીવટ્ઠાણનો અંતિમ ભાગ છે. આની પૂર્વેના ભાગોમાં અનુયોગોનું જે કથન છે તેમાંના વિષમ સ્થળોનું સ્પષ્ટીકરણ આ ભાગમાં છે. આ રીતે આ 'ચૂલિયા' છે. આના નવ અવાંતર વિભાગો અને એ પ્રત્યેકની સૂત્રસંખ્યા હું નીચે મુજબ દર્શાવું છું :-

---

૧. જુઓ ધવલા (ભા. ૪)ની પ્રસ્તાવના (પૃ. ૧૪).

| નામ | | સૂત્રસંખ્યા |
|---|---|---|
| ૧ પયડિસમુક્કિત્તણ | (પ્રકૃતિ-સમુત્કીર્તન) | ૪૬ |
| ૨ ઠાણસમુક્કિત્તણ | (સ્થાન-સમુત્કીર્તન) | ૧૧૭ |
| ૩ પઢમમહાદંડય | (પ્રથમ-મહાદંડક) | ૨ |
| ૪ બિદિયમહાદંડય | (દ્વિતીય-મહાદંડક) | ૨ |
| ૫ તદિયમહાદંડય | (તૃતીય-મહાદંડક) | ૨ |
| ૬ ઉક્કસ્સટ્ઠિદિબંધ | (ઉત્કૃષ્ટ-સ્થિતિ-બંધ) | ૪૪ |
| ૭ જહણ્ણટ્ઠિદિ | (જઘન્ય-સ્થિતિ) | ૪૩ |
| ૮ સમ્મત્તુપ્પત્તિ | (સમ્યક્ત્વોત્પત્તિ) | ૧૬ |
| ૯ ગદિયાગદિય | (ગતિકાગતિક) | ૨૪૩ |

પહેલા વિભાગમાં કર્મની આઠ મૂળ પ્રકૃતિ અને એની ૧૪૮ પ્રકૃતિઓનો અધિકાર છે. પ્રત્યેક મૂળ કર્મ-પ્રકૃતિની કેટલી ઉત્તર પ્રકૃતિઓ એકસાથે બંધાય છે અને એનો બંધ કયા કયા ગુણ-સ્થાનોમાં સંભવે છે એ હકીકત બીજા વિભાગમાં છે. પહેલી વાર સમ્યક્ત્વ પ્રાપ્ત કરનાર તિર્યંચ અને મનુષ્યને ઉદ્દેશીને કઈ પ્રકૃતિ એ બંધને યોગ્ય છે એ પ્રથમ મહાદંડકમાં, દેવો અને પહેલી ૭ નરકના જીવોને ઉદ્દેશીને દ્વિતીય મહાદંડકમાં અને સાતમી નરકના જીવોને ઉદ્દેશીને ત્રીજામાં વિચાર કરાયો છે. આમ અનુક્રમે ત્રીજા, ચોથા અને પાંચમા વિભાગમાં પ્રરૂપણા છે. કર્મોની અધિકમાં અધિક સ્થિતિ અને આબાધા-કાલ વિષે છઠ્ઠા વિભાગમાં નિરૂપણ છે જ્યારે સાતમામાં જઘન્યથી સ્થિતિ અને આબાધા-કાલનું નિરૂપણ છે. આઠમા ભાગમાં સમ્યક્ત્વની ઉત્પત્તિનો અધિકાર છે. આના ઉપર ધવલામાં વિસ્તૃત, ગંભીર અને સૂક્ષ્મ વિવેચન છે. પ્રસ્તાવનાકારના મત મુજબ અન્યત્ર એવું વિવેચન નથી; લદ્ધિસારનું વિવેચન પણ આની અપેક્ષાએ બહુ સ્થૂળ છે. નવમા ભાગમાં સંસારી આત્માની ગતિ અને આગતિનો વિચાર કરાયો છે. આ ભાગનાં પહેલાં ૪૩ સૂત્રમાં

જિનપ્રતિમાનું દર્શન, ધર્મનું શ્રવણ, જાતિસ્મરણ અને વન્દના એ [1]ચાર કારણોમાંથી કયા કયા કારણ દ્વારા અને ક્યારે નારક, તિર્યંચ, મનુષ્ય અને દેવને સમ્યક્ત્વ ઉદ્દભવે છે એ હકીકત ચર્ચાઈ છે. આ સમગ્ર વિષય પ્રસ્તાવનામાં કોષ્ઠક દ્વારા રજૂ કરાયો છે.

ધવલા (ભા. ૬, પૃ. ૫)માં 'અવયવિણ્ણિ' એવો પ્રયોગ છે તે પાઇયની દૃષ્ટિએ અસાધારણ ગણાય. ધવલા (ભા. ૬, પૃ. ૪૧૪)માં કેવલજ્ઞાનીના યોગના નિરોધનો જે ક્રમ દર્શાવાયો છે તે અન્યત્ર જણાતો નથી એટલી એની વિલક્ષણતા છે.[2]

સાતમા ભાગમાં બીજા ખંડનો પ્રારંભ તેમ જ એની પૂર્ણાહુતિ પણ છે. એમાં શરૂઆતમાં બન્ધક-સત્ત્વ-પ્રરૂપણા છે અને ત્યાર બાદ પૃ. ૧૩૨ના મથાળે મેં નોંધેલી અગિયાર પ્રરૂપણા છે. આમ આ બાર પ્રરૂપણામાં સૂત્રની સંખ્યા અનુક્રમે નીચે મુજબ છે :—

૪૩, ૯૧, ૨૧૬, ૧૫૧, ૨૩, ૧૭૧, ૧૨૪, ૨૭૯, ૫૫, ૬૮. ૮૮ અને [3]૨૦૬.

અંતમાં મહાદંડકનાં ૭૯ સૂત્ર છે. આમ એકંદર [4]૧૫૯૪ સૂત્ર છે.

**વિષય** — આ બાબત મેં પૃ. ૧૩૧-૧૩૨માં વિચારી છે.

આઠમા ભાગનું નામ 'બંધસ્વામિત્વવિચય' છે. સન્ત-પરૂપણા (પૃ. ૧૨૭) પ્રમાણે પ્રકૃતિ-બંધનાં મૂળ અને ઉત્તર એ બે ભેદો પૈકી ઉત્તર-પ્રકૃતિ-બંધના 'એકૈકોત્તર-પ્રકૃતિ-બંધ' અને 'અવ્વો-

---

૧ જુઓ નવમી ચૂલીકાનું સૂત્ર ૩૭.

૨ જુઓ ધવલા (ભા. ૬)નું પરિશિષ્ટ (પૃ. ૪૯).

૩ ભા. ૭ના પૃ. ૫૭૪માં ૨૦૫નો અંક છે જ્યારે પરિશિષ્ટ પૃ. ૪૭માં ૨૦૬નો અંક છે.

૪ સાતમા ભાગની પ્રસ્તાવના (પૃ. ૪)માં ૧૫૮૯નો અંક છે.

ગાઢ-ઉત્તર-પ્રકૃતિબંધ' એવા બે પેટાભેદ પડે છે.[1] તેમાં પ્રથમ પેટાભેદના સમુત્કીર્તન વગેરે જે ૨૪ અનુયોગદ્વાર છે તેમાંનો બારમો અનુયોગદ્વાર તે 'બંધ-સ્વામિત્વ-વિચય' છે. આ ત્રીજા ખંડની ઉત્પત્તિનું મૂળ છે. ધવલામાં આ ખંડનાં સૂત્રોને 'દેશામર્શક' માની એના કર્તાએ બંધનો વ્યુચ્છેદ ઇત્યાદિ ત્રેવીસ પ્રશ્નો ઉઠાવી એનું સમાધાન કર્યું છે. આનો ખ્યાલ "વિષય-પરિચય"માં અપાયો છે.[2] વિશેષમાં 'બન્ધોદય-તાલિકા' નામથી એક મોટું કોષ્ઠક રજૂ કરાયું છે.

નવમા ભાગમાં 'વેયણા' નામના ચોથા ખંડનો પ્રારંભ કરાયો છે. આ ભાગમાં ૭૬ સૂત્રો છે. 'કમ્મપયડિ' પાહુડનાં ૨૪ અણુ-ઓગદારમાંથી પહેલાં બે નામે કદિ (કૃતિ) અને વેયણા (વેદના) એ બે જ દ્વારની પ્રરૂપણા ચોથા ખંડમાં છે. અહીં તો ફક્ત પહેલું જ અનુયોગદ્વાર ધવલા સહિત છપાવાયું છે. પ્રારંભમાં ૪૪ સૂત્રો મંગળરૂપે અપાયાં છે. ધવલાકારના મતે એના પ્રણેતા ગૌતમસ્વામી છે. આ જ સૂત્રો ધરસેનકૃત જોણિપાહુડમાં પણ નજરે પડે છે.

૪૬મા સૂત્રમાં કૃતિના નામ ઇત્યાદિ સાત ભેદોનું વર્ણન છે. આ ભાગમાંની ધવલામાં મહાવીરસ્વામીને અંગે કેટલીક હકીકત છે. જેમકે એમનો ગર્ભાવતરણ-કાળ ઇત્યાદિ. મહાવીરસ્વામીને કેવલજ્ઞાન થયું ત્યાર પછી છાસઠ દિવસ સુધી તીર્થ ન સ્થપાયું અને દિવ્ય ધ્વનિની પ્રવૃત્તિ ન થઈ કેમકે એટલા દિવસ સુધી ગણધરનો અભાવ હતો એ વાત અહીં કરાઇ છે.

---

૧ અહીં ૩૪ સાન્તર-બન્ધી, ૫૪ નિરંતર-બન્ધી, ૩૨ સાન્તર-નિરંતર-બન્ધી તેમ જ ૪૭ ધ્રુવબન્ધી પ્રકૃતિઓ ગણાવાઈ છે. વિશેષમાં ગતિસંયુક્ત, ગતિ-સ્વામિત્વ, અધ્વાન, સાદિ બન્ધ, અનાદિ બન્ધ, ધ્રુવ બંધ, અધ્રુવ બન્ધ ઇત્યાદિ બાબતો વિચારાઇ છે.

૨. આ હકીકત આ ખંડની ધવલા (ભા. ૮, પૃ ૨)માં પણ દર્શાવાઇ છે.

દસમા ભાગમાં (૧) વેદના–નિક્ષેપ, (૨) વેદના–નયવિભા- ષણતા, (૩) વેદના–નામવિધાન અને (૪) વેદના–દ્રવ્યવિધાન એમ 'વેદના' મહાધિકારનાં [1]સોળ અનુયોગદ્વારો પૈકી પહેલાં [2]ચારનો અહીં વિચાર કરાયો છે. એમાં અનુક્રમે ૪, ૪, ૪ અને ૨૧૩ સૂત્રો છે વેદના–નિક્ષેપના ભેદો, ઉપભેદો ઇત્યાદિ નીચે મુજબ છે :—




1. આનાં નામ માટે જુઓ પૃ. ૧૩૩.
2. આનાં પછીનાં બેનું ભા. ૧૧માં અને બાકીનાં દસનું ભા. ૧૨માં નિરૂપણ છે.

આ પૈકી કર્મ-વેદનાના જ્ઞાનાવરણાદિ આઠ પ્રકારો અને નોકર્મ-વેદનાના સચિત્ત, અચિત્ત અને મિશ્ર એમ ત્રણ પ્રકારે પડાયા છે. સિદ્ધ જીવદ્રવ્યને સચિત્ત દ્રવ્ય-વેદના, પુદ્ગલાદિ પાંચ અચિત્ત દ્રવ્યોને અચિત્ત દ્રવ્ય-વેદના અને સંસારી જીવને મિશ્ર દ્રવ્ય-વેદના હોય છે એમ અહીં કહ્યું છે. જીવ-ભાવ -વેદનાના ઔદયિકાદિ પાંચ પ્રકારોનો અને અજીવ-ભાવ-વેદનાના ઔદયિક અને પારિણામિક એમ બે પ્રકારોનો ઉલ્લેખ કરાયો છે. નૈગમાદિ સાત નયોમાંથી કયો નય કયા પ્રકારને માન્ય રાખે છે એ બીજા અનુયોગદ્વારમાં દર્શાવાયું છે. વેદના-નિક્ષેપના વિવિધ પ્રકારોમાંથી કયો નય કોને વેદના કહે છે એ બાબત ત્રીજા અનુયોગદ્વારમાં વિચારાઇ છે.

'વેદના-દ્રવ્ય-વિધાન' એટલે વેદનારૂપ દ્રવ્યને ઉદ્દેશીને ઉત્કૃષ્ટ અનુત્કૃષ્ટ, જઘન્ય ઇત્યાદિ પદોની પ્રરૂપણા. આમાં પદમીમાંસા, સ્વામિત્વ અને અલ્પબહુત્વનું નિરૂપણ છે. પદમીમાંસામાં જ્ઞાનાવરણાદિ કર્મો પૈકી દરેકને અંગે ૧૩+૧૨×૧૨=૧૬૯ પ્રશ્નો વિચારાયા છે. આગળ જતાં આ ભાગના અંતમાં દ્રવ્ય-વિધાનની ચૂલિકા રજૂ કરાઇ છે. એમાં યોગસ્થાનોની દસ અનુયોગદ્વારો દ્વારા [1]પ્રરૂપણા કરાઇ છે,

અગિયારમા ભાગમાં વેદના-ક્ષેત્ર-વિધાન અને વેદના-કૃતિ-વિધાન એ બે અનુયોગદ્વારોનું નિરૂપણ છે. એમાં અનુક્રમે ૯૯ અને ૨૭૯ સૂત્ર છે. આ બંને અનુયોગદ્વારોને અંગે પણ વેદના-દ્રવ્ય-વિધાનની જેમ પદમીમાંસા, સ્વામિત્વ અને અલ્પબહુત્વ એમ ત્રણ ત્રણ રીતે વિચાર કરાયો છે [2] ત્યાર બાદ બે ચૂલિકા છે. પ્રથમ ચૂલિકામાં સ્થિતિબન્ધસ્થાન, નિષેક, આબાધાકાલ અને

---

૧ આમાં વર્ગણા-પ્રરૂપણા અને સ્પર્ધક-પ્રરૂપણા નોંધપાત્ર છે.

૨ વેદના-કાલ- વિધાનમાં કાળને અંગે નામ, સ્થાપના, દ્રવ્ય, સમાચાર, અદ્ધા, પ્રમાણ અને ભાવ એમ સાત રીતે એટલે કે નામ-કાલ ઇત્યાદિ રૂપે વિચાર કરાયો છે.

અલ્પબહુત્વ એ આઠની પ્રરૂપણા છે. દ્વિતીય ચૂલિકામાં સ્થિતિબન્ધના અધ્યવસાયોનો વિચાર કરતી વેળા જીવ-સમુદાહાર, પ્રકૃતિ-સમુદાહાર અને સ્થિતિ-સમુદાહારનો પણ નિર્દેશ છે. પૃ. ૭૧માં અવગાહનાઓને અંગે સ્થાપનાયંત્ર અપાયું છે. પૃ. ૧૧૫ગત ફુલ્લામાં 'છેદસૂત્ર'નો અને અન્યત્ર સન્તકમ્મપાહુડનો ઉલ્લેખ છે.

બારમા ભાગમાં નિમ્નલિખિત દસ અનુયોગદ્વારોનું નિરૂપણ છે :

(૧) વેદના-ભાવ-વિધાન
(૨) ,,-પ્રત્યય-વિધાન[1]
(૩) ,,-સ્વામિત્વ-વિધાન
(૪) ,,-વેદના-વિધાન
(૫) ,,-ગતિ-વિધાન
(૬) વેદના-અન્તર-વિધાન
(૭) ,,-સન્નિકર્ષ-વિધાન
(૮) ,,-પરિમાણ-વિધાન
(૯) ,,-ભાગાભાગ-વિધાન
(૧૦) ,,-અલ્પબહુત્વ-વિધાન

આ દસ અનુયોગદ્વારોની સૂત્રસંખ્યા અનુક્રમે નીચે મુજબ છે :—

૩૧૪, ૧૬, ૧૫, ૫૮, ૧૨, ૧૧, ૩૨૦, ૫૩, ૨૧ અને ૨૭.

ભાવના નામ-ભાવ ઇત્યાદિ વિવિધ નિક્ષેપો પૈકી કર્મતદ્વ્યતિરિક્ત-નોઆગમ-દ્રવ્યભાવનું પદમીમાંસા, સ્વામિત્વ અને અલ્પબહુત્વ એમ ત્રણ પ્રકારે નિરૂપણ છે. ત્યાર બાદ ત્રણ ચૂલિકા છે. એ પૈકી પ્રથમ ચૂલિકામાં ગુણશ્રેણિનિર્જરાના ૧૧ સ્થાન અને એને અંગેના કાળનું નિરૂપણ છે. દ્વિતીય ચૂલિકામાં બાર જાતની પ્રરૂપણા છે. ત્રીજીનો આઠ રીતે વિચાર કરાયો છે.

તેરમા ભાગથી 'વગ્ગણા' નામનો પાંચમો ખંડ શરૂ કરાયો છે. આ ભાગમાં ત્રણ અનુયોગદ્વારનું નિરૂપણ છે : (૧) સ્પર્શ, (૨) કર્મ અને (૩) પ્રકૃતિ.

ચૌદમા ભાગમાં 'બન્ધન' અનુયોગદ્વારમાંના બન્ધ અને બન્ધનીય એ બે [2]અધિકારોનું વિસ્તૃત નિરૂપણ છે, એમાં અનુક્રમે

---

૧. કર્મબંધનાં કારણો નૈગમાદિ નય અનુસાર દર્શાવાયાં છે.

૨ બાકીના બે અધિકારો પૈકી બન્ધકનો ક્ષુદ્દાબન્ધમાં અને બન્ધનનો મહાબન્ધમાં સવિસ્તર વિચાર કરાયો છે એટલે અહીં તો ફક્ત સૂચન છે.

૬૭ અને ૭૨૯ સૂત્ર છે. વિશેષમાં બન્ધનીયને આશ્રીને વર્ગણાઓનું સવિસ્તર વર્ણન કરાયું છે. આમ કરીને આ ખંડનું 'વગ્ગણા' નામ ચરિતાર્થ કરાયું છે. આમાં અનુક્રમે ૩૩, ૩૧ અને ૧૪૨ સૂત્રો છે. આ પૈકી પ્રથમ અનુયોગદ્વારમાંનાં બે સૂત્રો અને અંતિમમાંનાં સત્તર પદ્યાત્મક છે. આ ૧૯ (૨+૧૭)ને 'ગાહાસુત્ત' કહ્યાં છે. પ્રથમ અનુયોગદ્વારમાં સ્પર્શનો સોળ રીતે વિચાર કરાયો છે. દ્વિતીયમાં કર્મના નામકર્મ ઇત્યાદિ [1]દસ ભેદ દર્શાવાયા છે અને સાથે સાથે એનો સાત નયપૂર્વક વિચાર કરાયો છે. અંતિમ અનુયોગદ્વારમાં જ્ઞાનના પાંચે પ્રકારો અને એના ઉપપ્રકારનું વિસ્તૃત નિરૂપણ છે.

પંદરમા તેમ જ સોળમા ભાગમાં કોઈ સૂત્ર નથી પરંતુ 'વગ્ગણા' ખંડનાં અંતિમ સૂત્રને દેશામર્શક ગાની આચાર્ય વીરસેન છખંડાગમમાં જે [2]ચોવીસ અનુયોગદ્વારો પૈકી છનું જ નિરૂપણ છે એટલે બાકીનાં નિબન્ધનાદિ અઢારનું એંગણું કર્યું છે. આ પંદરમા ભાગમાં નિબન્ધન, પ્રક્રમ, ઉપક્રમ અને ઉદય એ ચાર અનુયોગદ્વારને સ્થાન અપાયું છે જ્યારે બાકીનાં મોક્ષાદિ [3]ચૌદનું નિરૂપણ સોળમા ભાગમાં છે.

આ સોળમા ભાગગત ધવલામાં પૃ. ૫૭૭ અને ૫૭૮માં આર્ય નન્દિનો અને પૃ. ૫૧૮ અને ૫૭૮માં આર્ય મંક્ષુનો 'મહાવાચક' તરીકે ઉલ્લેખ છે, પૃ. ૩૨૭ અને ૫૧૮માં નાગહસ્તિને 'ખમાસમણ' અને પૃ. ૫૨૨માં એમને 'ભડારઅ' કહ્યા છે. અંતમાં પૃ. ૧૧-૫૪માં સોળે ભાગગત છખંડાગમ અને ધવલાગાંના પારિભાષિક શબ્દોની સૂચી અપાઈ છે.

મહાબન્ધ ઘણો મોટો હોવાથી વીરસેને એના ઉપર કોઈ ટીકા રચી નથી. બપ્પદેવગુરુએ જે ટીકા રચ્યાનું કહેવાય છે તે ખરું હોય તો પણ એ અપ્રાપ્ય છે.

---

૧ જુઓ પૃ. ૧૩૩.
૨-૩ આ નામો માટે જુઓ પૃ. ૨૭-૨૮.

**વિભાગીકરણ**—છખંડાગમના પહેલા પાંચ ખંડો ધવલા સાથે સોળ ભાગમાં છપાવાયા છે. તેમાં ભા. ૧–૬માં પહેલો ખંડ, ભા. ૭માં બીજો, ભા. ૮માં ત્રીજો, ભા. ૯–૧૨માં ચોથો અને ભા. ૧૩–૧૪માં પાંચમો એમ પાંચ ખંડો રજૂ કરાયા છે. છેલ્લા બે ભાગમાં કેવળ ધવલા છે.

**નિષ્કર્ષ** — ઉપર્યુક્ત વિવરણો સમગ્રપણે વિચારતાં નીચે મુજબની બાબતો ફલિત થાય છે:—

(૧) છખંડાગમના છ ખંડો પૈકી આદ્ય ત્રણ જ ખંડો ઉપર પદ્મનન્દિની ટીકા છે.

(૨) પહેલા પાંચ ખંડો ઉપર **શામકુંડે**, **તુંબુલૂરે**, સમન્તભદ્રે અને **વીરસેને** એકેક ટીકા રચી છે.

(૩) છ યે ખંડ ઉપર **બપ્પદેવગુરુએ** ટીકા રચ્યાનું મનાય છે.

(૪) ટીકાઓનો ભાષાદીઠ વિચાર કરતાં જણાય છે કે **પદ્મનન્દિની** તથા **બપ્પદેવગુરુની** ટીકા પાઇયમાં, **સમન્તભદ્રની** સંસ્કૃતમાં, **વીરસેનની** પાઇય અને સંસ્કૃતમાં અને **તુંબુલૂરની** કન્નડમાં છે.

**હિન્દી અનુવાદો** — છખંડાગમના પહેલા પાંચ ખંડો અને એને અંગેની ધવલા નામની ટીકાનો હિન્દીમાં અનુવાદ ડો. હીરાલાલ જૈને કર્યો છે જ્યારે છઠ્ઠા ખંડ નામે 'મહાબન્ધ' જે સાત ભાગમાં છપાવાયો છે તેના પ્રથમ ભાગનો હિન્દી અનુવાદ પં. સુમેરુચન્દ્રે અને બાકીના છનો ફૂલચન્દ્રે કર્યો છે. આ અનુવાદો છપાવાયા છે. જુઓ પૃ. ૧૨૯

**વિજયધવલ**—કારંજાના પ્રાચીન શાસ્ત્રભંડારમાં 'પ્રતિક્રમણ' નામની એક પોથી છે. એમાં ધવલ, મહાધવલ અને જયધવલની સાથે સાથે વિજયધવલનો ઉલ્લેખ છે તો એ શું છે?

* * *

## પ્રકરણ ૧૩: અવશિષ્ટ કૃતિઓ

પંચસંગહ — આ નામની નીચે મુજબની ત્રણ કૃતિઓ છે:—

(૧) 'મહત્તર' ચન્દ્રર્ષિએ રચેલી શ્વે. કૃતિ.

(૨) અજ્ઞાનકર્તૃક દિ૦ કૃતિ.

(૩) 'સૈદ્ધાન્તિક' નેમિચન્દ્રકૃત પંચસંગહ યાને ગોમ્મટસાર.

'પંચસંગહ' માટેનો સંસ્કૃત શબ્દ 'પંચસંગ્રહ' છે: એ નામની બે દિ૦ સંસ્કૃત કૃતિઓ છે: (૧) અમિતગતિએ રચેલી અને (૨) ડડ્ઢે રચેલી.

જિ. ર. કો. (વિ. ૧. પૃ. ૨૨૯)માં હરિભદ્રસૂરિકૃત પંચસંગ્રહનો ઉલ્લેખ છે તે વાસ્તવિક હોય તો એ સંબંધમાં ત્રણ પ્રશ્ન સ્ફુરે છે:—

(૧) શું આ શ્વે. કૃતિ છે કે દિગ૦?

(૨) શું એ ચન્દ્રર્ષિકૃત પંચસંગહ તો નથી?

(૩) શું આ કૃતિ પાઇયમાં છે કે સંસ્કૃતમાં?

### (૧) [1]અજ્ઞાતકર્તૃક [2]પંચસંગહ

---

૧ આ સંગ્રહાત્મક કૃતિની વિ. સં. ૧૫૨૭માં લખાયેલી એક હાથપોથીની નોંધ "અનેકાન્ત" (વ. ૩, પૃ. ૨૫૬)માં છે.

૨ આ કૃતિ ભાસ, પાઇય વિત્તિ (વૃત્તિ), સુમતિકીર્તિકૃત ટીકા, ડડ્ઢકૃત પંચસંગ્રહ તેમજ મૂળ અને ભાસના હિન્દી અનુવાદ, વિષયસૂચી તથા પાંચ પરિશિષ્ટો સહિત "ભારતીય જ્ઞાનપીઠ, કાશી" તરફથી ઈ. સ. ૧૯૬૦માં પ્રસિદ્ધ કરાઈ છે. આના સંપાદક, અનુવાદક અને પ્રસ્તાવનાકાર પં. હીરાલાલ જૈન છે.

આ પાંચ ગ્રંથોના—પ્રકરણોના સંગ્રહરૂપ છે. એનાં [1]સંસ્કૃત નામો નીચે મુજબ છે જ્યારે પાઇય પૃ. ૧૫૫માં મેં આપ્યાં છે :-

(૧) જીવસમાસ, (૨) પ્રકૃતિસમુત્કીર્તન, (૩) બન્ધોદય-સત્ત્વયુક્તપદ યાને કર્મસ્તવ, (૪) શતક અને (૫) સપ્તતિકા.

આ પૈકી પહેલાં ત્રણ નામો વિષયદ્યોતક છે તો અંતિમ બે પરિમાણદ્યોતક છે.

**ગાથાઓની સંખ્યા** — આ પાંચ પ્રકરણોમાં અનુક્રમે ૨૦૬, ૧૨, ૭૭, ૧૦૫ અને ૭૨ ગાથાઓ છે. આમ એકંદર ૪૭૨ ગાથા છે. આ પુસ્તકના "[1]પ્રધાન સંપાદકોંકા [2]વક્તવ્ય" (પૃ. ૬)માં મૂળની ગાથાઓની સંખ્યા ૪૪૫ અને ભાસની ૮૬૪ એમ કુલ્લે ૧૩૦૯નો ઉલ્લેખ છે જ્યારે સંપાદકે પોતાની પ્રસ્તાવના (પૃ. ૩૭)માં કુલ્લે ૧૩૨૪ હોવાનું કહ્યું છે. ગદ્યાત્મક લખાણ પાંચ સો શ્લોક જેવડું છે.[3] પાઇય વિત્તિ પ્રમાણે મૂળમાં ૪૧૮ ગાથા છે. પાંચે પ્રકરણોમાં મંગલાચરણ તરીકે એકેક ગાથા છે. બીજા પ્રકરણની આવી આદ્ય ગાથાને બાદ કરતાં આ સંપૂર્ણ પ્રકરણ ગદ્યમાં છે.[4]

**પ્રણેતા**—પ્રસ્તુત પંચસંગહનાં પાંચે પ્રકરણોના કે એ પૈકી કોઈ એકના કે એથી વધારેના પ્રણેતા એક જ હોય તો પણ એ પૈકી કોઈનું પણ નામ જાણવામાં નથી. આ પાંચ પ્રકરણોનું 'પંચસંગહ' એવું નામ પાડનારના – સંગ્રહકારના નામની પણ ખબર નથી.

---

૧. પ્રધાન સંપાદકો તે પં. હીરાલાલ જૈન અને ડો. આ. ને. ઉપાધ્યે છે.

૨. આ વક્તવ્ય (પૃ. ૬)માં કહ્યું છે કે ચૌદ પૂર્વો પૈકી બીજા આગ્રાયણીયના આધારે કસાયપાહુડ રચાયો છે. આ કથન કસાયપાહુડની પ્રથમ ગાથા સાથે સુસંગત નથી તેનું શું ?

૩. જુઓ પંચસંગહની પ્રસ્તાવના (પૃ. ૧૪).

૪ જુઓ પંચસંગહની પ્રસ્તાવના (પૃ. ૨૩).

**સન્તુલન** — આ દિ. પંચસંગહનાં પાંચ પ્રકરણોનાં નામ ચન્દ્રર્ષિકૃત પંચસંગહના પાંચ પ્રકરણોનાં નામ સાથે નીચે મુજબ સરખાવી શકાય :—

| દિ. પંચસંગહ | [1]શ્વે. પંચસંગહ | શ્વે. પંચસંગહનાં દ્વાર | |
|---|---|---|---|
| ૧, જીવસમાસ | સયગ | યોગોપયોગ-માર્ગણા | [2]બન્ધક |
| ૨. પયડિસમુક્કિત્તણ | સત્તરિયા | બન્ધક | [3]બન્ધવ્ય |
| ૩. કમ્મત્થવ | કસાયપાહુડ | બન્ધવ્ય | [4]બન્ધહેતુ |
| ૪. સયગ | સન્તકમ્મ | બન્ધહેતુ | [5]બન્ધવિધિ |
| ૫. સત્તરિયા | કમ્મપયડિ | બન્ધપ્રકાર | [6]બન્ધલક્ષણ[7] |

દિ. જીવસમાસરૂપ પ્રથમ પ્રકરણ એ શ્વે. 'બન્ધક' દ્વાર છે. એવી રીતે આ પંચસંગહનું બીજું પ્રકરણ તે 'બન્ધવ્ય' દ્વાર અને ત્રીજું 'બન્ધલક્ષણ' છે. છેલ્લાં બે પ્રકરણોનાં 'સયગ' અને 'સત્તરિયા' એ બે નામ બંને ફિરકાનાં ગ્રંથોમાં સમાન છે.

આ અજ્ઞાતકર્તૃક દિ૰ પંચસંગહમાંની [8]સત્તરિયામાંની ૭૨ ગાથાઓમાંની ૪૦ કરતાં વધારે ગાથા શ્વે. સત્તરિયા સાથે મળતી આવે છે ચૌદેક ગાથામાં પાઠભેદ છે. [9]માન્યતાના અને વર્ણનમાંના ભેદને લઈને બાકીની ગાથા ભિન્ન છે.[10]

---

૧. આમાં આવતાં પ્રકરણો ઉપરથી તેમજ એમાં નિર્દેશાયેલા વિષયો ઉપરથી અર્થાત્ એનાં દ્વાર ઉપરથી એમ બે રીતે આનાં પાંચ પ્રકરણોનાં નામ રજૂ કરાય છે.

૨-૭. આ નામો દિ. પંચસંગહની પ્રસ્તાવના (પં. ૨૩)માં અપાયાં છે.

૮ આ સત્તરિયા "સપ્તતિકાપ્રકરણ (ષષ્ઠકર્મગ્રન્થ)"ના અંતમાં પં. ફૂલચન્દ્રની પ્રસ્તાવના સહિત છપાયેલી છે. એમાં ૭૧ ગાથા છે, નહિ કે ૭૨.

૯ માન્યતાભેદનાં ચાર ઉદાહરણ અપાયાં છે. જુઓ પં. ફૂલચન્દ્રની પ્રસ્તાવના (પૃ. ૨૧-૨૨).

૧૦ એજન, પૃ. ૨૧.

**ઉપયોગ** — આ અજ્ઞાતકર્તૃક પંચસંગહનો પુષ્કળ ઉપયોગ ગોમ્મટસારના જીવકાંડ અને કર્મકાંડમાં કરાયો છે. કર્મકાંડમાંના બે મત આ વાતની સાક્ષી પૂરે છે કેમકે એવો ઉલ્લેખ આ દિ. સત્તરિયા સિવાય કોઈ અન્ય દિ૦ કૃતિમાં જોવાતો નથી.[1]

**સમય**—**ધવલા** ( ભા. ૪, પૃ. ૩૧૫ )માં એના કર્તા **વીરસેને** "जीवसमासए वि उत्तं" એમ કહી "छप्पं च णवविहाणं"વાળી ગાથા ઉદ્ધૃત કરી છે. આ અજ્ઞાતકર્તૃક પંચસંગહમાંના 'જીવસમાસ' પ્રકરણની ૧૫૯મી ગાથા તરીકે જોવાય છે. આથી **ધવલા**ની રચના થઇ તે પૂર્વે આ પંચસંગહનું વર્તમાન સ્વરૂપ નક્કી થઈ ગયું હતું.[2] વળી શ્વે. (બન્ધ)સયગની ચુણ્ણિની રચના પહેલાં આ દિગંબર ગ્રંથ રચાયો છે[3] કેમકે આ **બન્ધસયગ** ( ગા. ૯૦ )ની ચુણ્ણિમાં જે બે વાર પાઠાંતરનો ઉલ્લેખ છે તે પાઠાંતર આ અજ્ઞાતકર્તૃક દિ. પંચસંગહમાં નિબદ્ધ દિગંબર પરંપરાના સયગમાંથી લઇને ઉદ્ધૃત કરાયેલ છે એમ જણાય છે.[4]

આ અજ્ઞાતકર્તૃક પંચસંગહ **ચંદ્રર્ષિ** મહત્તરના પંચસંગહ-પગરણ કરતાં પહેલાંનો છે.

**પ્રાચીનતા**—"પ્રેમી અભિનંદન ગ્રંથ" (પૃ. ૪૧૭–૪૨૩)માં શ્રી. **હીરાલાલ** જૈન સિદ્ધાન્તશાસ્ત્રીનો "प्राकृत और संस्कृत पंचसंग्रह तथा उनका आधार" નામનો લેખ છપાયો છે. આમાં પ્રારંભમાં એક અજ્ઞાતકર્તૃક પ્રાકૃત અને અને બીજો **અમિતગતિ**કૃત સંસ્કૃત એમ બે દિ. પંચસંગ્રહમાંનાં [5]પાંચે પ્રકરણોમાંથી કેટલાંક અવતરણો આપી પ્રાકૃત પંચસંગ્રહ સંસ્કૃત પંચસંગ્રહથી પ્રાચીન

૧ એજન, પૃ. ૨૩.

૨–૩ એજન, પૃ. ૨૪.

૪ એજન, પૃ. ૨૫.

૫ ચોથા અને પાંચમા પ્રકરણમાં ૩૭૫ અને ૫૧૮ ગાથા છે એમ કહ્યું છે.

છે એમ દર્શાવાયું છે અને એથી વિપરીત માન્યતા માટે અવકાશ નથી એમ સિદ્ધ કરવા માટે **ધવલા** (ભા. ૪, પૃ. ૩૧૫)ગત અવતરણ અપાયું છે અને जीवसमासाए ને બદલે जीवसमासए જોઈએ એમ સુચવાયું છે.

**આધાર**—દિ. પ્રાકૃત પંચસંગ્રહના 'શતક' (સયગ) અને 'સપ્તતિકા' (સત્તરિયા) એ બે પ્રકરણોની રચના આ નામની શ્વે૦. કૃતિ ઉપરથી થયાનો ઉપર્યુક્ત લેખમાં સ્પષ્ટ ઉલ્લેખ કરાયો છે એટલું જ નહિ પણ જે મૂળ કૃતિઓના સંકલનરૂપ આ દિ. કૃતિ છે. તેનાં નામો કૃતજ્ઞતા દર્શાવવા માટે એ જ રખાયાં છે એમ ઉમેરાયું છે ત્યાર બાદ બાકીનાં પ્રકરણો પૈકી પ્રકૃતિસમુત્કીર્તનની રચનાનો આધાર છખંડાગમની આ નામની ચૂલિકા કે જે એના છઠ્ઠા ભાગમાં છપાઈ છે તે છે એમ કહી [1]જીવસમાસ અને કર્મપ્રકૃતિસ્તવ એ બે પ્રકરણો છખંડાગમના 'બન્ધસ્વામિત્વ' અને 'બન્ધવિધાન' નામના બે ખંડને આધારે યોજાયાનો સંભવ દર્શાવાયો છે

આ લેખના અંતમાં એવો ઉલ્લેખ છે કે દિ. પ્રાકૃત પંચસંગ્રહના કર્તાનું નામ જાણવામાં નથી પરંતુ એમનો સમય શકસંવત્ ૭૩૮માં પૂર્ણ કરાયેલી ધવલાની પહેલાનો અને વિક્રમની પાંચમી સદીમાં થઇ ગયેલા મનાતા શિવશર્મસૂરિકૃત સયગની રચના પછીનો છે એમ કહ્યું છે

આ પ્રમાણેના આ લેખમાં પ્રસ્તુત શ્વે. સત્તરિયાને આધારે દિ પ્રાકૃત પંચસંગ્રહગત 'સત્તરિ' નામનું પ્રકરણ રચાયાનું જે સ્પષ્ટ વિધાન છે—જે નિષ્કર્ષ કઢાયો છે, તેને અંગે પં. ફૂલચન્દ્રે ઉપર્યુક્ત પ્રસ્તાવના (પૃ. ૨૬)માં કહ્યું છે. કે જ્યાં સુધી આ નિષ્કર્ષની પુષ્ટિ માટે કોઈ નિશ્ચિત પ્રમાણ નહિ મળે ત્યાં સુધી આવો નિષ્કર્ષ કાઢવો કઠણ છે, અત્યારે તો કેવળ

૧. આ નામની જે. શ્વે. કૃતિ છે તે તો આના આધારરૂપ નહિ હોય?

એટલું જ કહી શકાય તેમ છે કે કોઇ એક સત્તરિને જોઇને બીજી રચાઇ છે.

પં. ફૂલચન્દ્રનું આ વિધાન સાથે હું સંગત થતો નથી એટલું જ અત્યારે તો કહું છું.[1] સાથે સાથે હું એ ઉમેરું છું કે ગાગરમાં સાગરને સમાવવાની અદ્ભુત કળાના ઉત્તમ નમૂનારૂપ શ્વે. સત્તરિયાની રચના શ્વે. સયગ (બંધસયગ) અને કમ્મપયડિ પૂર્વે થઇ હશે એવો વિચાર મારા મનમાં ઉદ્ભવે છે.

અંતમાં હું એટલું સૂચવું છું કે આ વિવિધ [2]સત્તરિયા એકસાથે છપાવાય અને એવી રીતે **સયગ** માટે પણ વ્યવસ્થા થાય તો તુલનાત્મક અભ્યાસ કરનારને વિશેષતઃ અનુકૂળતા રહેશે.

## વિવરણાત્મક સાહિત્ય

**ભાસ**—આ પાઇયમાં પદ્યમાં રચાયું છે. પહેલાં બે પ્રકરણ ઉપર ભાસ નથી બાકીનાં ત્રણ પ્રકરણો ઉપર અનુક્રમે ૨૫, ૪૧૭ અને ૪૩૫ ગાથાઓ છે. આમ એકંદર [3]૮૭૭ ગાથા છે.

**પાઇય વિત્તિ** — આ **પદ્મનન્દિએ** પાઇયમાં પ્રાચીન ચૂર્ણિઓની શૈલીમાં લગભગ ૪૦૦૦ શ્લોક જેવડી રચેલી વૃત્તિ છે. એમાં પહેલાં ત્રણ પ્રકરણોના [4]ક્રમમાં તેમ જ એની ગાથાની સંખ્યામાં ફેર છે. અકલંકકૃત લઘીયસ્ત્રયમાંની કારિકા આ વૃત્તિમાં નજરે પડે છે

---

૧ અહીં હું પં. ફૂલચન્દ્રને બે પ્રશ્ન પૂછું છું:—

(અ) અજ્ઞાતકર્તૃક દિ. પંચસંગહના 'શતક' પ્રકરણની રચના શાને આભારી છે?

(આ) દિગંબરીય સાહિત્યમાં સત્તરિયા અને સયગ નામની સ્વતંત્ર કૃતિઓ કેમ જણાતી નથી?

૨. અજ્ઞાતકર્તૃક દિ. પંચસંગહમાંના આ નામના પ્રકરણનું ભાસ (ભાષ્ય) પણ છપાવવું ઘટે.

૩. આ સંબંધમાં જુઓ પૃ. ૧૫૪.

૪ આ ક્રમ બંધ્ય, બન્ધસ્વામી, બન્ધક, બન્ધકારણ અને બન્ધભેદ એ પાંચ દ્વારોને સૂત્રરૂપે લક્ષીને રખાયેલો છે.

એટલે આ પદ્મનન્દિ અકલંક પછી થયાનું અનુમનાય છે. પ્રસ્તાવના-કારના મતે આ કૃતિ વિક્રમની દસમી સદી પહેલાં રચાયાનો સંભવ છે.

આ પાઇય વિત્તિવાળાં જીવસમાસની અનેક ગાથાઓ શ્વે. [1]જીવસમાસમાં એ જ સ્વરૂપમાં નજરે પડે છે.[2] આથી આ પાઇય વિત્તિ શ્વે. જીવસમાસના સ્પષ્ટીકરણની ગરજ સારે છે.

વૃત્તિ — આ સંસ્કૃત વૃત્તિ સૂરિ (? ભટ્ટારક) સુમતિકીર્તિએ વિ. સં. ૧૬૨૦માં ઇલાવમાં રચી છે. એની એક જ હાથપોથી અને તે પણ ખંડિત મળી છે. આ વૃત્તિ મૂળ તેમજ ભાસ્સના સ્પષ્ટીકરણરૂપ છે. ત્રીજા પ્રકરણની મૂળની ૨૮મી ગાથાથી આ વૃત્તિ અત્ર અપાઈ છે. આ વૃત્તિનું સંશોધન વૃત્તિકારના ગુરુ જ્ઞાનભૂષણે કર્યું છે. આ વૃત્તિ હંસ નામના વર્ણીની પ્રેરણાથી યોજાઈ છે. આ સુમતિકીર્તિએ પ્રસ્તુત પંચસંગ્રહને 'લઘુગોમ્મટસાર' કહ્યો છે તે એમની ભૂલ છે. આ વૃત્તિમાં અમિતગતિકૃત પંચસંગ્રહ તથા ગોમ્મટસારમાંથી અવતરણો અપાયાં છે.

## (૨) પંચસંગહ (પંચસંગ્રહ) યાને [3]ગોમ્મટસાર

---

૧ આ શ્વે. ગ્રંથ છખંડાગમના પ્રથમ આઠ પ્રરૂપણાની નિર્માણના તેમજ અજ્ઞાતકર્તૃક પંચસંગહના પ્રથમ પ્રકરણના પણ આધારરૂપ છે એમ આ પંચસંગહની પ્રસ્તાવના (પૃ. ૩૬)માં કહ્યું છે.

૨ જુઓ અજ્ઞાતકર્તૃક દિ. પંચસંગહની પ્રસ્તાવના (પૃ. ૩૭).

૩ આ નામથી આ કૃતિ પ્રથમ કંડ (કાંડ) ઉપરની અભયચન્દ્રકૃત ટીકા અને દ્વિતીય કંડ ઉપરની કેશવવર્ણીની ટીકા સહિત "હરિભાઈ દેવકરણ ગ્રંથમાળા"માં ગ્રંથાંક ૪ તરીકે કલકત્તાથી ઈ. સ. ૧૯૨૧માં છપાવાઈ છે. આ ગોમ્મટસાર સંસ્કૃત છાયા અને હિન્દી અનુવાદ સહિત "રાયચન્દ્ર જૈન શાસ્ત્રમાલા"માં બે ભાગમાં અનુક્રમે ઈ. સ. ૧૯૨૭ અને ઈ. સ. ૧૯૨૮માં પ્રકાશિત કરાયો છે. પ્રથમ ભાગના—જીવકંડના અનુવાદક પં. ખૂબચન્દ્ર જૈન છે જ્યારે દ્વિતીય ભાગના પં. મનોહરલાલ શાસ્ત્રી છે. બંને ભાગમાં વિષયસૂચિ છે. પ્રથમ ભાગમાં તો એ ભાગગત ગાથાઓની સૂચિ છે પરંતુ બીજામાં તેમ નથી. મૂળ કૃતિ જગમન્દરલાલ જૈનના અંગ્રેજી અનુવાદ સહિત 'Sacred Books of the Jainas'માં ગ્રંથ ૫ અને ૬ તરીકે લખનૌથી ઈ. સ. ૧૯૨૭માં પ્રસિદ્ધ કરાઈ છે.

**નામો** — પ્રસ્તુત કૃતિનાં ત્રણ નામ છે: (૧) પંચસંગહ (પંચસંગ્રહ) (૨) [1]ગોમ્મટસાર અને (૩) ગુણટ્ઠાણુગ ([2]ગુણસ્થાનક). આ ત્રણ નામોમાં ગોમ્મટસાર નામ વિશેષ પ્રચલિત છે.

ભાષા—પ્રસ્તુત કૃતિ જ. સો.માં રચાયેલી છે.

**વિભાગો**—આ કૃતિ બે કંડ (કાણ્ડ)માં વિભક્ત કરાયેલી છે પ્રથમ કંડને 'જીવ-કંડ' (જીવ-કાણ્ડ) અને દ્વિતીયને 'કમ્મ-કંડ' (કર્મ-કાણ્ડ) કહે છે. એમાં અનુક્રમે ૭૩૩ અને ૯૭૨ પદ્યો છે. આમ એકંદર ૧૭૦૫ પદ્યો છે.

**વિષય**—આ કૃતિમાં બન્ધક, બન્ધવ્ય વગેરે પાંચ બાબતોનું નિરૂપણ છે. 'કમ્મ' કંડમાં માર્ગણાઓને ઉદ્દેશીને કેવળ બંધસ્વામિત્વનું નિરૂપણ ન કરતાં ઉદય-સ્વામિત્વ, ઉદીરણા-સ્વામિત્વ અને સત્તા-સ્વામિત્વનું પણ નિરૂપણ છે જ્યારે દેવેન્દ્રસૂરિકૃત બંધસામિત્તમાં કેવળ બંધસ્વામિત્વનું નિરૂપણ છે.

**ન્યૂનતા**—કમ્મકંડમાંની ન્યૂનતા અને નેમિચન્દ્રકૃત કર્મપ્રકૃતિ સાથેનો એનો સંબંધ "અનેકાંત" (વ. ૩, પૃ. ૫૩૭, ૬૩૫, ૭૫૭ અને ૭૬૨-૭૬૩)માં વિચારાયેલ છે.

**પ્રણેતા**—પ્રસ્તુત કર્તાનું નામ 'સૈદ્ધાન્તિક' નેમિચન્દ્ર છે. કમ્મકંડમાં એમણે પોતાના ગુરુ તરીકે અભયનન્દિ, ઇન્દ્રનન્દિ, કનકનન્દિ અને વીરનન્દિનો ઉલ્લેખ કર્યો છે.

**વિવરણો** — (૧) ચામુંડરાયે દેશી વૃત્તિ રચી છે. એની કોઈ હાથપોથી મળે છે ખરી ?

---

૧ આ નામની ચર્ચા ડૉ. એ. એન. ઉપાધ્યાયે કરી છે. જુઓ "ભારતીય વિદ્યા" (Vol. II, p. 48ff).

૨ જુઓ જિ૦ ર૦ કો૦ ( વિ૦ ૧, પૃ. ૧૦૫ અને ૧૧૦ ).

(૨) અભયચન્દ્રે આ વૃત્તિના આધારે સંસ્કૃતમાં ટીકા રચી છે[1]

(૩) આશાધરે એક ટીકા રચી છે.

(૪) **જીવતત્ત્વપ્રદીપિકા**—અભયસૂરિના શિષ્ય કેશવ વર્ણીએ કન્નડમાં શકસંવત્ ૧૨૮૧માં આ ટીકા રચી છે. આ જ ટીકા તે ધર્મભૂષણે રચેલી ટીકા હશે એમ **જિ૦** ૨૦ કો૦ (વિ. ૧, પૃ. ૧૬૦)માં ઉલ્લેખ છે.

(૫) **જીવતત્ત્વ-પ્રદીપિકા** — આ ટીકા 'મૂલ' સંઘના જ્ઞાનભૂષણ, મુનિચન્દ્ર અને પ્રભાચન્દ્રના શિષ્ય નેમિચન્દ્રે કેશવ વર્ણીકૃત કન્નડ ટીકાના [2]આધારે રચી છે. એમાં એમને વિશાલકીર્તિએ સહાય કરી છે.

(૬) જ્ઞાનભૂષણના શિષ્ય સુમતિકીર્તિએ વિ. સં. ૧૬૨૦માં ટીકા રચી છે. એ શું કમ્મકંડ પૂરતી જ છે?

(૭) **અજ્ઞાતકર્તૃક ટીકા** — આ ટીકાની "मुनिसिद्धं प्रणम्याहं"થી શરૂઆત કરાઈ છે.

(૮) પંડિત **રાવે** સવા લાખ શ્લોક જેવડી એક ટીકા સંસ્કૃતમાં રચી છે. એની પાયણ્ણ નામના કન્નડ કવિએ વિ. સં. ૧૬૫૯માં નોંધ લીધી છે.[3]

**છાયા**—સમગ્ર ગોમ્મટસારની સંસ્કૃત છાયા છપાવાયેલી છે. જુઓ પૃ. ૧૫૯.

**પંચસંગ્રહદીપક** — આ ઇન્દ્રવામદેવે ગોમ્મટસારનું કરેલું સંસ્કૃત રૂપાંતર છે. એ પાંચ વિભાગોમાં વિભક્ત છે. એમાં 'અનુ-

---

૧ આ સંબંધમાં જુઓ "Indian Culture" (Vol. VII, p. 29).
૨ એજન, પૃ. ૩૦ ઈ.
૩ જુઓ "અનેકાન્ત" (વર્ષ ૧, પૃ. ૩૩૬).

ક્રમે ૮૨૫, ૧૪૧, ૧૨૫, ૧૮૭ અને ૨૨૦ શ્લોક છે. આમ કુલ્લે ૧૪૭૮ શ્લોક છે. આ પ્રમાણેની હકીકત જિ. ર. કો. (વિ. ૧, પૃ ૨૨૯)માં અપાઈ છે પણ આ કૃતિ અત્યારે તો અપ્રકાશિત છે.

**સંસ્કૃત રૂપાન્તર** — અમિતગતિએ વિ. સં ૧૦૭૩માં સંસ્કૃતમાં રચેલ **પંચસંગ્રહ** એ ગોમ્મટસારનું લગભગ રૂપાંતર છે એમ **જિ.** ર. કો. (વિ. ૧, પૃ. ૨૨૯)માં કહ્યું છે.

**અંગ્રેજી અનુવાદ** — જગમંદરલાલ જૈનીએ ગોમ્મટસારનો અંગ્રેજી પ્રસ્તાવના અને ટિપ્પણો સહિત અંગ્રેજીમાં અનુવાદ કર્યો છે અને એ છપાવાયો છે. જુઓ પૃ. ૧૫૯.

**કમ્મકંડનો હિન્દી અનુવાદ** — આ "રા. જૈ. શા."માં બે ભાગમાં પ્રકાશિત કરાયો છે. પ્રથમ ભાગના અનુવાદક ખૂબચંદ શાસ્ત્રી છે અને દ્વિતીયના **મનોહરલાલ** શાસ્ત્રી છે. જુઓ પૃ. ૧૫૯.

## (૩) અજ્ઞાતકર્તૃક કર્મગ્રન્થ

આ સંસ્કૃત કૃતિ અમિતગતિની સામે હશે. જુઓ પૃ. ૧૬૪.

## (૪) અમિતગતિકૃત [૧]પંચસંગ્રહ

**પરિમાણ** — અમિતગતિકૃત આ પંચસંગ્રહના પરિમાણ અંગે અજ્ઞાતકર્તૃક દિ૦ પંચસંગહની પ્રસ્તાવના (પૃ. ૧૪)માં કહ્યું છે કે આ કૃતિના પાંચે પ્રકરણોની શ્લોકસંખ્યા ૧૪૫૬ છે અને ગદ્યાત્મક ભાગ લગભગ ૧૦૦૦ શ્લોક જેવડો છે.

**વિષય** — આ પાંચ પ્રકરણોમાં વિભક્ત છે. એનાં નામ

---

૧. આ કૃતિ "મા. દિ. ગ્રં"માં ઈ. સ. ૧૯૨૭માં છપાવાઈ છે. ત્યાર બાદ વંશીધર શાસ્ત્રીના અનુવાદ સહિત એ સોલાપુરથી પ્રકાશિત કરાઈ છે.

અનુક્રમે (૧) બન્ધક, (૨) બધ્યમાન, (૩) બન્ધસ્વામિત્વ, (૪) બન્ધકારણ અને (૫) બન્ધભેદ છે.[1]

પ્રથમ પ્રકરણમાં જીવોની વિવિધ દશાઓનું નિમ્નલિખિત વીસ પ્રરૂપણાઓ દ્વારા નિરૂપણ છે:—

(૧) [2]ગુણસ્થાન, (૨) [3]જીવસમાસ, (૩) પર્યાપ્તિ, (૪) પ્રાણ, (૫) સંજ્ઞા, (૬–૧૯) ચૌદ માર્ગણાં અને (૨૦) ઉપયોગ.

દ્વિતીય પ્રકરણમાં કર્મોની મૂળ અને ઉત્તર પ્રકૃતિઓની સમજણ અપાઇ છે.

તૃતીય પ્રકરણમાં કર્મોની ચૌદ ગુણસ્થાનોમાં બન્ધ, અને સત્તાને યોગ્ય, અયોગ્ય અને વ્યુચ્છિન્ન પ્રકૃતિઓનો વિચાર કરાયો છે.[4]

ચતુર્થ પ્રકરણમાં ચૌદ માર્ગણાઓને લક્ષીને જીવસમાસ, ગુણસ્થાન, ઉપયોગ અને યોગનું વિવેચન છે. ત્યાર બાદ બંધના હેતુઓ તરીકે મિથ્યાત્વાદિનું વિસ્તૃત વર્ણન છે.

પંચમ પ્રકરણમાં મૂળ અને ઉત્તર પ્રકૃતિઓનાં બન્ધ–સ્થાનો અને સત્ત્વ–સ્થાનોનું સ્વતંત્ર રૂપે તેમ જ જીવસમાસ અને ગુણ-

---

૧. આ નામોની જીવસમાસ, પ્રકૃતિસમુત્કીર્તન, બન્ધસ્તવ, શતક અને સપ્તતિકા એ પાંચનાં નામ સાથે સંગતિ અજ્ઞાતકર્તૃક પંચસંગ્રહની પ્રસ્તાવના (પૃ. ૧૬)માં દર્શાવાઈ છે. જેમકે જીવસમાસમાં કર્મબન્ધ કરનારની હકીકત છે. પ્રકૃતિસમુત્કીર્તનમાં કર્મની મૂળ અને ઉત્તર પ્રકૃતિઓનું વર્ણન છે. બન્ધસ્વામિત્વ અને બન્ધસ્તવ એ એકાર્થક છે. શતકમાં બન્ધનાં કારણ વગેરે દર્શાવાયાં છે. સપ્તતિકામાં યોગ, ઉપયોગ ઈત્યાદિને લક્ષીને ભેદો અને ભંગોનું નિરૂપણ છે.

૨. 'ગુણસ્થાન' એટલે મોહ અને યોગ એ બે નિમિત્તને લઇને સંસારી જીવોના અધ્યવસાયોનાં તરતમતારૂપ ક્રમિક સ્થાન.

૩. 'જીવસમાસ' એટલે વિવિધ જીવોનો અને એ જીવોની જાતજાતની જાતિઓનો બોધ કરાવનાર ધર્મો.

૪. ચૂલિકામાં નવ પ્રશ્નો છે.

સ્થાનોને લક્ષીને પણ વિવેચન છે. આ ઉપરાંત ભંગો, ઉપશમના અને ક્ષપણાને અંગે પણ નિરૂપણ છે.

**પ્રણેતા** — અમિતગતિ એ 'માથુર' સંઘના માધવસેનના શિષ્ય થાય છે. એમણે વિ. સં. ૧૦૭૩માં 'મસૂતિકા' પુરમાં આ પંચસંગ્રહ સંસ્કૃતમાં રચ્યો છે.

**આધાર** — આ પંચસંગ્રહ અજ્ઞાતકર્તૃક દિ૦ પંચસંગહને આધારે યોજાયો છે. એમ કેટલાક કહે છે[1] તો કેટલાક ગોમ્મટસારનો એ માટે ઉલ્લેખ કરે છે.[2] અજ્ઞાતકર્તૃક દિ૦ પંચસંગહના ક્રમે અમિતગતિએ પોતાની આ કૃતિ મોટે ભાગે રચી છે. કેવળ નામકર્મના ઉદયસ્થાનોનું નિરૂપણ કરતી વેળા પંચસંગહનો ક્રમ જતો કરાયો છે.[3]

અજ્ઞાતકર્તૃક પંચસંગહથી અમિતગતિની પ્રસ્તુત કૃતિની ૭ પ્રકારની વિશિષ્ટતા પંચસંગહની પ્રસ્તાવના (પૃ. ૧૭–૨૨)માં દર્શાવાઇ છે. સાથે સાથે અમિતગતિની સામે સંસ્કૃતમાં રચાયેલો કોઇ કર્મગ્રન્થ હોવાનું કહ્યું છે.

**હિન્દી અનુવાદ** — આ વંશીધરશાસ્ત્રીએ કર્યો છે અને એ છપાવાયો છે. જુઓ પૃ. ૧૬૨.

## (૫) ડ્ઢ્ઢકૃત [4]પંચસંગ્રહ

**વિભાગો**—આ સંસ્કૃત કૃતિ નિમ્નલિખિત પાંચ સંગ્રહના સમુદાયરૂપ છે :—

---

૧. જુઓ છઠ્ઠા હિન્દી કર્મગ્રંથની હિન્દી પ્રસ્તાવના (પૃ. ૨૨–૨૩): તેમ જ અજ્ઞાતકર્તૃક પંચસંગહની પ્રસ્તાવના (પૃ. ૧૪).

૨. જુઓ પૃ. ૧૬૧.

૩. જુઓ છઠ્ઠા હિન્દી કર્મગ્રંથની પ્રસ્તાવના (પૃ. ૨૩).

૪. આ પ્રકાશિત છે. જુઓ પૃ. ૧૫૩.

(૧) [1]જીવસમાસ, (૨) [2]પ્રકૃતિસમુત્કીર્તન (૩) [3]કર્મસ્તવ, (૪) શતક અને (૫) સપ્તતિકા.

આ પાંચનાં પદ્યોની સંખ્યા અનુક્રમે ૨૫૭, ૪૪, ૬૦, ૩૩૯ અને ૫૧૨ (૪૨૮ + [4]૮૪) છે. આમ એકંદર ૧૨૪૨ પદ્યો છે. વચ્ચે વચ્ચે કોઈ કોઈ વાર ગદ્યાત્મક લખાણ છે અને એનું પરિમાણ લગભગ ૭૦૦ શ્લોક જેવડું છે.

**વિષય**—પ્રથમ સંગ્રહમાના ત્રીજા પદ્યમાં ગુણસ્થાનો જીવસ્થાનો, પર્યાપ્તિ, પ્રાણ, સંજ્ઞા, માર્ગણાઓ અને ઉપયોગને ઉદ્દેશીને [5]વીસ પ્રરૂપણા હોવાનું કહ્યું છે. બીજા સંગ્રહમાં આઠ મૂળ પ્રકૃતિઓ અને એના અવાંતર ભેદોનું નિરૂપણ છે. ત્રીજા સંગ્રહના આદ્ય પદ્યમાં બંધ, ઉદય અને સત્તાના ઉચ્છેદના વર્ણરૂપ સ્તવ કહેવાની પ્રતિજ્ઞા કરી તેનું પાલન કરાયું છે. ચોથા સંગ્રહનાં પદ્ય ૨–૪માં સુચવામા મુજબ જીવસ્થાનો અને ગુણ સ્થાનોને ઉદ્દેશીને ઉપયોગો અને યોગો અને તેના કારણરૂપ બન્ધનું નિરૂપણ છે. પાંચમા સંગ્રહના દ્વિતીય પદ્યમાં કહ્યા પ્રમાણે આમાં કેટલી પ્રકૃતિ બાંધે, કેટલી ભોગવે, સત્ત્વમાં કેટલા સ્થાનો છે તેમ જ મૂળ અને ઉત્તર ભંગ કેટલા છે એ બાબતો રજૂ કરાઈ છે.

**કર્તા**—પ્રસ્તુત કૃતિમાં ત્રણ સ્થળે કર્તાએ પોતાનો સંક્ષિપ્ત પરિચય આપ્યો છે. એ ઉપરથી કર્તાનું નામ ડઠ્ઠ છે, એના પિતાનું

---

૧. પ્રથમ સંગ્રહના દ્વિતીય પદ્યમાં 'જીવપ્રરૂપણા' કહેવાની પ્રતિજ્ઞા કરાઈ છે.

૨. દ્વિતીય સંગ્રહના આદ્ય પદ્યમાં 'પ્રકૃતિકીર્તન' કહેવાની પ્રતિજ્ઞા કરાઈ છે અને એની પુષ્પિકામાં 'પ્રકૃતિકીર્તન'નો ઉલ્લેખ છે.

૩. આની પુષ્પિકામાં 'કર્મબન્ધસ્તવ'નો ઉલ્લેખ છે.

૪. આ સપ્તતિકા-ચૂલિકાનાં પદ્યોની સંખ્યા છે.

૫. જુઓ પૃ. ૧૬૩.

નામ **શ્રી**પાલ છે અને એઓ 'પ્રાગ્વાટ' વણિક છે એ ત્રણ બાબતો જાણી શકાય છે.

**રચના-સમય**—ડ્ઢે રચેલી સપ્તતિકા (શ્લો. ૨૪૯) પછી "अत्र वृत्तिश्लोकाः पञ्च" એવા ઉલ્લેખપૂર્વક પાંચ પદ્યો અપાયાં છે. અહીં વૃત્તિથી અજ્ઞાતકર્તૃક દિ. પંચસંગહની સુમતિકીર્તિકૃત વૃત્તિ જ અભિપ્રેત હોય તો આ વિક્રમની સત્તરમી સદીમાં રચાવાનું અનુમનાય છે.[1]

**હાથપોથી**—આ ડ્ઢકૃત પંચસંગ્રહની એક હાથપોથી ઇડરમાં છે. એ એકલીનો જ પ્રકાશનાર્થે ઉપયોગ કરાયો છે. એના હાંસિયોમાં ટિપ્પણો છે તે સંપાદકના મતે સ્વોપજ્ઞ છે.[2]

## (૬) કર્મપ્રાભૃત

આ કુમારસેનદેવે રચ્યું છે.[3] એઓ દિગંબર છે.

*   *   *

૧. જુઓ અજ્ઞાતકર્તૃક પંચસંગહની પ્રસ્તાવના (પૃ. ૩૫).

૨. જુઓ અજ્ઞાતકર્તૃક પંચસંગહનું "સંપાદકીય વક્તવ્ય" (પૃ. ૯).

૩. જુઓ જિ. ર. કો. (વિ. ૧, પૃ. ૭૨).

## પ્રકરણ ૧૪ : કર્મસિદ્ધાન્તના અંશ સંબંધી કૃતિઓ

(૧) [1]લદ્ધિસાર (લબ્ધિસાર) — આ 'સિદ્ધાન્તચક્રવર્તી' નેમિચન્દ્રે ૬૫૦ ગાથામાં રચેલી કૃતિ છે. એ ગોમ્મટસારના પરિશિષ્ટની ગરજ સારે છે.

આ લદ્ધિસારના મુખ્ય બે વિભાગો છે : (૧) દર્શન– લબ્ધિ અને (૨) ચારિત્ર–લબ્ધિ. પ્રથમ વિભાગમાં ૧૬૫ ગાથા છે જ્યારે દ્વિતીયમાં ગા. ૧૬૬ થી ૬૪૭ છે. ત્યાર બાદ પ્રશસ્તિરૂપે ત્રણ પદ્યો છે

**વિષય** — કર્મોમાં 'મોહનીય' કર્મ સૌથી બળવાન છે. એના દર્શન–મોહનીય અને ચારિત્ર–મોહનીય એવા બે પ્રકારો પડાય છે. તેમાં દર્શન–મોહનીયને 'મિથ્યાત્વકર્મ' પણ કહે છે. એ ચારિત્ર-મોહનીય કરતાં પણ બળમાં ચડિયાતું છે.

**સાર** — લદ્ધિસાર એ કસાયપાહુડને અંગેની જયધવલામાં નિર્દેશાયેલા પંદર અધિકારો પૈકી 'પશ્ચિમસ્કંધ' નામના છેલ્લા અધિકારના ત્રણ આધિકારના સારરૂપ છે.

ચારિત્ર–લબ્ધિમાં ઉપશમ– ચારિત્ર અને ક્ષાયિક ચારિત્ર એમ બે અધિકાર છે. આમ સમગ્ર કૃતિમાં ત્રણ અધિકાર છે. તેમાં અનુક્રમે ૧૬૫, ૨૨૩ અને ૨૫૯ ગાથાઓ છે.

મિથ્યાત્વકર્મથી મુક્તિ મેળવવા માટે પાંચ લબ્ધિઓનું નિરૂપણ કરાયું છે : (૧) ક્ષયોપશમ, (૨) વિશુદ્ધિ, (૩) દેશના,

---

૧ આ કૃતિ મનોહરલાલ શાસ્ત્રીકૃત છાયા, તથા એમણે રચેલી હિન્દી ભાષા-ટીકા સહિત "રા૦ જૈ૦ શા૦"માં ઇ. સ. ૧૯૧૬માં છપાવાઈ છે. એનું નામ "લબ્ધિસાર ક્ષપણાસારગર્ભિત" રખાયું છે. વિશેષમાં લદ્ધિસાર નામની આ જ કૃતિ ક્ષપણાસાર સહિત "હરિભાઈ દેવકરણ જૈન ગ્રંથમાલા"માં ગ્રંથાંક ૫ તરીકે કલકત્તાથી પ્રકાશિત કરાઈ છે.

(૪) પ્રાયોગ્ય અને (૫) કરણ. પહેલી ચાર લબ્ધિઓ તો અભવ્યને પણ હોય છે જ્યારે પાંચમી ભવ્યને જ હોય છે એ પાંચમી કરણલબ્ધિનું અહીં વિસ્તૃત વર્ણન કરાયું છે.

ઔપશમિક અને ક્ષાયિક સમ્યક્ત્વની પ્રાપ્તિ તેમ જ દર્શન-મોહનીયના ક્ષયના અલ્પબહુત્વનાં ૩૩ સ્થાનો વિષે માહિતી આપી દર્શનલબ્ધિ નામનો અધિકાર પૂર્ણ કરાયો છે.

ચારિત્ર-લબ્ધિમાં ઉપશમ-ચારિત્ર અને ઉપશમ-શ્રેણિનું નિરૂપણ કર્યા બાદ ચારિત્ર-મોહનીયના નાશની—ક્ષયની બાબત હાથ ધરાઈ છે. એમાં ક્ષયનું સ્વરૂપ, કૃષ્ટિ, બારમા અને તેરમા ગુણસ્થાનને અંગે વિચારણા, કેવલીની આહાર-માર્ગણા, કેવલીનું આવર્જિતકરણ, સમુદ્ઘાત અને અંતમાં ચૌદમા ગુણસ્થાનનું સ્વરૂપ એમ વિવિધ વિષયો રજૂ કરાયા છે. આમ અહીં ચારિત્ર-મોહનીયના ઉપશમ અને ક્ષયનો ક્રમ દર્શાવાયો છે. અંતમાં અવશિષ્ટ કર્મોનો ક્ષય પણ વિચારાયો છે. મોક્ષના સ્થાનનું સ્વરૂપ પણ રજૂ કરાયું છે.

**પ્રણેતા** — પ્રશસ્તિમાં **નેમિચન્દ્રે** પોતાને **વીરનન્દિ** અને ઇન્દ્રનન્દિના વત્સ અને **અભયનન્દિના** શિષ્ય તરીકે ઓળખાવ્યા છે. જ્ઞાનદાનની અપેક્ષાએ વત્સનો અને દીક્ષાની અપેક્ષાએ શિષ્યનો ઉલ્લેખ છે એમ **મનોહરલાલ** શાસ્ત્રીએ કહ્યું છે.

**વિવરણો** — **લબ્ધિસાર** ઉપર **માધવચન્દ્રે** સંસ્કૃતમાં એક વૃત્તિ રચી છે. કેશવ વર્ણીએ જે ટીકા રચી છે તે ઉપશમ-ચારિત્રના અધિકાર સુધીની જ ઉપલબ્ધ છે. આ ઉપરાંત કોઇકે “जयत्यन्वय”થી શરૂ થતી વૃત્તિ સંસ્કૃતમાં રચી છે.

**સમ્યક્ત્વચન્દ્રિકા**— જયપુરમાં જન્મેલા ટોડરમલ્લે વિ. સં. ૧૮૧૮માં આ ભાષાટીકા રચી છે.

ભાષાટીકા—આ ઉપર્યુક્ત સમ્યક્ત્વચન્દ્રિકાના આધારે મનોહરલાલ શાસ્ત્રીએ રચી છે અને એ છપાવાઇ છે. જુઓ. પૃ. ૧૬૭.

(૨) ખવણાસાર [1](ક્ષપણાસાર)[2] આ પણ ઉપર્યુક્ત નેમિચન્દ્રની કૃતિ છે. એમાં ૨૭૦ ગાથા છે એમાં કર્મના ક્ષયનું નિરૂપણ હશે એમ નામ વિચારતાં લાગે છે.

વૃત્તિ — નેમિચન્દ્રના શિષ્ય માધવચન્દ્ર ત્રૈવિદ્યે શકસંવત ૧૧૨૫માં આ વૃત્તિ રચી છે. આ કૃતિ મેં જોઇ નથી.

(૩) ક્ષપણાસાર — આ સંસ્કૃત કૃતિ માધવચન્દ્ર ત્રૈવિદ્યે ગદ્યમાં રચી છે.

કસાયપાહુડસુત્તની પ્રસ્તાવના (પૃ. ૬૦)માં કહ્યું છે કે કસાયપાહુડના ક્ષપણાધિકારનાં ગાથાસૂત્રોને તેમ જ એને અંગેના યતિવૃષભકૃત ચૂર્ણિસૂત્રગત સૂત્રોને આધારે આ રચના કરાઇ છે. આ સંસ્કૃત ગદ્યાત્મક કૃતિ પ્રાયઃ ચૂર્ણિસૂત્રોની છાયાત્મક યથાસંભવ અને આવશ્યકતા અનુસાર પલ્લવિત તથા પરિવર્ધિત કરાયેલી રચના છે. આની એક હાથપોથી જયપુરના ભંડારમાં છે.

(૪) [3]તિભંગીસાર (ત્રિભંગીસાર) — આ નિમ્નલિખિત ૭ કૃતિઓના સંગ્રહરૂપ ગણાય છે:—

(૧) આસ્રવ-ત્રિભંગી, (૨) બંધ-ત્રિભંગી, (૩) ઉદયોદીરણા-

---

૧. આ પ્રકાશિત છે. જુઓ. પૃ. ૧૬૭.

૨. આ નામની એક સંસ્કૃત કૃતિ માધવચન્દ્રે રચી છે. જુઓ આ જ પૃષ્ઠ.

૩. આ નામની એક કૃતિ હરિભદ્રસૂરિએ રચ્યાનું કલેટે કહ્યું છે. જુઓ મારું પુસ્તક નામે શ્રી હરિભદ્રસૂરિ (પૃ. ૯૧). એમાં મેં દિગંબરીય ત્રિભંગીસાર વિષે નોંધ લીધી છે.

ત્રિભંગી, (૪) સત્તા-ત્રિભંગી, (૫) સત્ત્વસ્થાન-ત્રિભંગી અને (૬) ભાવ-ત્રિભંગી.[૧]

આ પૈકી આસ્રવ-ત્રિભંગીમાં ૬૩ ગાથા છે અને એ શ્રુત-મુનિની રચના ગણાય છે.

બંધ-ત્રિભંગીમાં ૪૪ ગાથા છે અને એના કર્તા તરીકે નેમિચન્દ્રના શિષ્ય માધવચન્દ્રનો ઉલ્લેખ કરાય છે.

ઉદયોદીરણા-ત્રિભંગીને 'ઉદય-ત્રિભંગી' પણ કહે છે. એમાં ૭૩ ગાથા છે. અને એ નેમિચન્દ્રની કૃતિ હોવાનું મનાય છે.

સત્તા-ત્રિભંગીમાં ૩૫ ગાથા છે અને એના પ્રણેતા તરીકે નેમિચન્દ્રનું નામ ગણાવાય છે.

સત્ત્વસ્થાન-ત્રિભંગીમાં ૩૭ ગાથા છે અને એના કર્તા કનકનંદિ છે. એના ઉપર નેમિચન્દ્રની ટીકા છે.

ભાવ-ત્રિભંગીમાં ૧૧૬ ગાથા છે અને એ શ્રુતમુનિની રચના ગણાય છે.

* * *

૧. આ છ ત્રિભંગીઓ પૈકી પ્રથમ અને અંતિમ "મા૦ દિ૦ ગ્રં૦"માં ગ્રંથાંક ૨૦ તરીકે વિ. સં.-૧૯૭૮માં પ્રકાશિત કરાઈ છે.

## પ્રકરણ ૧૫ : ઉપસંહાર

'કર્મસિદ્ધાન્ત' એટલે કર્મને અંગેના ખાસ કરીને નિમ્ન-લિખિત પ્રશ્નોની તેમ જ એમાંથી ઉદ્ભવતા તથા અન્ય રીતે પણ કર્મ સાથે સંકળાયેલા કે રજૂ કરાયેલા કે રજૂ થનારા પ્રશ્નોની યથાયોગ્ય વિચારણા :—

૧. 'જગત્' એટલે શું ?

૨. જીવનું શુદ્ધ, સાચું અને સનાતન સ્વરૂપ શું છે ?

૩. પુનર્જન્મ એ શું હકીકત ( fact ) છે અને જો હોય તો એ શાને આભારી છે ?

૪. 'કર્મ' એ પદાર્થ છે કે કેમ અને એ પદાર્થ હોય તો એ સચેતન છે કે અચેતન ?

૫. કર્મનો સર્વ જીવો સાથે—મોક્ષે ગયેલા જીવો યાને સિદ્ધ પરમાત્માઓ સાથે પણ સંબંધ છે ?

૬. કર્મનો સંસારી જીવો સાથે કેવો સંબંધ છે ? આ સંબંધ શું સર્પ અને કંચુક જેવો છે કે તપાવેલા લોઢાના ગોળા અને અગ્નિના જેવો છે કે કેમ ?

૭. આ જીવો અને કર્મ વચ્ચે સંબંધ યાને કર્મબન્ધ થવામાં કયાં કયાં કારણો છે ?

૮. કર્મબન્ધની શિથિલતા કહો કે ગાઢતા કહો તેમાં કોઈ તરતમતા છે અને હોય તો તે કેટલા અને કયા કયા પ્રકારની છે ?

૯. બધાં જ કર્મોનું સ્વરૂપ એકસરખું છે કે કર્મના જાતજાતના પ્રકારો અને ઉપપ્રકારો છે ?

૧૦. કર્મનો કયો કયો પ્રકાર એ બાંધનારની કઈ કઈ શક્તિનો— એના કયા કયા મૌલિક ગુણનો ઘાતક કે હાનિકર્તા કે અવરોધક છે ?

૧૧. કોઈ પણ પ્રકારનું કર્મ કે એના તમામ પ્રકારોનો સમૂહ સંસારી જીવ ઉપર સર્વાંશે સત્તા જમાવી શકે ખરો ?—એ જીવના એકે એક મૌલિક ગુણને પૂરેપૂરો હણી નાંખે ખરો ?

૧૨. કર્મબંધ થયો એટલે એ કર્મનું ફળ ભોગવવું જ પડે કે કેમ ?

૧૩. કર્મનું ફળ સભાનપણે જ ભોગવાય કે કેમ ?

૧૪. કર્મનું ફળ સ્વતઃ મળે કે ઈશ્વરાદિ એ ફળના દાતા છે ?

૧૫. કર્મનો કર્તા તે જ કર્મનો ભોક્તા છે કે અન્ય કે કેમ ?

૧૬. કર્મનું ફળ એના નિયત સમય પહેલાં ભોગવી શકાય ખરું અને એમ હોય તો તેમ કરવા માટે એ બાંધનારે શું કરવું જોઈએ ?

૧૭. કર્મ બાંધ્યા પછી તેની શક્તિમાં ફેરફાર થઈ શકે ?

૧૮. એક જાતનું કર્મ બાંધ્યા પછી તેને અન્ય પ્રકારમાં કે ઉપ-પ્રકારમાં ફેરવી શકાય ? અને જો આવો ફેરફાર કરી શકાય તેમ હોય તો તે ગમે તે જાતના કર્મ માટે શક્ય છે કે અમુક જ જાતના ?

૧૯. જૈન દર્શન પ્રમાણે કર્મ એ સંસારી જીવે પોતાના પ્રદેશોમાં રહેલી અને સ્થિતિપરિણત (નહિ કે ગતિપરિણત) એવી કાર્મણ વર્ગણાનું કરેલા ગ્રહણનું પરિણમન છે તો કર્મ ભોગવાઈ રહે— એ જીવથી છૂટું પડે પછી શું એ પાછું કાર્મણ વર્ગણારૂપ જ બની જાય છે કે કેમ ?

૨૦. જે સમયે સંસારી જીવ કર્મ બાંધે તે જ સમયે એ જીવને અન્ય કર્મનો ભોગવટો—ઉદય વગેરે હોય ?

૨૧. સંસારી જીવ કર્મ બાંધે એટલે શું તરત જ—એક સમયના પણ વિલંબ વિના એનો ભોગવટો—ઉદય શરૂ થાય છે કે અમુક વખત વીત્યા બાદ?

૨૨. જો કાલાંતરે ઉદય થતો હોય તો વચગાળાના સમયોમાં શું એ કર્મને અંગે એ બાંધનાર નિશ્ચેષ્ટ રહે છે કે એક યા બીજી જાતની પ્રવૃત્તિ કરે છે?

૨૩. એ પ્રવૃત્તિ કઈ કઈ છે?

૨૪. કોઈ પણ કર્મ અનાદિકાલીન છે ખરું?

૨૫ કોઇ પણ કર્મ શાશ્વત છે અર્થાત્ એનો એ બાંધનાર સાથેનો સંબંધ હમેશનો છે?

૨૬. કર્મની પરંપરા વિચ્છિન્ન છે કે અવિચ્છિન્ન?

૨૭. કયા સંસારી જીવોને આશ્રી આ પરંપરા વિચ્છિન્ન છે અર્થાત્ કર્મ પ્રવાહરૂપે ચાલુ ન રહે તેમ છે?

૨૮. કયા સંસારી જીવોના સંબંધમાં એ પરંપરા અવિચ્છિન્ન છે?

૨૯. નવું કર્મ બંધાય ત્યારે એનાં દલિકોની વહેંચણી એ પૂર્વે બંધાયેલાં અને વિદ્યમાન કર્મોમાં કેવી રીતે થાય છે? કોને કેટલો ફાળો મળે છે?

૩૦. સંસારી જીવનાં શરીરનાં અંગોપાંગ અને મનની રચનામાં શું કર્મનો હાથ છે અને હોય તો કયા કયા કર્મનો?

૩૧. કયું કર્મ સંસારી જીવને એ ભવ પૂરતું જકડી રાખે છે?

૩૨. મુમુક્ષુ અને કર્મ વચ્ચેના સંગ્રામમાં અંતે કોનો વિજય થાય છે?

૩૩. કર્મની પરંપરાથી સર્જાતી ગુલામીમાંથી કોણ કેવી રીતે છૂટી શકે છે?

૩૪. આ છુટકારો ક્રમશઃ છે કે એકસાથે અર્થાત્ સંસારી જીવના ઉત્કર્ષ માટે વિવિધ સોપાનો છે કે કેમ ?

૩૫. કર્મનો નાશ થાય છે કે સંસારી જીવ સાથેના એના સંબંધનો ?

૩૬. જન્મ-મરણની ઘટમાળ કર્મને લીધે છે એટલે કર્મને સદાને માટે રામ રામ કરી મુક્ત બનેલો—સર્વાંશે સચ્ચિદાનંદમય બનેલો મુક્ત થયેલો જીવ કોઈ પણ કારણસર ફરીથી જન્મ લઈ શકે ખરો અને લઈ શકે તો શાથી ?

૩૭. કર્મના અસ્તિત્વની સિદ્ધિ માટે જૈન સાહિત્યમાં કઈ કઈ દલીલો રજૂ કરાઈ છે ? એમાં કોઈ મહત્ત્વની દલીલ રહી જતી હોય તો તે કઈ ?

૩૮. કર્મ જેવો કોઈ પદાર્થ છે એમ માનવાથી શો લાભ થાય તેમ છે ?

૩૯. જે અજૈન દર્શનો સંસારી જીવની મુક્તિ માને છે—જીવમાંથી શિવ થવાય છે એમ કહે છે તે દર્શનો પ્રમાણે આ જીવની દુર્દશા કરનાર કોણ છે ? અને એમાંથી મુક્ત કરનાર તરીકે શેનો ઉલ્લેખ છે ?

૪૦. જૈનોના કર્મસિદ્ધાન્ત સાથે સર્વથા કે અંશતઃ સરખાવી શકાય એવાં અજૈન મંતવ્યો છે ખરાં અને હોય તો તે ક્યાં અને કેટલાં પ્રમાણમાં ?

૪૧. સંસારી જીવોની સારી કે નરસી વિવિધ અવસ્થાઓ—એનાં જાતજાતનાં વિલક્ષણ વર્તનોનો ખુલાસો જૈન દર્શનગત કર્મ-સિદ્ધાન્તથી જ થઈ શકે તેમ છે કે અજૈનોના કોઈ સિદ્ધાન્ત-મંતવ્યથી અને હોય તો તે કયો ?

આ તેમ જ આવા બીજા અનેક પ્રશ્નોના વિશદ, વિસ્તૃત અને યુક્તિયુક્ત તેમ જ દૃષ્ટાંતાદિ સહિતના ઉત્તરો પૂરા પાડનારા કર્મ-સિદ્ધાન્ત સંબંધીના સાહિત્યની આછી રૂપરેખા હવે પૂરી થાય છે એટલે એ ઉપરથી જે નીચે મુજબની બાબતો તારવી શકાય તેમ છે તેનો નિર્દેશ કરી હું વિરમીશ:-

(૧) આ સાહિત્યના સર્જન અને સંવર્ધનમાં જૈનોના—ખાસ કરીને એના બંને ફિરકાઓનો—શ્વેતાંબરોનો તથા દિગંબરોનો સબળ અને વ્યાપક ફાળો છે.

(૨) પાઇય અને સંસ્કૃત ભાષામાં રચનાઓ બંને ફિરકાઓના બહુશ્રુત વિદ્વાનોને હાથે થયેલી છે જ્યારે પ્રાદેશિક ભાષાઓ પૈકી ગુજરાતીમાં રચનાઓ મુખ્યત્વે કરીને શ્વેતાંબરોની છે તો હિન્દી રચનાઓ દિગંબરોની છે.[1]

(૩) અંગ્રેજીમાં કર્મસિદ્ધાન્તને અંગે એક પણ આકર ગ્રંથ નથી તો તે માટે યોગ્ય થવું ઘટે.

(૪) કર્મસિદ્ધાન્તની બાબતો ક્યારથી અને કેટલા પ્રમાણમાં રજૂ થતી આવી છે તે મેં કર્મસિદ્ધાન્ત સંબંધી કૃતિઓમાંના વિષયોનું જે દિગ્દર્શન કરાવ્યું છે તે ઉપરથી જાણી શકાય તેમ છે.

* * *

---

૧. શ્વેતાંબરોની સ્વતંત્ર રચનાઓમાં પાઇય, સંસ્કૃત, ગુજરાતી અને અંગ્રેજી રચનાઓની સંખ્યા અનુક્રમે ૩૧, ૨૮, ૧૬ અને ૧ છે જ્યારે દિગંબરોની સ્વતંત્ર રચનાઓ પૈકી પાઈય અને સંસ્કૃત રચનાઓની સંખ્યા અનુક્રમે ૮ અને ૫ છે. અજૈન વિદ્વાનોની સ્વતંત્ર રચનાઓમાં એક જર્મનની જર્મનમાં એક રચના છે. અહીં એ ઉમેરીશ કે સ્વતંત્ર રચનાઓ સિવાયની રચનાઓ તે વિવરણો, અનુવાદો અને આનુષંગિક કૃતિઓ છે.

## પુરવણી

પૃ ૩૩, પં. ૧૯ ન્યાયાચાર્યે કમ્મપયડિસંગહણી ઉપર એક લઘુ ટીકા પણ રચી છે. એની સાત ગાથાની ટીકા જેટલો ભાગ મળ્યો છે અને એ [1]ગુરુતત્ત્વવિણિચ્છયના અંતમાં છપાવાયો છે.

પૃ. ૬૦, પં. ૪. **વિલક્ષણતા** — પ્રસ્તુત પંચસંગહપગરણમાં [2]તીર્થંકર-નામ-કર્મની, [3]આહારકદ્વિકની તથા [4]નિદ્રાદિકપંચકની જઘન્ય સ્થિતિનું. [5]દ્વીન્દ્રિયાદિની ઉત્કૃષ્ટ સ્થિતિનું તેમ જ ચતુરિન્દ્રિયાદિ જીવોના બન્ધહેતુનું પ્રતિપાદન કરતી વેળા ત્રણ વેદનો ઉલ્લેખ કમ્મપયડિસંગહણી વગેરેથી ભિન્ન રીતે દર્શાવાયેલાં છે **મલયગિરિ-સૂરિએ** આ વિલક્ષણતાઓ નોંધી છે અને પહેલી ચાર બાબતોનો મતાંતરો તરીકે નિર્દેશ કરી [6]પાંચમી માટે તત્ત્વ અતિશયજ્ઞાનીઓ જાણે છે એમ કહ્યું છે.

પૃ. ૬૦, પં. ૧૬. **પ્રણેતા** — પ્રસ્તુત પંચસંગહપગરણના પ્રણેતાનું નામ **ચન્દ્રર્ષિ** (ચન્દ્ર+ઋષિ) છે. આ પગરણની સ્વોપજ્ઞ મનાતી વૃત્તિના અંતમાં સુચવાયા મુજબ એઓ **પાર્શ્વર્ષિ**ના શિષ્ય(?) થાય છે. આ **ચન્દ્રર્ષિ** તથા **પાર્શ્વર્ષિ** વિષે વિશેષ જાણવા માટે કોઈ સાધન અદ્યાપિ મળી આવ્યું નથી.

પૃ. ૭૯, પં. ૧૦. [7]**ષડશીતિપ્રકાશ**—આ શ્રીવિજયોદયસૂરિજીના

---

૧. આ અન્ય કૃતિઓ સહિત "જૈ. આ. સ." તરફથી ઈ. સ. ૧૯૨૫માં પ્રકાશિત કરાઈ છે.

૨ જુઓ ૫, ૪૬. ૩ જુઓ ૫, ૪૭. ૪ જુઓ ૫, ૪૮. ૫ જુઓ ૪, ૫૫. ૬ જુઓ ૪ ૧૮ની સ્વોપજ્ઞ મનાતી વૃત્તિ.

૭. આ વૃત્તિ મૂળ સહિત **મનસુખભાઈ** ભગુભાઈએ ઈ. સ. ૧૯૨૧માં છપાવી છે.

શિષ્ય શ્રીનન્દનવિજયજીએ છાસીઈ ઉપર સંસ્કૃતમાં વિ. સં. ૨૦૦૬માં રચેલી વૃત્તિ છે અને એ પ્રકાશિત છે. જુઓ પૃ. ૧૭૬.

પૃ. ૯૦, પં. ૩. (ઉમ) [1]કર્મવિચાર — આ ગુજરાતી પુસ્તકના લેખક શ્રી ચીમનલાલ દલસુખભાઈ શાહ છે. એમણે છ દ્રવ્યના નિરૂપણથી શરૂઆત કરી છે અને નિર્જરાના બે પ્રકારના નિરૂપણથી પૂર્ણાહુતિ કરી છે. પ્રસંગવશાત્ એમણે સંસારી જીવનો ઉત્ક્રાન્તિક્રમ દર્શાવ્યો છે. કર્મબન્ધના એક હેતુરૂપ અવિરતિના સ્પષ્ટીકરણરૂપે શ્રાવકોનાં બાર વ્રતોનું એમણે નિરૂપણ કર્યું છે.

પૃ. ૧૦૦, પં. ૧૨. **બે ક્ષતિઓ અને તેનું નિરસન**—આ સંક્રમકરણમાં નિમ્નલિખિત બે ક્ષતિ છે એમ શ્રીવિજયપ્રેમસૂરિજીને કમ્મપયડિસંગહણીની ચુણ્ણિની મુનિચન્દ્રકૃત અવચૂરિ (કે ટિપ્પણ) જોતાં જણાતાં એમણે 'કર્મપ્રકૃતિચૂર્ણિ'[2] નામનો લેખ લખી આ વાત જાહેર કરી છે અને સાથે સાથે એ બે ક્ષતિઓનું નિરસન કર્યું છે :—

(૧) પહેલા ગુણસ્થાને 'સમ્યક્ત્વ મિશ્ર-મોહનીય' પ્રકૃતિ બંધાતી નથી. એથી કરીને ત્યાં એનો 'યથાપ્રવૃત્ત' સંક્રમ ન સંભવે.

(૨) આઠમા ગુણસ્થાને ૩૦ શુભ પ્રકૃતિઓના બન્ધનો ઉચ્છેદ હોવાથી એ પ્રકૃતિનો 'વિધ્યાત' સંક્રમ છે

આ પૈકી પહેલી ક્ષતિને અંગે 'યથાપ્રવૃત્ત' સંક્રમ હોય છે એમ સુધારો સૂચવાયો છે જ્યારે બીજીને ઉદ્દેશીને 'વિધ્યાત' સંક્રમને બદલે 'યથાપ્રવૃત્ત' સંક્રમ જોઈએ એમ કહેવાયું છે.

પૃ. ૧૧૦, પં. ૧૦. (ઉમ) **ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર** — આ પણ 'કલિ૦' હેમચન્દ્રસૂરિની રચના છે. આ ઝોળામાં ઓછા

---

૧ આ પુસ્તક પ. પૂ. "ક્ષેમવિજયજી ગણિવર ગ્રંથમાળા"માં એના કાર્યવાહક શેઠ વીરચંદ કરમચંદે વિ. સં. ૨૦૧૩માં પ્રકાશિત કર્યું છે.

૨ આ લેખ "મુંબઈ સમાચાર"ના તા. ૨૪-૧૨-'૬૦ના અંકમાં છપાયો છે.

૩૨૦૦૦ શ્લોક જેવડા મહાકાય મહાકાવ્યમાં 'કર્મ' સંબંધી જાતજાતની છૂટીછવાઈ વિગતો અપાઈ છે. એ એકત્રિત કરવામાં ડૉ. હેલન એમ. જોન્સને આ ત્રિષષ્ટિ૦નો [1]અંગ્રેજી અનુવાદ જે ટિપ્પણાદિ સહિત તૈયાર કર્યો છે તેમાં નામો અને વિષયોની અંગ્રેજીમાં અપાયેલી [2]સૂચી ઉપયોગી થઈ શકે તેમ છે.

પૃ. ૧૧૪, પં, ૭. ( ૧૬અ ) [3]વૈરાગ્યરસમંજરી અને એનું સ્પષ્ટીકરણ — શ્રીવિજયલબ્ધિસૂરિએ આ વૈરાગ્યરસમંજરી રચી છે. એના પાંચમા—અંતિમ ગુચ્છકમાં એમણે સમ્યક્ત્વના ૬૭ બોલ દર્શાવ્યા છે. આ પુસ્તકના સ્પષ્ટીકરણમાં મેં કર્મવિષયક નિમ્ન-લિખિત બાબતો રજૂ કરી છે:—

કષાયવિચાર (પૃ. ૨૩–૨૬), મિથ્યાત્વની વ્યાખ્યા અને એના પાંચ તથા દસ પ્રકારો (૮૬–૮૮), નિકાચિત બન્ધ (૨૦૬), કર્મના આઠ પ્રકારો અને એના ઉપપ્રકારો (૨૫૬–૨૫૭), સમુદ્ઘાત (૨૫૯) તેમજ કષાયના ચાર પ્રકારો અને એની સ્થિતિ (૩૨૪–૩૨૬).

પૃ. ૧૧૭, પં. ૧૪. (૧૮ અ) [4]જૈન-દર્શન—આ ન્યા. ન્યા. મુનિશ્રી ન્યાયવિજયજીએ ગુજરાતીમાં [5]"જૈનદર્શન"ના નામથી જે

---

૧. આ અનુવાદ "ગા. પૌ. ગ્રં."માં છ વિભાગમાં ઈ. સ. ૧૯૩૧થી ઈ. સ. ૧૯૬૨ના ગાળામાં છપાયો છે.

૨. આ સૂચી પ્રત્યેક વિભાગમાં અપાઈ છે.

૩. આ કૃતિ મારા ગુજરાતી અનુવાદ અને સ્પષ્ટીકરણપૂર્વક "શેઠ નગીનભાઈ મંછુભાઈ જૈન સાહિત્યોદ્ધાર ફંડ" તરફથી ઈ. સ. ૧૯૩૦માં પ્રકાશિત કરાઈ છે.

૪. આ પુસ્તક 'શ્રીહેમચન્દ્રાચાર્ય જૈન સભા'એ પાટણથી ઇ. સ. ૧૯૫૬માં પ્રસિદ્ધ કર્યું છે.

૫. આની ઘણાં વર્ષો ઉપર છપાયેલી આવૃત્તિનું મેં પ્રણેતાની સૂચના મુજબ અંગ્રેજીમાં ભાષાંતર કેટલાંક વર્ષો ઉપર કર્યું હતું પરંતુ એ અદ્યાપિ અપ્રકાશિત છે.

પુસ્તક રચ્યું છે તેનો શ્રી શાન્તિલાલ મણિલાલે હિન્દીમાં કરેલો અનુવાદ છે. આમાંના નીચે મુજબના વિષયો અત્ર પ્રસ્તુત છે :—

| | | | |
|---|---|---|---|
| આઠ કર્મ | પૃ. ૩૧–૩૫ | ગુણશ્રેણી અથવા ગુણસ્થાન | |
| ચતુર્વિધ બન્ધ | પૃ. ૩૫–૩૭ | | પૃ. ૧૦૨–૧૨૪ |
| બન્ધ કે હેતુ | પૃ ૩૭–૪૦ | કર્મ કી વિશેષતા | પૃ ૧૫૮–૧૬૭ |
| નિર્જરા | પૃ. ૪૦–૪૩ | લેશ્યા | પૃ. ૩૨૮ |
| સમ્યક્ત્વ | પૃ ૯૩–૯૮ | કર્મવિચાર | પૃ. ૪૧૧–૪૯૨. |

પૃ. ૧૧૮, પં ૩. (૧૯ અ) [1]વિનયસૌરભ — વૈયાકરણ વિનયવિજયગણિએ ગુજરાતીમાં પાંચ સમવાયનું સ્તવન ૭ ઢાલમાં ૫૮ કડીમાં રચ્યું છે એમાં પહેલી ઢાલમાં કાળ, સ્વભાવ, નિયતિ, કર્મ અને ઉદ્યમ એ પાંચ સમવાય-કારણો પોતપોતાનો પક્ષ રજૂ કરે છે.[2] આમ હોઇ ચોથી ઢાલ અત્ર પ્રસ્તુત છે. અહીં એ ઉમેરીશ કે આ વિષય આ પૂર્વે પણ કેટલાક ગ્રંથોમાં આલેખાયો છે એટલે એ ગ્રંથો પણ અભિપ્રેત છે. મેં આ વિષય The Jaina Religion and Literature" નામના મારા અંગ્રેજી પુસ્તક (પૃ. ૧૬૭–૧૭૦)માં આલેખ્યો છે.

પૃ. ૧૭૫, પં. ૧૫, હિન્દી અનુવાદ—મૂળ તથા ભાસનો આ અનુવાદ છે અને એ છપાવાયો છે. જુઓ પૃ. ૧૫૩.

* * *

૧. આ મારું પુસ્તક "વિનયમન્દિરસ્મારક સમિતિ" તરફથી રાંદેરથી ઈ. સ. ૧૯૬૨માં પ્રસિદ્ધ કરાયું છે.

૨. જુઓ વિનયસૌરભ (પૃ. ૪૦–૪૧).

# પરિશિષ્ટ ૧ : [1]ગ્રન્થકારોનાં નામોની સૂચી



[1] આથી સંશોધક, સંપાદક, અનુવાદક અને પ્રસ્તાવનાકાર પણ અભિપ્રેત છે.

# પરિશિષ્ટ ૨ : [1]ગ્રન્થો, [2]ગ્રન્થાંશો અને લેખોની સૂચી



---

૧–૨ ગ્રન્થનું નામ તે જ ગ્રન્થાંશનું નામ હોય એવે પ્રસંગે મેં ગ્રન્થનો ઉલ્લેખ કર્યા બાદ ગ્રન્થાંશની નોંધ લીધી છે.

૩ આ પૃષ્ઠાંક ઉત્થાનિકાનો છે.

* આ ચિહ્નથી અંકિત કૃતિ તે મારો લખેલો લેખ છે.

÷ આ ચિહ્નથી અંકિત કૃતિ તે અન્યકર્તૃક લેખ છે.

ખ



ગ

[1] આ ચન્દ્રર્ષિ મહત્તરના મતને અનુસરીને રચાયેલી છે.

* * *

# પરિશિષ્ટ ૩ : પ્રકીર્ણક નામોની સૂચી

* * *

# અનુલેખ

પૃ. ૧૫, પં. ૧૮. રા. જૈ. શા. = રાયચન્દ્ર જૈન શાસ્ત્રમાલા

પૃ. ૩, પં. ૨૧. શ્વેતાંબર સત્તરિયાની ગા. ૯ અને ૨૫ની ચુણ્ણિઓમાં પણ સન્તકમ્મનો ઉલ્લેખ છે એટલું જ નહિ પણ ગા. ૯ની ચુણ્ણિમાં તો સન્તકમ્મમાંથી એક અવતરણ પણ અપાયું છે.

પૃ. ૨૫, પં. ૧૬. દેવેન્દ્રસૂરિએ કમ્મવિવાગ (ગા. ૧૬)ની તેમ જ છાસીઇ (ગા. ૧૩)ની સ્વોપજ્ઞ વૃત્તિમાં એક જ અવતરણ બૃહચ્છતક-બૃહચ્ચૂર્ણિના ઉલ્લેખપૂર્વક આપ્યું છે. છાસીઇ (ગા. ૫૬)ની સ્વોપજ્ઞ વૃત્તિમાં દેવેન્દ્રસૂરિએ કહ્યું છે કે પોતે બૃહચ્છતકબૃહચ્ચૂર્ણિના મતને અનુસર્યા છે. એમણે સયગ (ગા. ૯૮)ની સ્વોપજ્ઞ વૃત્તિમાં બૃહચ્છતક-બૃહચ્ચૂર્ણિના ઉલ્લેખપૂર્વક એમાંથી અવતરણ આપ્યું છે. આ અવતરણ શ્વે. સત્તરિયા (ગા. ૨૧)ની મલયગિરિસૂરિકૃત વિવૃતિગત અવતરણ (?) સાથે સામ્ય ધરાવે છે.

પૃ. ૧૨૧, પં. ૧૯, અજ્ઞાતકર્તૃક દિ. પંચસંગહના "પ્રધાન સંપાદકોંકા વક્તવ્ય" (પૃ. ૬)માં કહ્યું છે કે ચૌદ પૂર્વો પૈકી બીજા 'આગ્રયણીય'ના આધાર દિ. કસાયપાહુડ રચાયું છે તેનું શું? શું એ ઉલ્લેખ ભ્રાન્ત નથી?

પૃ. ૧૨૮, પં. ૫. ધવલા (પુ. ૧૫, પંજિકા, પૃ. ૧૮)માં સન્ત-કમ્મપાહુડનું વર્ણન છે.

પૃ. ૧૨૮, પં. ૧૧. જયધવલા (મૈનુ૦ પૃ. ૬૫૮)માં સન્તકમ્મ-પાહુડનો ઉલ્લેખ છે.

પૃ. ૧૬૬, પં. ૧૨. હરિવંસપુરાણમાં અમિતસેનના ગુરુ જયસેનને કર્મપ્રકૃતિના ધારક કહ્યા છે. એથી બે પ્રશ્ન ઉદ્ભવે છે:—

(૧) શું આ કર્મપ્રકૃતિથી શિવશર્મસૂરિકૃત કમ્મપયડિસંગહણી અભિપ્રેત છે?

(૨) શું આ જયસેને કર્મવિષયક કોઈ કૃતિ રચી છે ?

પૃ. ૧૭૫, પં. ૩, સાહિત્ય ઉપર ટિપ્પણ તરીકે. આનો પ્રભાવ કેટલીક રૂપકાત્મક–કૃતિઓ ઉપર પડયો છે. દા. ત. ઉપમિતિ-ભવપ્રપંચાકથા, મલધારી હેમચન્દ્રસૂરિકૃત ભવભાવણા, યશઃપાલકૃત મોહપરાજય અને ન્યાયાચાર્યકૃત વૈરાગ્યકલ્પલતા.

પૃ. ૧૯૬, સ્તંભ ૧, પં. ૨૬. જયધવલ ૧૫૨

પૃ. ૧૯૬, સ્તંભ ૨, પં. ૧માં ૧૨૬ અને પં. ૨માં ૧૪૪

પૃ. ૧૯૮, સ્તંભ ૧, પં. ૧૩. અને બન્ધહેતૂદયત્રિભંગી

પૃ. ૧૯૮, સ્તંભ ૨, પં. ૧૭. ધવલ ૧૫૨

*   *   *

# [1]અશુદ્ધિઓનું શોધન

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૩ | ૫ | છે | છે અને ત્રણ સૂચીઓ મહામહેનતે પૂરી કરાઈ છે. |
| ,, | ૧૦ | આ સૂચીઓ | ચોથી સૂચી |
| ૨૨ | ૧૪ | સન્તકમ્પપાહુડ | સન્તકમ્મપાહુડ |
| ૨ | ૧૬ | દૃિષ્ટવાદ | દૃષ્ટિવાદ |
| ૩ | ૧૨ | (પ્રાભત) | (પ્રાભૃત) |
| ,, | ૧૮ | મહત્તરે | મહત્તરે પંચસંગહપગરણમાં |
| ૪ | ૬ | પાડાયા | પડાયા |
| ૭ | ૧૨ | દશન વરણાદિ | દર્શનાવરણાદિ |
| ,, | ૨૧ | અસં જ્ઞી | અસંજ્ઞી |
| ૧૧ | ૧૩ | નિમિતો | નિમિત્તો |
| ૧૩ | ૧૩ | ચૂલકા | ચૂલિકા |
| ,, | ૨૩ | નવિર્તેલ | નિર્વર્તેલ |
| ૧૪ | ૭ | (આવસ્સય)ની | (આવશ્યક)ના |
| ૧૫ | ૧૩ | અમૂર્તતતા | અમૂર્તતા |
| ૨૦ | ૧૯ | બન્ધશત— | બન્ધશતક— |
| ૨૧ | ૨૦ | અભિધેયનું | અભિધેયનું |
| ૨૨ | ૭ | ચુણ્ણિયાં | ચુણ્ણિમાં |
| ૨૫ | ૧ | વુચ્છામિ | વુચ્છામિ |
| ,, | ૯ | ચૂણ્ણિ | ચુણ્ણિ |

---

૧. છપાતી વેળા કાનો, માત્રા, અનુસ્વાર, રેફ ઈત્યાદિ ઊડી જતાં ઉપસ્થિત થયેલી અશુદ્ધિઓ મોટે ભાગે જતી કરાઇ છે.

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૯ | ૫ | નથી | નથી એટલે આ કાર્ય મેં કર્યું છે. |
| ૩૩ | ૧૩ | સુણિણુ | સુબિણુ |
| ,, | ૧૮ | ન્યાયાયાચાર્ય | ન્યાયાચાર્ય |
| ૩૫ | ૨૪ | *करण्डका | *करण्डक |
| ,, | અન્ત્ય | "આ. પ્ર."માં..છે. | "આ. પ્ર." (પુ. ૬૧, અં. ૧૦–૧૧)માં છપાયો છે. |
| ૩૯ | ૬ | વિદ્દ્લ્લભ | વિદ્દ્વલ્લભ |
| ૪૦ | ૨૫ | સ્વોપક્ષ | સ્વોપજ્ઞ |
| ૪૩ | ૧ | મનવા | માનવા |
| ૪૪ | ૧૯ | પ્રથોના | પ્રશ્નોના |
| ,, | ૨૩ | હાથળોથી | હાથપોથી |
| ૪૬ | ૭ | હાથથોથી | હાથપોથી |
| ૪૭ | ૧૮ | निम्नमिमित | निम्नलिखित |
| ૬૦ | ૧૨ | ગન્થમાં | ગ્રન્થમાં |
| ૬૨ | ઉપાન્ત્ય | ગર્ગપંના | ગર્ગર્ષિના |
| ૬૪ | ૬ | ૯૩અમાં) | ૯૩અ)માં |
| ૬૬ | ૫ | श्वत्वारः | श्चत्वारः |
| ૮૫ | ૨૩ | જર્મ. | જર્મન |
| ,, | ૨૫ | ઇ. સ. | ઇ. સ. ૧૯૪૨માં |
| ૮૭ | અન્ત્ય | પિંડકૃતિ | પિંડપ્રકૃતિ |
| ૯૧ | ૧૮ | ભહિત | સહિત |
| ૯૩ | ૪ | ગુણઠાયે | ગુણઠાણે |
| ૯૬ | ૩ | ૨૮ | ૨૯ |
| ૧૦૬ | ઉપાન્ત્ય | મેધાજી | જોધાજી |
| ૧૦૬ | અન્ત્ય | જીવસમાનો | જીવસમાસનો |
| ૧૦૭ | ૫ | કુવલયયાલા | કુવલયમાલા |
| ,, | ૧૮ | કરાવી | કરવી |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૦૮ | ૧૭ | કાર્યસ્થિતિ | કાયસ્થિતિ |
| ૧૦૯ | ૧૮ | નિમ્નલિખિ | નિમ્નલિખિત |
| ૧૧૫ | ૫ | અર્યાપથિક | ઐર્યાપથિક |
| ૧૧૯ | ૩ | ત્રિકૃત | વિકૃત |
| ૧૨૫ | ૬ | અજ્ઞાતકર્તક | અજ્ઞાતકર્તૃક |
| ,, | ૧૩ | વિષય | વિષય ક. પા. સુ.ની |
| ૧૨૬ | ૧૫ | છખંડાગમતા | છખંડાગમના |
| ૧૨૭ | ૪ | અકલ કે | અકલંક |
| ૧૨૮ | ૮ | પ્રકૃનિઓના | પ્રકૃતિઓનો |
| ,, | ૨૨ | પ્રાભૂત | પ્રાભૃત |
| ૧૩૧ | ૫ | હેમયન્દ્રે | હેમચન્દ્રે |
| ૧૪૨ | ૧૨ | પ્રરૂપણ | પ્રરૂપણા |
| ૧૪૬ | ૨ | તિર્પંચ | તિર્યંચ |
| ૧૪૯ | ૨૦ | સ્વામિત્વા | સ્વામિત્વ |
| ૧૫૬ | ૨૦ | અને અને | અને |
| ૧૫૮ | ૨૭ | જૈનના | જૈનીના |
| ૧૬૩ | ૨૦ | દર્શાવામાં | દર્શાવાયાં |
| ૧૭૧ | ૮ | પુનર્જન્મ | પુનર્જન્મ—પૂર્વજન્મોની પરંપરા |
| ૧૭૮ | ૯ | સ્પષ્ટીક્રરણ | સ્પષ્ટીકરણ |
| ,, | અન્ત્ય | અપ્રકાશિ | અપ્રકાશિત |
| ૧૮૭ | ૭ | ચાવસ્સય | આવસ્સય |
| ૧૯૮ | ૧૦ | સ્તબકાર્ય | સ્તબકાર્થ |
| ૨૦૦ | ૨૦ | સારોદ્ધ્રાર | સારોદ્ધાર |
| ૨૦૯ | ૧૩ | (૫૩) | ૫૩ |
| ૨૧૦ | ૨ | સુહુંમ૦ | સુહુમ૦ |

